ૐ

શ્રી વિનયવિજયજીકૃત

# શાંતસુધારસ

એક અપૂર્વ અધ્યાત્મ અને વૈરાગ્યમુખ ગ્રંથ



અનુવાદક અને વિવેચક

સ્વ૦ મનઃસુખભાઇ કીરતચંદ મહેતા.

" प्रशमपरिणामनिदानं, शांतसुधारसपानं रे । "

પ્રસ્તુત ગ્રંથ



પ્રકાશક—
ડૉ. ભગવાનદાસ મનઃસુખભાઇ મહેતા
એમ બી. બી એસ

વિ સં ૧૯૯૨] . [ઇ સ ૧૯૩૬

મૂલ્ય : બાર આના.

પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦
સર્વ હક્ક સ્વાધીન
વીર સં ૨૪૬૩

## વિજ્ઞાપન

હવે પછી સદ્ગતશ્રીના અન્ય લખાણો, દાનધર્મ, પંચાચાર, નયપ્રદીપ (સવિવેચન) તથા સામયિકોમાં પ્રગટ થયેલા લેખાદિનો સંગ્રહ,-ક્રમશઃ પ્રસિદ્ધ કરવામાં આવશે

—પ્રકાશક

મુદ્રક —
શેઠ દેવચંદ દામજી
આનંદ પ્રેસ-ભાવનગર




श्री सद्गुरुचरणार्पणमस्तु !

" जे स्वरूप समज्या विना,
पाम्यो दुःख अनंत ।
समजाव्युं ते पद नमुं,
श्री सद्गुरु भगवंत ॥ "

—श्रीमद् राजचंद्र

—अनुवादक



સ્વ૦ મનઃસુખભાઈ કીરતચંદ મહેતા.

જન્મ મોરબી | દેહોત્સર્ગ મોરબી
--- | ---
સં ૧૯૩૨, ભાદ્રપદ કૃષ્ણ ૧૩ | સં ૧૯૮૪ પોષ કૃષ્ણ ૮

# મંગલ સૂત્ર

" वैराग्यादि सफळ तो, जो सह आत्मज्ञान,
" तेमज आत्मज्ञाननी, प्राप्तितणां निदान ॥
" त्याग, विराग न चित्तमां, थाय न तेने ज्ञान,
" अटके त्याग, विरागमां, तो भूले निज भान ॥"

—श्रीमद् राजचंद्र

" હું બલિહારી રે એ વૈરાગ્યની, ઉપજ્યો જેને અંગજી."

—નિષ્કુલાનંદ સ્વામી

" ત્યાગી ન ટકે રે, વૈરાગ્ય વિના."

—શ્રી નિષ્કુળાનંદજી

" જ્યાં લગી આતમ તત્ત્વ ચિન્ત્યું નહિં,
ત્યાં લગી સાધના સર્વ જૂઠી."

—નરસિંહ મહેતો

" अधुवे असासयंमि संसारंमि दुक्खपउराए,
" किं नाम हुज्जं तं कम्मयं जेणाहं दुग्गइं न गच्छेज्जा ॥"

—श्री उत्तराध्ययन ८–१

" शरदंबुधरच्छाया गत्वर्यो यौवनश्रियः ।
" आपातरम्या विषयाः पर्यंतपरितापिनः ॥
" अंतकः पर्यवस्थाता जन्मिनः संततापदः ।
" इति त्याज्ये भवे भव्यो मुक्तावुत्तिष्ठते जनः ॥ "

—किरात

" જાણ્યુ તો તેનુ ખરૂ, જે મોહે નવ લોપાય,
સુખ-દુઃખ આવ્યે જીવને, હર્ષ-શોક નવ થાય "

—પ્રકીર્ણ

+विगतमानमदा मुदिताशयाः,
शरदुपोढशशाङ्कसमत्विषः ।
प्रकृतसंव्यवहारविहारिणस्,
त्विह सुखं विहरंति महाधियः ॥

—શ્રી યોગવાસિષ્ઠ

**અર્થઃ**—જેના માન અને મદ જતા રહ્યા છે, જેના આશયનુ લોક મોદન કરે છે, શરદ્‌ના પૂર્ણ ચન્દ્ર જેવી જેની મનઃકાતિ છે, અને પ્રકૃતિથી પતિત થઈ આવેલા શુભ વ્યવહારમા જેઓ વિહાર કરે છે, એવા મહાબુદ્ધિવાળાઓ આ લોકમા સુખે વિહરે છે.



---

+ સરસ્વતીચંદ્ર ભાગ ૩ માથી

# અનુક્રમણિકા



# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| મુખમુદ્રા-૧૧ | ૫ | ચપન | ઉન |
| ૧૮-૨૪-૩૧ | ૨૩-૦૪-૧૫ | વરાગ્ય | વૈરાગ્ય |
| ૨૯ | | અમલચંદજી | હીરવિજયજી |
| ૫૧ | ૧ | અને | ઓ |
| ૫૪ | ૧૪ | નાળાને | વાળને |
| ૯૦ | ૧૮ | युत्तया | युक्तया |
| ૧૦૯ | ૭ | ઉત્પન | ઉપન |
| ૧૧૦ | ૫ | कमाणु | कर्माणु |
| ૧૩૭ | ૬ | शुद्धयति | शुद्ध्यति |
| ૧૪૧ | ૧૫ | આગેગો | પોથા |
| ૧૨૭ ૧૫૯ | ૨-૧૦ | ક્રમ | ક્રમ |
| ૧૬૦ | ०४ | ગખના | ગ્રખના |



# મુખમુદ્રા

**ઉદ્દેશ**

જ્ઞાન વિના મોક્ષ નથી; વૈરાગ્ય વિના જ્ઞાન નથી; વિચાર વિના વૈરાગ્ય નથી; સ્થિરતા વિના વિચાર નથી. આ ભાવનાઓનો ઉદ્દેશ જીવને સ્થિરચિત્ત કરી, વિચારદશામાં લાવી, વૈરાગ્ય ઉપજાવી જ્ઞાન આપવાનો છે; સમ્યગ્ જ્ઞાનની આવશ્યકતા, સદ્વિચારના માહાત્મ્ય અને ભાવનાઓની ઉપયોગિતા વિષે આ ગ્રંથના ઉપોદ્ઘાતમાં વિસ્તારથી કહેલું છે, તે આત્માર્થીએ ફરી ફરી લક્ષમાં લઈ આદરવું યોગ્ય છે.

**મહાત્માઓ અને**

જ્ઞાનીઓએ આ સંસારને અધ્રુવ-અશાશ્વત કહ્યો છે, તે કેવળ સત્ય છે અધ્રુવ અને અશાશ્વત વસ્તુ સત્સુખ ક્યાંથી આપે ? ન જ આપે. સંસારના માયિક પ્રપંચો કેવળ

વૈરાગ્ય મિથ્યા છે, અને દુઃખદાયી છે. ઉજ્જવળ આત્માઓને આ વાત સ્પષ્ટ સમજાય છે.

આ સંસારમાં અનેક પ્રકારના જીવો છે. મનુષ્યોમાં પણ અનેક પ્રકારના આત્માઓ છે. ક્ષયોપશમરૂપે તેઓમાં તારતમ્ય વર્તે છે. કોઇ નિર્મળ બુદ્ધિવાળા ઉજ્જવળ આત્માઓ છે; કોઇ મલિન વૃત્તિવાળા માયિક ફંદમાં ફસેલા આત્માઓ છે. નિર્મળ બુદ્ધિવાળા ઉજ્જવળ આત્માઓનો સ્વતઃ વેગ વૈરાગ્યમાં ઝંપ લાવવારૂપ છે. પોતાની બુદ્ધિની નિર્મળતાને લઇને તેઓને સ્વાભાવિક વૈરાગ્ય સ્ફુરે છે. આત્મઉજ્જવળતાને લઇ તેઓની વિચારદશા જાગ્રત રહે છે, અને સારાસારનો, સત્સુખ–દુઃખનો તેઓને ભાસ થાય છે. તેઓને વસ્તુસ્થિતિ રૂડી રીતે સમજાય છે, અને અસત્ પ્રવૃત્તિ ભણીનો તેઓનો વેગ દૂર થઇ, નિવૃત્ત થઇ, સત્પ્રવૃત્તિ ભણી વળે છે. જગતમા પૂર્વે જેટલા મહાત્માઓ થઈ ગયા તેઓના ચરિત્રોથી આપણને આ જણાય છે. તેઓએ જગતના સુખને ક્ષણિક, એકાંત દુઃખદાયી અને ભયાન્વિત માન્યા છે, જાણ્યા છે, નિર્ધાર્યા છે. તેઓએ ફરી–ફરીને વિચારીને, અનુભવીને, પડે ઠોકર ખાઇને નિશ્ચય કર્યો છે કે આ સંસાર કેવળ દુઃખમય, ખેદમય, અનાથ, અશરણ, અનિત્ય છે; તેમાં કયાંયે લેશમાત્ર સુખ નથી. આ નિશ્ચય આપણને વિવેકવિચારે સાવ સાચો લાગે છે.

આ જગતમાં સુખ્ય મનાતા સુખો વિષયભોગ, ધનપ્રાપ્તિ, સુરૂપવણું, ઉંચું કુળ, માનપ્રતિષ્ઠા, બળ-

સંસારનાં સુખ્ય વાન્પણ, વિદ્વત્તા, સદ્ગુણ, શરીરસંપત્તિ, ગણાતાં સુખો નિરોગી કાયા એ વગેરે છે, પણ વિચા-

ભયવાળાં, વૈરાગ્યજ ભય રહિત. યોગીંદ્ર ભર્તૃહરિનો અનુભવ. ટીએ તો આ સુખમાંથી એવું એક પણ સુખ નથી કે જે ભય રહિત હોય અને જે સુખના પરિણામે પછી ભય, દુઃખ રહ્યાં હોય તે સુખ નહિં પણ દુઃખ જ છે.

"પશ્ચાદ્ દુઃખ તે સુખ નહિં"

—મોક્ષમાળા.

વિષયભોગના પરિણામે રોગનો ભય રહેલો છે. ધન હોય તો રાજા કે ચોર પ્રમુખ હરી લેશે એવો ભય રહે છે. ઉંચું કુળ હોય તો રખેને એને કલંક લાગશે, એવો ભય રહે છે. સ્વરૂપવાન કાંતિ હોય તો સ્ત્રી આદિનો ભય રહે છે અથવા રૂપથી મોહીને સ્ત્રીને કોઇ હરી જશે એવી ચિંતા રહે છે. માન-પ્રતિષ્ઠા જીવ પામ્યો હોય તો રખે હવે હેઠે પડવું પડે, એ ચિંતા રહે છે. બળવાનપણું દાખવ્યું હોય તો શત્રુઓ ઉભા થાય છે; તેની ચિંતા મનને બાળે છે. હું વિદ્વાન્ છું, મને વિદ્યા પ્રાપ્ત થઇ છે, એવું ગુમાન આવે તો વાદવિવાદનો પ્રસંગ આવે છે, જે ચિત્તને કલેશજ આપે છે. ભલે નિરોગી કાયા હોય, પણ તે માટે પણ મરણનો ભય રહેલો છે.—આમ આ બધી વસ્તુઓ જે જગતમાં સુખનાં કારણરૂપે મુખ્ય મનાય છે તે પણ ભયવાળી છે, ચિંતાગ્રસ્ત છે; તો પછી જગતમાં સુખ, નિશ્ચિંતપણું કયાં કયાં રહ્યું ? ભય કે ચિંતા છે **ત્યાં સુખ નથી; દુઃખ જ છે. એક વૈરાગ્ય જ અભય છે,** ભયરહિત સ્થિતિ તો એ પૂર્વે કહેલાં મુખ્ય ગણાતાં જગતનાં સુખો પર વૈરાગ્ય પામવો, તેથી વિરક્ત થવું, તેની મૂર્છા

ત્યાગવી એ જ છે જેણે એ પૂર્વોક્ત સુખ ભોગવી એને સર્વથા ભયાન્વિત જાણ્યા, એવા રાજેશ્વર યોગીંદ્ર ભર્તૃહરિ આમ કહી ગયેલ છે —

भोगे रोगभयं कुले च्युतिभयं वित्ते नृपालाद् भयं ।
माने दैन्यभयं बले रिपुभयं रूपे तरुण्या भयं ॥
शास्त्रे वादभयं गुणे खलभयं काये कृताताद् भय ।
सर्वं वस्तु भयान्वितं भुवि नृणां वैराग्यमेनाभयं ॥

યોગીંદ્ર ભર્તૃહરિ જેવા એક મહાન્ તત્ત્વવેત્તાએ આ સ્વાનુભવની વાત કહી છે, પોતાનુ વિતક ચરિત્ર ગાયુ છે જગત્મા બધા જીવો આ અનુભવ કરી રહ્યા છે, પણ વિરલ જ એનુ સ્વરૂપ જાણે છે બધા જીવો વાસ્તવિક રીતે દુ ખમા

**દુ ખનું ભાન કોને થાય છે?**

પડ્યા છે, છતા ઘણાને તો અમે સુખમા છીએ કે દુ ખમા એ ભાન જ નથી એથી ચઢિયાતા કેટલાક જીવો છે કે જેઓને સહેજ દુ:ખનો ભાસ થાય છે, પણ તેમને તેના પ્રતીકારની અથવા સુખના સ્વરૂપની ગમ નથી, ત્યારે એથી વધારે ચઢિયાતા ઉજ્જ્વળ આત્માઓને દુ ખનુ ભાન થાય છે, તેઓ તે દુ ખના કારણો જાણે છે, તે ટાળવાના સાધનો જાણે છે, સુખનુ સ્વરૂપ જાણે છે યોગીંદ્ર ભર્તૃહરિ આવા એક ઉજ્જ્વલ આત્મા હતા તેઓએ દુ ખનુ સ્વરૂપ જાણ્યુ, ભયવાળી અનિત્ય વસ્તુ પર મોહ, આસક્તિ એ જ દુ ખનુ કારણુ છે એમ તેઓના સમજવામા આવ્યુ, વૈરાગ્ય એજ સુખનુ કારણુ છે એમ તેઓને પ્રતીતિ થઇ

રાજર્ષિ ભર્તૃહરિ જેવા અને તેથી ચઢિયાતા અનેક મહાત્મા-પુરૂષો થઇ ગયા છે, તે બધાએ સંસારનું, તેના ભાવોનું આવું અનિત્ય, દુઃખ-ખેદરૂપ સ્વરૂપ જાણી વૈરાગ્યનો આશ્રય કર્યો છે વિચારદશામાં જાગ્રત રહી, જગતનું આવું ખેદમય સ્વરૂપ જાણી, તે પ્રતિ વૈરાગ્ય આણી છ ખંડ પૃથ્વીના ધણી રાજરાજેશ્વર ચક્રવર્તીઓ પણ એ અસ્થિર ઋદ્ધિને તણખલાની પેઠે છાડી, ચારિત્ર અંગીકાર કરી સિદ્ધિ પામી ગયા છે. આવા ખેદમય-સંસારમાં સુખબુદ્ધિ કે મોહ વિવેકીઓ કરે નહિં. સંસારતાપથી બચાવનાર વૈરાગ્ય જ **પરમ ઔષધ છે,** આમ આપણને વિવેકવિચારે લાગે છે. સદ્વિચારના બળે એ ઔષધનું માહાત્મ્ય સમજાય છે. સ્થિરતા વિના સદ્વિચાર સ્ફુરતો નથી, પણ આ ગ્રંથ વાંચનારાઓને સ્થિર થવાનું સાધન છે.

**વૈરાગ્યનું માહાત્મ્ય**

જ્યાંસુધી જીવને વૈરાગ્ય સ્ફુરતો નથી ત્યાંસુધી તેને તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થતું નથી; સિદ્ધાંતબોધનું શ્રવણ, વાંચન કે પઠન તે જીવ કરે પણ તે તેના અંતરમાં પ્રવેશ પામી શકતા નથી; તેના અંતરમાં ઠરતા નથી; એક કાનેથી સાંભળી બીજે કાનેથી કાઢી નાંખ્યા જેવું થાય છે. **જ્યાંસુધી વૈરાગ્યરૂપી રેચક દ્રવ્યથી ચિત્તવૃત્તિનો મલિન વાસનારૂપ મળ સાફ થયો નથી, ત્યાંસુધી જીવને સિદ્ધાંતબોધરૂપ-રસાયણ-રૂપ પૌષ્ટિક ઔષધ ગુણ ન કરે;** નિષ્ફળ જાય અથવા ચિત્ત ચંચળતારૂપ વિકાર ઉપજાવે. જ્યાંસુધી વૈરાગ્ય-જળના સિંચનથી ચિત્તભૂમિ યથેચ્છ ભીંજાઇ ન હોય,

**સિદ્ધાંતજ્ઞાન માટે વૈરાગ્યની જરૂર**

ત્યાંસુધી તત્ત્વજ્ઞાનરૂપ સિદ્ધાંતબોધનું બીજ તેમાં ક્યાંથી વાવી શકાય ? ન જ વાવી શકાય; છતાં તે ત્યાં પ્રક્ષેપવામાં આવે તો તે ઠરે નહિં; વ્યર્થ જાય. આમ તત્ત્વજ્ઞાનને અર્થે વૈરાગ્યની બહુ બહુ જરૂર છે. પાત્રતા વિના જ્ઞાન પ્રાપ્ત થતું નથી; પરિણામ આપતું નથી. તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ માટે જીવને વૈરાગ્ય પાત્રતા આપે છે. આમ આ સંસારમાંથી છૂટવા ઇચ્છતા જીવોને, મુમુક્ષુઓને વૈરાગ્ય પરમ સાધન છે.

"ત્યાગ, વિરાગ ન ચિત્તમાં, થાય ન તેને જ્ઞાન."

—આત્મસિદ્ધિ

જેના ચિત્તમાં લેશમાત્ર ત્યાગ, વૈરાગ્ય નથી તેને તત્ત્વજ્ઞાન ન થાય એમ સત્પુરૂષો કહે છે, તે કેવળ સત્ય છે. આ કાળ
એના પ્રત્યક્ષ પૂરાવારૂપે છે. આ કાળને પરમ
આ કાળ દુષમ જ્ઞાનીઓએ દુષમ કહ્યો છે તે વાસ્તવિક છે.
કેમ કહેવાયો ? જે કાળમાં જીવોને આત્મહિતનાં સાધનો
દુષ્કર થઇ પડ્યાં હોય, તત્ત્વજ્ઞાનની
પ્રાપ્તિ પરમ દુર્લભ હોય તે કાળ કેવળ દુષમ, વિષમ કહેવા યોગ્ય છે. મોહનું સામ્રાજ્ય તો બધા કાળમાં વર્ત્તે છે; પણ આ કાળમાં એનું સાર્વભૌમ રાજ્ય બહુ પ્રબળપણે વર્તતું દેખાય છે. આ કાળમાં વસ્તુસ્થિતિ ઉત્તરોત્તર ક્ષીણતાને પામતી ચાલી છે, એ દેખીતી વાત છે. ધનસંપત્તિ. આયુષ્ય અને શરીરસંપત્તિ, આ ત્રણ મુખ્ય વસ્તુઓની ક્ષીણતા એના પ્રત્યક્ષ પૂરાવારૂપે છે. સૈકા ઉપરના માણસો એંસી, નેવું, સો વરસ સુધીનું આયુષ્ય ભોગવતા, હાલ જે સાઠ કે સીતેર

પૂરાં કરે છે તે ભાગ્યશાળી મનાય છે. શરીરક્ષીણતાની, રોગના ઉપદ્રવની, વિશેષે કરી ક્ષયરોગની ફરિયાદ આ વર્ત્તતા દાયકા કે સૈકામાં સાંભળવામાં આવે છે, તેવી અગાઉ ઓછી સાંભળવામાં આવતી. ઉપરાઉપરી દુર્ભિક્ષ પડવાથી લોકોની ધનસપત્તિ પણ ક્ષીણ થતી જાય છે. અન્નજળ વિના વખતોવખત ઠેકાણે ઠેકાણે જીવો ભૂખ–તરસે દુઃખ ભોગવી, રીબાઇ પ્રાણ ખૂએ છે. પૂર્વે વસ્તુસ્થિતિનું આવું ઉગ્ર ભયાનકરૂપ તો નહોતું જ, એમ આપણને ઇતિહાસ પણ ખાત્રી આપે છે જર-જમીનના લોભને લઇ થતા ભયંકર યુદ્ધોમા લાખો મનુષ્યોનો સંહાર થાય છે. મરકી, ધરતીકંપ આદિના કુદરતી કોપાગ્નિમા અનેક જીવો હોમાય છે, આમ અનેક પ્રકારે વર્ત્તમાનકાળ સ્થિતિ દુખમય દેખાય છે. છતાં એ એક અતિ મ્હોટુ આશ્ચર્ય છે કે જીવો વિશેષ વિશેષ મોહાધ થતા જાય છે !!

**ભૂત–વર્ત્તમાનનુ તોલન ભૂતનો વૈરાગ્ય. વર્ત્તમાન મોહદશા**

પૂર્વનો જે કાળ હજી આવી ક્ષીણતાને પામ્યો નહોતો, અને જ્યારે લોકોની શારીરિક સંપત્તિ, આર્થિક સપત્તિ અને આયુસ્થિતિ કાઇક સારી અને બળવાન હતી, છતા ત્યારે તેઓ એ દેહ, શરીર કે અ યુનો વિશ્વાસ નહિં કરતા, તે પરનો મોહ ઉતારી, વૈરાગ્ય આણી, ચારિત્ર લેતા, સદ્વર્ત્તન આચરતા, સત્ય ચિંતવતા, સત્ય આચરતા, સત્ય વદતા, માયાકપટ ન સેવતા, નિરૂપાયે ઘણુ ઓછું સેવતા, પોતાનાં દ્રવ્યનો સુપાત્રે વ્યય કરતા, અનેક પુણ્ય ઉપાર્જતા, ધના–શાલિભદ્ર જેવા કોઇ કોઇ મહાપુણ્યશાળીઓ અઢળક ઋદ્ધિસિદ્ધિ, સુખી પરિવાર તણખલા પેરે છોડી,

મુનિપણું અંગીકાર કરતા. આવો ઉત્કૃષ્ટ વૈરાગ્ય તેવા સારા કાળમાં વર્ત્તતો; ત્યારે આજે જીવો દુ:ખી છતા, વિશેષ વિશેષ મોહવશ થતા જાય છે, હિંસા આચરે છે, અસત્ય ચિંતવે છે, અસત્ય બોલે છે, અસત્ય વર્ત્તે છે, ચોરી કરે છે, બ્રહ્મચર્યપાલન તો રહ્યું, પણ અસત્શીલ સેવે છે, વ્યભિચાર આચરે છે, પરિગ્રહની જાળ વધારે છે, મહારંભ કરે છે, એ આદિ પૂર્વોક્ત પાપો પોતે કરે છે, બીજા પાસે કરાવે છે, બીજાને કરતા દેખી રાજી થાય છે, અનુમતિ આપે છે, અનુમોદન આપે છે ટૂકમાં જીવો વૈરાગ્ય નહિં પામતાં ઉલટા કુકર્મમાં લેવાતા જાય છે ! ચોતરફ હાલની આ આપણી જાણમાં આવેલી દુનિઆ પર દ્રષ્ટિ ફેંકીએ છીએ તો આ વાત પ્રત્યક્ષ દેખાય છે

આ વાત સામાન્યજન આશ્રયી છે, સર્વજન માટે નથી. ઘણા મહાનુભાવો પુણ્યશાળીઓ આત્માર્થીઓ છે; ઘણા સદાચારી પાપભીરૂ જનો છે, ઘણા સતજનો છે, ઘણી સતી-સાધ્વીઓ, પવિત્ર બ્હેનો, માતાઓ છે, તે બધા વંદનીય છે; પણ આગળ કહેલી વાત સામાન્ય જનસમુદાયને ઉદ્દેશીને છે. કયાં પૂર્વપુરૂષોની અઢળક ધનસંપત્તિ અને કયાં વર્ત્તમાનજીવોની અલ્પલક્ષ્મી ? આમ છતાં પૂર્વપુરૂષો મોહ છાંડી દઇ સંતોષ ધરતા ત્યારે હાલની સ્થિતિ જોતા જીવો વધારે વધારે તૃષ્ણાવંત થઇ ગાઢ મોહવશ થતા જાય છે!

**વર્ત્તમાનકાળનું દુષમ નામ વાસ્તવિક**

વૈરાગ્યની વાત પણ તેમને રુચતી નથી, અસત્પ્રવૃત્તિમાં લેવાના

જાય છે ત્યાં તેમને આત્મજ્ઞાન ક્યાંથી સ્ફુરે ? ન જ સ્ફુરે. જ્ઞાન ન સ્ફુરે તો પછી આત્મહિત ક્યાંથી થાય ? આત્માર્થ ક્યાંથી સરે ? ન જ સરે. તો પછી જે કાળમાં આત્મહિત ન થાય, તેના સાધનરૂપ વૈરાગ્ય-ત્યાગ ન સ્ફુરે, તે કાળને જ્ઞાનીઓએ દુષમ ગણ્યો-કહ્યો છે, તે વાત વાસ્તવિક છે.)

**તત્ત્વજ્ઞાનની હીનતાઃ કારણ ?**

વર્તમાનકાળમાં જૈન સમુદાયમાં પણ વૈરાગ્યની અત્યંત ન્યૂનતા દેખાય છે. તત્ત્વજ્ઞાનની હીનતા એના પરિણામરૂપે દૃષ્ટિગોચર થાય છે. તત્ત્વજ્ઞાન ભણી જીવોનું લક્ષ નથી, તત્ત્વસ્વરૂપ જાણનારા ઘણા વિરલા નીકળશે, આંગળીને ટેરવે ગણીએ એટલા જ નીકળશે. કારણ ? તેઓને તે ભણી રુચિ નથી. રુચિ કેમ નથી ? કારણ કે પ્રત્યેક જીવ પોતપોતાની પ્રવૃત્તિમાં ઉંધું ઘાલી, આંખો મીંચી, એવા રાચ્યા-માચ્યા પડ્યા છે કે તેઓને વિચારનો પણ અવકાશ મળતો નથી વિચારનો અવકાશ મળ્યે વિચારે તો કાંઇક જીવ કુણો થઇ વૈરાગ્યમાં પ્રવેશ કરે ને ? પણ તેઓ એક આ ભવનેજ દેખે છે. ભૂતકાળ અને ભવિષ્યકાળ આડો એક મ્હોટો કોટ આવી પડયો છે. તેઓ તો વર્તમાન માત્રમાં જ રાચી-માચી રહ્યા છે. હું પૂર્વે કોઇ બીજા રૂપે હતો અને હજી ભવિષ્યમાં બીજા કોઇ રૂપે હઇશ, એનું એને ભાનજ નથી. હું કદી મરવાનો જ નથી, આ બધી પ્રવૃત્તિ, પ્રપંચજાળ સ્થાયી ( Permament ) રહેવાનાં છે, એમ એ પ્રત્યેક જીવ માની બેઠા છે. હું કોણ છું ? ક્યાંથી આવ્યો ? આ સારી સંપત્તિ ક્યાંથી અને શાથી પામ્યો ? આ મારો જ પાડોશી બિચારો દરિદ્રી, દુઃખી કેમ છે ?

મારૂં સ્વરૂપ શું છે?-એ વગેરે વિચારનો એને પ્રવૃત્તિ આડે અવકાશ જ નથી. આમ વિચાર વિના વૈરાગ્યથી વિમુખ થઇ તત્ત્વજ્ઞાનથી એ વેગળા રહે છે.

સર્વજ્ઞ વીતરાગ અરિહંત પ્રણીત પવિત્ર જૈનદર્શન અપૂર્વ છે. જૈનધર્મની પવિત્ર દયાનો વાસ હાલ વણિકોમાં રહ્યો છે, એટલી આનંદની વાત છે; પણ તત્ત્વજ્ઞાનને નામે શૂન્ય છે. એ પવિત્ર દયાને લઇ વણિક જૈનોનું નામ હાલ પ્રખ્યાત છે. અને બીજે જૈનોના જેટલી દયા પણ નથી, એ જૈનોએ ગૌરવ આણવા જેવું, પોતાને પુણ્યશાળી ગણવા જેવું છે. એવા દયાધર્મવાળા કુળમાં જન્મ એ પણ પુણ્યને લઇને થાય છે, અને પાછો પુણ્યનું કારણ છે. આમ જૈનવર્ગ પણ દયાથી દીપતો છે. અને જગતના બીજા ધર્મો પર શ્રેષ્ઠતા ભોગવે છે, એ સહ્દયાત્માઓને સંતોષનું કારણ છે. એકલી દયાવડેજ જગતમાં વિજયધ્વજ ફરકાવતા

**દયા જૈનનું ગૌરવ અને જૈન દયાથી દીપતો.**

એ જૈન સમુદાયમાં તત્ત્વજ્ઞાનનો, સમ્યગ્જ્ઞાનનો પ્રચાર થાય તો પૂર્વનો તીર્થંકર ભગવાનના સમવસરણનો પવિત્ર અવસર કેમ નિકટ ન આવે. આવે, પણ આ કાળના હીણપુણ્યા જીવોનો એ ભાગ્ય ક્યાંથી હોય? જેને વૈરાગ્ય સ્ફુરતો નથી, વૈરાગ્યથી જે વેગળા રહે છે, સળી માત્રની અછતી વસ્તુની જે મૂર્છા ત્યાગવા અસમર્થ છે, અસત્યમાં, અસત્ પ્રવૃત્તિમાં જે ડૂબી રહ્યા છે, તેને તત્ત્વજ્ઞાન ક્યાંથી સ્ફુરે? અરે! એ સમવસરણનો કાળ તો દૂર રહ્યો, પણ ભય લાગે છે કે તત્ત્વજ્ઞાનની ન્યૂન

તાને લઇ જે દયાવડે એ પવિત્ર શાસનનો વિજયધ્વનિ ગાજી રહ્યો છે, તે દયાનો પણ લોપ થતો જશે

**ભૂત વર્ત્તમાનના પ્રકાશવડે ભવિષ્યપર નખાતા દૃષ્ટિપાત**

વર્ત્તમાન સ્થિતિ જોઈ શાસનના આરાધનાગ પવિત્રાત્માઓએ જાગ્રત થવુ ઘટે છે. જૈનધર્મની પવિત્ર દયાના વાસથી હાલના વણિક-વૈશ્યોના કુળ ઉજ્જ્વળ થયા છે દયાનો લોપ કરનારના કુળ કાળા થયા છે

**જૈનધર્મ શૂરવીર ક્ષાત્ર ધર્મ**

બાકી વાસ્તવિક રીતે આ પવિત્ર શાસન તો દયાધર્મી શૂરવીર ક્ષત્રિયોને, રાજપુત્રોને જ છાજે તીર્થંકરમાત્ર શૂરવીર ક્ષત્રિયો હતા, રાજવંશી હતા, ક્ષત્રિધર્મ પાળતા ન્યાયથી પ્રજાનું પાલન કરતા, દયા દયા, એકાંત દયા, અમારિ, અહિંસા પ્રવર્ત્તાવતા, અવર્ણનીય વૈભવ ભોગવતા, અઢળક દ્રવ્યસંપત્તિ તેઓને હતી, મનબળ, તન બળ, આત્મબળ, તેઓનુ નિસીમ હતુ આવા ઋદ્ધિવંત છતા, શૂરવીર છતા, રાજપતિ છતા, જન્મતાજ ત્રણ જ્ઞાનના ધણી છતા, વૈરાગ્યવંત હતા, તેઓને તે ઋદ્ધિ આદિ પ્રતિ લેશ માત્ર મૂર્છા ન હતી તેઓ પણ તે ઋદ્ધિને તૃણ પેઠે છાંડી ચાલી નીકળતા હતા, દીક્ષા લેતા હતા આ પવિત્ર શાસન તે આવા શૂરવીર મહાવીરોને છાજે છતા ચરમ તીર્થંકર

**સ્થિતિ સુધારવાનો ઉપાય**

શ્રી મહાવીર પરમાત્માના આ પવિત્ર શાસનને પ્રકાશમા લાવી તેનો જયઘોષ કરાવવો હોય તો તે જૈનીઓના હાથમા છે

**મતમતાંતરની, અહંમમતાની જાળ**

તોડી નાંખી, પ્રમાદ છાંડી, સદ્વિચારમાં ચિત્તને સ્થિર કરી, વૈરાગ્યવાસિત થવાથી તેઓને અદ્‌ભુત શાંતિ આવી તત્ત્વજ્ઞાનની સ્ફુરણા થશે પૂર્વે આત્માર્થ સાધેલા, એવા વિવેકી મહાપુરૂષોના પગલે પુરૂષાર્થ અને વિવેકપૂર્વક ચાલતાં પરમ તત્વ પ્રાપ્ત થશે.

હાલ પ્રાય. વૈરાગ્યનું સ્વરૂપ સમજ્યા વિના, દુઃખગર્ભિત*

---

* દુઃખગર્ભિત વૈરાગનુ આ લક્ષણ કહ્યું છે —

"इष्टेतरवियोगादिनिमित्त प्रायशो हि तत् ॥
यथाशक्त्यपि हेयादावप्रवृत्यादिवर्जितम् ॥
उद्वेगकृद्विषादाढ्यमात्मघातादिकारणम् ।
आत्मध्यान ह्यदो मुख्यं वैराग्यं लोकतो मतम् ॥ "

જુઓ—શ્રીમાન્ હરિભદ્રસૂરિકૃત અષ્ટક

" अत्राङ्गमनसो खेदो ज्ञानमाप्यायकं न यत् ।
निजाभीप्सितलाभे च विनिपातोऽपि जायते ॥
दुःखाद्विरक्ताः प्रागेवेच्छन्ति प्र यागतेः पदम् ।
अधीरा इव संग्रामे प्रविशन्तो वनादिकम् ॥
शुष्कतर्कादिकं किञ्चिद्वैद्यकादिकमप्यहो ।
पठन्ति ते शमनर्द्धी न तु सिद्धान्तपद्धतिम् ॥
ग्रन्थपल्लिवबोधेन गर्वोष्माणं च बिभ्रति ।
तत्त्वं ते नैव गच्छन्ति प्रशमामृतनिर्झरम् ॥
वेषमात्रभृतोऽप्येते गृहस्थान्नातिशेरते ।
न पूर्वोत्थायिनो यस्मान्नापि पश्चान्निपातिनः ॥
गृहेऽन्नमात्रदौर्लभ्यं लभ्यन्ते मोदका व्रते ।
वैराग्यस्यायमर्थो हि दुःखगर्भस्य लक्षणम् ॥ "

જુઓ—શ્રી યશોવિજયજીકૃત અધ્યાત્મસાર

રાગ્યને લઇ દીક્ષા લે છે, તેઓએ તિતિક્ષા કરવી ઘટે છે; અધિકાર પ્રાપ્ત થયા પહેલાં તેઓએ દીક્ષા લેવી યોગ્ય નથી. પોતાને વૈરાગ્ય સ્ફુર્યો હોય તો તેની કસોટી કરવી; થોડો વખત શાંતિથી સત્શાસ્ત્રનો અભ્યાસ કરવો; અને પછીજ કોઇ સારા વિચક્ષણ આત્માર્થીઓની સલાહ મુજબ પ્રવર્ત્તવું ઘટે છે.

**દીક્ષા માટે અધિકારની જરૂર; અનાધિકારીપણાના અનર્થ**

દીક્ષા આપનાર સાધુએ પણ એની યોગ્યતા તપાસવી ઘટે છે. અલબત, દુઃખગર્ભિત વૈરાગ્ય પણ સાચા વૈરાગ્યનું, તેવાં સાધનો પામ્યે, નિમિત્ત થાય છે. પણ તત્ત્વજ્ઞાનની ન્યૂનતા–હીનતાને લઈ, તેના લક્ષના અભાવને લઇ, અથવા તેના સ્વરૂપનું જોઇએ તેવું જ્ઞાન નહિં હોવાથી જે દુઃખથી એ વૈરાગ્ય આવેલો તે દુઃખ દૂર થયે, અથવા વિસર્યે જીવ પાછો પોતાના આગલા વિભાવિક પરિચયમાં પડી જાય છે [જીવનો સ્વભાવ રમણતાનો છે; એને ગમે ત્યા રમણ જોઇએ છે; રમણ વિના એ ક્ષણભર પણ રહી શકતો નથી; એટલે કાં તો એ વિભાવમા રમણ કરે; કાં સ્વભાવમાં રમણ કરે; કાં તો એંઠ ચાટે; કાં તો મિષ્ટાન્ન આસ્વાદે; સ્વસ્વભાવમાં રમણતાના કારણરૂપ તત્ત્વજ્ઞાનના અભાવે એ વિભાવમાં જ રમણ કરે.] દુઃખગર્ભિત વૈરાગ્યે દીક્ષા લીધેલ અધિકાર વિનાના સાધુની પણ આ સ્થિતિ થાય છે. વૈરાગ્યનાં કારણરૂપ દુઃખ તો પ્રાયઃ દીક્ષાથી દૂર થાય છે અથવા વિસરી જવાય છે, કેમકે કોઇએ કુટુંબ–કલેશથી, કોઇએ ભૂખના દુઃખથી, કોઇએ અપમાનાદિના કારણથી, કોઇએ સ્નેહીના વિયોગા-

**દુઃખગર્ભિત વૈરાગ્યનું સ્વરૂપ અને તેનું બહુધા પરિણામ**

હિથી, કોઈએ દરિદ્રતાના દુઃખથી વૈરાગ્ય પામી દીક્ષા લીધી હોય છે,–તે બધાં દુઃખ દીક્ષા લેવાથી દૂર થાય છે, અથવા વિસારે પડે છે, એટલે તેના પરિણામે જે વૈરાગ્ય ઉપજેલ તે પણ નાશ પામે છે. દુઃખગર્ભિત વૈરાગ્ય દુઃખ હોય ત્યાંસુધી જ રહે છે એટલે જીવ નવરો પડે છે. તત્ત્વજ્ઞાન તો હોતું નથી; કેમકે તત્ત્વજ્ઞાન હોત તો તો સાચો વૈરાગ્ય આવત; દુઃખથી વિહ્વલ થઈ પુરૂષાર્થહીન થઈ દીક્ષા ન લેત; શૂરવીર થઈ દીક્ષા લેત; પણ એ તત્ત્વજ્ઞાન તો નથી એટલે એ બિચારા સાધુ પાછા વિભાવમા પડે છે. જે ઘરબાર, કુટુંબ પરિવાર, પરિગ્રહ, કલહ, મમત્વ, છોડી વેષાંતર કર્યો તેજ ઘરબાર, પરિવાર, પરિગ્રહ, વાદવિવાદ, ધંધા, મમત્વ, મતમતાંતર અન્યરૂપે આ અવસ્થામાં વિશેષ પ્રબળપણે વસાવે છે, જેથી પરિણામે પોતાનું તો અકલ્યાણ થાય છે પણ પોતાના મુગ્ધ આશ્રિતોનું પણ અકલ્યાણ થાય છે; શાસનની અવગણના થાય છે; જેનાં કારણિક પોતે હોવાથી પોતે બેવડા–ત્રેવડા અકલ્યાણનું ભાજન થાય છે. આમ વિચારી ગુરૂએ પણ દુઃખગર્ભિત વૈરાગ્યવાળાને અધિકાર પ્રાપ્ત થયા વિના કેવળ પરિવાર વધારવાના હેતુએ, અથવા એથી એનું કલ્યાણ થશે, એને ભાવ આવશે એવી ભ્રમણાએ દીક્ષિત કરવા ઘટતા નથી; તેમ કરતાં યોગ્ય વખત સુધી અટકવું જોઈએ છે.

સાધુ આશ્રયી આ વાત કહી તે પણ સામાન્યપણે કહી છે, સર્વદેશીય નથી. ઘણા આત્માર્થી મહાનુભાવ સંતપુરૂષો, વૈરાગ્યવાસિત, ભાવુક આત્માઓ પવિત્ર પૂજ્ય મુનિરાજો છે.

તે બધા ત્રિકરણયોગે નમસ્કાર કરવા યોગ્ય છે, સ્તવવા યોગ્ય છે, પૂજવા યોગ્ય છે. બાકી આ વાત સર્વદેશીય નથી, માટે હજી પણ પવિત્ર શાસનનો જયઘોષ વજડાવી તેનો પ્રકાશ કરવો હોય તો પવિત્ર મુનિરાજોએ ઉપર કહ્યા મુજબ કરવું ઘટે છે.

**સુધારણામાં મુનિવરોની ઉપયોગિતા, તેઓને વિશેષ સરળતાના કારણો.**

જ્યારે તેઓ ઘરબાર, કુટુંબાદિ છોડી નીકળ્યા છે, તો હવે તેઓએ મિથ્યા ઝઘડામાં નહિં પડતાં, અહંમમત્વ નદિં કરતાં, પરિગ્રહ પરિવારનો સંકલ્પ પણ નહિં આણતાં, એકાંત સ્વ-પરહિતમાં પ્રવર્તવું ઘટે છે; વૈરાગ્ય આણવો ઘટે છે; શાંતિ રાખવી ઘટે છે; અને વિવેકવિચારે વૈરાગ્યપૂર્વક તત્ત્વજ્ઞાનની સ્ફુરણા કરી તેનો પ્રકાશ કરવો ઘટે છે. કુટુંબ-પરિગ્રહાદિ છોડેલ હોવાથી એઓ આ કામ બહુ સહેલાઇથી, ત્વરાથી, નિર્વિઘ્નપણે કરી શકશે. જીવોને વૈરાગ્યનાં કારણરૂપ થશે; જીવોને તત્ત્વ સમજાશે, તેઓની પુણ્યરાશિ વધશે, અને વર્તમાનમાં તેઓ જે દુઃખ ભોગવી રહ્યા છે, તેથી ઘણે દરજ્જે છૂટશે. તેઓને શાંતિ આવશે; તેઓને સાચી સમજ, સમ્યગ્જ્ઞાન આવશે; તેઓનું આ ભવ, પરભવ બંનેનું હિત થશે; શાસનનો વિજયઘોષ મ્હોટા અવાજે જગતમાં શ્રુત થશે; અને હે પવિત્ર મુનિઓ ! આપ એ બધાં રૂડાં કાર્યોના કારણિક થતાં અનંત નિર્જરા કરી સિદ્ધિ પામશો. આમ આપને સ્વપરહિતનો અપૂર્વ લાભ થશે.

**ઇચ્છિત સાહાચ્યથી સાધુઓને અનંત નિર્જરાનો લાભ.**

"સવિ જીવ કરૂં શાસનરસી," એ આ દ્વારા થશે; શ્રી તીર્થંકરદેવ જેને

ભાવદયા કહે છે, અને જેનો એટલો બધો મહિમા પ્રચલિત છે, તે ભાવ કરુણાનો લાભ આપને મળશે; અને કવચિત્ તીર્થંકરનામ કર્મ ઉપાર્જી, તીર્થંકર થઇ, ભવ્યજીવોને ઉપદેશી પરમ સિદ્ધિ વરશો. હે પવિત્ર મુનિઓ! માત્ર પ્રમાદ છાંડવો એટલી વાર છે આમ સાધુઓ કરે તો જૈનશાસનનો પ્રકાશ તરત થાય પણ વર્ત્તમાનભાવ જોતાં એ દિવસ અસંભવિત લાગે છે. અહો! પોતાના હોવાપણાનું, અર્થાત્ આત્માના અસ્તિત્વનુ, તેનો નિત્યપણાનુ, તેના કર્મકર્તૃત્વપણાનુ, કર્મ ભોક્તૃત્વપણાનું, કર્મથી મોક્ષ હોવાપણાનું અને મોક્ષના સાધનો હોવાપણાનું પણ ઘણા-ઘણાઓને ભાન નથી; ભાન હશે તો તે વિવેકવિચારે ફરીફરી પોતા ઉપર ઉતારી નિરધાર કરી, પોતે નિશ્ચય નહિં કર્યો હોય, આવી ઘણી ઘણી અપૂર્ણ જ્ઞાનદશા જ્યાં શ્રમણસમૂહમા પણ વર્ત્તતી હોય ત્યાં તેઓદ્વારા તત્વ જ્ઞાનનો પ્રચાર કેમ થઇ શકવો સંભવે? શ્રી દશવૈકાલિક સૂત્રમાં વચન છે કે-"જે સાધુને આ-

સાધુઓને પણ ત્માનું જ્ઞાન નથી તે અબુધ સંય-

તત્વજ્ઞાનની જરૂર. મમાં સ્થિર કેમ રહી શકશે?"

તેમને વિજ્ઞપ્તિ. પવિત્ર મુનિરાજોએ આ પવિત્ર વચનો લક્ષમાં લેવા યોગ્ય છે. જો પ્રમાદ દૂર કરે, વૈરાગ્ય આણે, મમત્વ છાંડે, વિવેક આદરે, સદ્‌વિચાર કરે અને તત્વજ્ઞાન ભણી ઉદ્યમ કરે તો પવિત્ર સાધુઓ, સાધ્વીઓ અને બીજો જૈન સમુદાય પોતાનું શ્રય કરી શકશે, પવિત્ર શાસનને પ્રકાશમાં આણી શકશે; પરમ કૃપાળુ મહાવીર દેવની જગતનું કલ્યાણ કરવાવાળી પવિત્ર શિક્ષાઓ જગતમાં

ફેલાવી, જગતનું કલ્યાણ કરી પુણ્યના ભાગી થઈ અનંત નિર્જરા કરશે.

વિવેક વિકસાવવા, વિચાર દશા જાગ્રત કરવા મોહમ મત્ત મુકવા, વસ્તુ ભણી લક્ષ કરવા, સત્ય પામવા, અસત્ય છાંડવા.

**ભાવનાનો હેતુ**

આ ગ્રંથ, આ ભાવનાઓ ઉત્તમ સાધન છે; જે નિરંતર શાંત ચિત્તે વિચારતા કલ્યાણ દૂર નથી. આ ભાવનાઓનો ઉદ્દેશ જ જગત્ જીવોનું કલ્યાણ કરવાનો છે ઉપોદ્ઘાત અને ઉપસંહારથી આ વાત સહેજે સમજાશે

**જગતનો ઉંધો પ્રવાહ, વિરક્તનો પરિતાપ, પરમ વિરક્તનો સાનુકંપ પ્રયાસ**

જગતને આડે રસ્તે ચાલતું જોઇ, વિપરીત મતિવાળું જોઈ, ભોજા ભક્ત આદિ ભક્તશિરોમણિથી એ સહન ન થઈ શક્યું, એટલે તેઓએ જીવોને ચાબખા લગાવવા માંડ્યા. (ભોજા ભગતના ચાબખા પ્રસિદ્ધ છે.) ભલા, એ પણ જીવો પર કરુણાનો એક પ્રકાર છે મૂઢ જીવોને ચાબખા જોઇએ તેમ જ આ કર્તા પુરુષ શ્રી વિનયવિજયજી આદિ પવિત્ર શાંત પુરુષોએ જીવોને ઉંધે રસ્તે ચાલતા જોયા, છતાં નકામા તપી પોતાના આત્માને આકુળવ્યાકુળ નહિં કરતાં, તેઓને શાંત રૂપે ઉપદેશ આપ્યો છે. આ ભાવનાઓમાં કેવળ મીઠાશભર્યો શાંતિકારી ઉપદેશ છે. નિરાગી મહાત્માઓનાં મૈત્રી, પ્રમોદ, કરુણા, માધ્યસ્થ ભાવનાના એ અદ્ભુત પ્રકાર જુઓ.

શ્રી ઉપમિતિભવપ્રપંચના કર્તા પુરુષ શ્રી સિદ્ધર્ષિગણિની

રચેલ એ ગ્રંથની પીઠિકા ( Introduction ) નિરાગી સત્પુરૂષોની

**ભિખારીની વાસી કઢી અને જ્ઞાનીનુ પાયસાન્ન**

આપણુ પામર સંસારી જીવોને દુઃખમાંથી કરુણાભાવે છોડવવાના ઉપદેશનો એક અસરકારક પ્રસંગ આપણને આપે છે. વિષયાસક્ત જીવો ઉપર વિષયવિરક્ત એ પુરુષોને બહુ દયા આવે છે, વિષયવિવશ પામર જીવ જાણે એક ભિખારી છે, અને વિષયરસરૂપી ચાર-પાંચ દિવસની ખાટી થઇ ગએલી કઢી દેહરૂપી રામપાતરડાં ઉપરથી ચાટી ચાટી તે આનંદ પામે છે. વિષયવિરક્ત પરમ જ્ઞાનીને આ દેખી દયા આવે છે, અને તેને વૈરાગ્યરૂપી તાજો મીઠો અમૃતમય દૂધપાક આત્મભાવરૂપ સુવર્ણ પાત્રમાં આપે છે ત્યારે ભિખારીને પ્રથમ તો પૂર્વના મોહથી પોતાની વિષયરસરૂપી ખાટી કઢી અને રામપાતરડું છાડવાં ગમતાં નથી, વૈરાગ્યરૂપ દૂધપાક તેને રુચતો નથી; છતાં જ્ઞાની આકુળ ન થતાં તેને દયા આવે ફરી ફરી એ લેવા કહે છે.

**જ્ઞાનીની તિતિક્ષા**

ભિખારી એ લેતાં પ્રથમ તો અચકાય છે અને સજાગર પણ પછી જ્ઞાનીના ફરી ફરી કરુણાળુ નિષ્કારણ કરુણા શબ્દોથી એ દૂધપાક પણ લે છે, પોતાની કઢી તો છાંડતો નથી. જ્ઞાનીપુરૂષ કહે છે કે-ભાઇ, તું આને લે. જ્ઞાનીની આ શાંત વાણીથી ભિખારીનું કામ થઇ જાય છે એને દૂધપાક ક્રમે ક્રમે કરી રુચી જાય છે. ખાટી કઢી તરફની રુચિ જતી રહે છે અને છેવટે વિષયરસરૂપી ખાટી કઢી સર્વથા છાંડી વૈરાગ્યામૃતરુપ દૂધપાક આરોગે છે નિરાગી સંત-મહાત્માઓનો આ દયાભર્યો ઉપદેશ બહુ વિચારવા જેવો છે. ધો શાંતસુધારસ એવા ઉપદેશનો એક

દાખલો છે. ગ્રંથકાર જીવોને ફરી ફરી શાંતભાવે-દયાભાવે વૈરાગ્ય ભાવના ચિંતવવા વિનવે છે, સૂચવે છે, ઉપદેશે છે. જાગ્રત કરે છે. જે પ્રકારે જગતજીવોનું કલ્યાણ થાય, દુઃખથી છૂટે એ જ સાધનોનાં ઉપદેશનો એમાં ઉદ્દેશ છે. એ ભાવનાઓ ખચીત કલ્યાણકારી છે.

**ચક્રવર્તી અને ભુંડ દેહમમત્વમાં સમાન.**

આમ દુઃખથી જીવને છોડવવામાં પરમ સાધનરૂપ વૈરાગ્યરસને આ ભાવનાઓ જમાવે છે. જીવ જે દેહમા જન્મ લે છે તે દેહપ્રતિ એને ગાઢ મોહ રહે છે. તે દેહમાં તે રોગાદિના ગમે તેવા દુઃખો ભોગવતો હોય, છતા એ દેહપ્રતિનો મોહ અથવા વ્હાલપ લેશ માત્ર છૂટતાં નથી; ઉલટાં વધે છે. ચક્રવર્તીને પોતાના દિવ્ય માનુષી દેહમાં જેટલી મૂર્ચ્છા-વ્હાલપ છે તેટલી જ કાદવ-કીચડમાં રહી ખરડાએલા ભુંડને પોતાના તિર્યંચ દેહમા મૂર્છા-વ્હાલપ લાગેલી છે. આમ આ બન્નેને પોતપોતાના દેહમા એક સરખો રાગ રહેલો છે, છતા ચક્રવર્તીનો દેહ પુણ્યજનિત અને ઉત્કૃષ્ટ શાતાનું સ્થાન હોવાથી ચક્રવર્તી એ પ્રતિ ગાઢ પ્રેમવશ થઇ ભુંડના દેહને નિન્દે છે; વખોડે છે. બંને પોતપોતાના દેહમાં મરણ પર્યંત મૂર્છિત થઇ રાચેમાચે છે; છતાં ચક્રવર્તી કદાચ કાળધર્મ પામી, જે ભુંડયોનિને પોતે વખોડતો તેમાં જ જન્મ પામે, તો ફરી તેનો મોહ તે જ ભુંડ દેહમાં, પોતે પૂર્વે વખોડેલા, નિન્દેલા દેહમાં પ્રગટે છે; એ જ દેહને એ સુખરૂપ ગણે છે; એમાં જ મમત્વ કરે છે. એજ દેહ મરણ એને છોડાવે છે તો ફરી બીજા જે દેહમાં ઉપજે છે, તેમાં સુખ માની

મમત્વ કરે છે. આ જ જીવની અજ્ઞાનતા છે. જીવ વિચારે તો આ અજ્ઞાનતા ભાસે; અજ્ઞાનતા ભાસે, તો તે દૂર થાય, મમત્વ છૂટે.

**વાસના કે મમત્વ જન્મ-મરણનાં કારણ**

દેહ છુટે, પણ તે પરનું મમત્વ નથી છુટતું, તેથી જ જીવને અવનવા દેહ કરવા પડે છે ભલે પછી પુણ્યને લઈ સારા દેહમાં જન્મ લે, પાપને લઇ માઠા દેહમાં જન્મે, પણ દેહ તો કરવાજ પડે છે. મમત્વ, મોહ, વાસના, બહિરાત્મભાવ, મિથ્યાત્વ, વિભ્રમ, દેહાત્મબુદ્ધિ એ બધા લગભગ એકાર્થવાચી શબ્દપર્યાયો છે. અનાદિકાળની મમત્વ-વાસના સાંકળવડે જુદા જુદા ભવ સંધાઇ રહ્યા છે. એ સાંકળ જો એક વાર ત્રુટી તો પછી ફરી સંધાઇ શકતી નથી; ભવનો અંત આવે છે. મમત્વ દૂર થાય તો જીવને ફરી દેહ ધારણ કરવો પડતો નથી. પૂર્વકર્મ સર્વથા નિર્જરવા છુટાછવાયા એક-બે કે વધારે તો પંદર ભવ કરવા પડે તે ભલે, પણ મમત્વ સાંકળ તૂટી ગયેલી હોવાથી એ ભવ લંબાઇ શકતા નથી તેનો સર્વથા અંત આવે છે; જીવ સત્સુખ પામે છે. મમત્વ સાંકળ તુટી જાય, તો એ ભવનો અંત આવે, મમત્વ-સાંકળ જેમ જેમ લંબાય છે તેમ તેમ ભવ પણ લંબાય છે, નવા નવા દેહ ધરવા પડે છે.

દેહ બે પ્રકારના છે. (૧) સ્થૂલ (૨) સૂક્ષ્મ.

(૧) સ્થૂલ તે આ ઔદારિક દૃશ્ય શરીર.

(૨) સૂક્ષ્મ તે તૈજસ અને કાર્મણ.

**સૂક્ષ્મ અને સ્થૂલ દેહ, સૂક્ષ્મ સાથે મમત્વનો સંબંધ**

પ્રત્યેક જીવને આ (૧) સ્થૂલ (૨) સૂક્ષ્મ અથવા તેમાજ શમાઇ જતા આ (૧)* ઔદારિક (૨) તૈજસ (૩) કાર્મણ શરીર છે આ ત્રણ સિવાય બીજાં (૧) આહારક અને (૨) વૈક્રિય એ શરીરના પ્રકાર છે. આહારક શરીર તો કોઇ લબ્ધિ-સિદ્ધિ પામેલા મહાત્માને વિષે ઘટે-તે પોતાનાં શરીરને સૂક્ષ્મમા સૂક્ષ્મ કરી શકે, વૈક્રિય શરીર પણ એવા પુરૂષને ગુણનિષ્પન્ન હોય; પણ નારકી-દેવતાને તો વૈક્રિય શરીરજ હોય, તેઓને ઔદારિક શરીર ન હોય

**સૂક્ષ્મ દેહ સ્વરૂપ**

જીવને જ્યાં સુધી નવા દેહ ધરણ કરવા પડે છે ત્યાં સુધી એક સમય માત્ર શરીર વિના નથી રહેતો. એક દેહથી છૂટતા ભલે તે સ્થૂલ ( ઔદારિક કે વૈક્રિય ) દેહ પડયો રહે કે વીખરાઇ જાય, પણ સૂક્ષ્મ ( તૈજસ અને કાર્મણ ) દેહ તો તેની સાથે જ જાય છે એ સૂક્ષ્મ દેહ ચર્મચક્ષુથી દેખી શકાય એવો નથી. યદ્યપિ એ દેહ રૂપી છે તો પણ દિવ્ય ચક્ષુઓજ અથવા જ્ઞાનિઓજ એને પ્રત્યક્ષ કરી શકે છે જીવની પેઠે એ સૂક્ષ્મ દેહ પણ સંકોચવિકાસનુ ભાજન છે જીવ અરૂપી છે ત્યારે આ સૂક્ષ્મ શરીર રૂપી છે જીવને જ્યા સુધી મમત્વ રહે છે ત્યા સુધી એ દેહ એની સાથે જ રહે છે, એક સમય માત્ર એને છોડતો નથી |

* દેવતા—નારકીને ઔદારિક બદલે વૈક્રિય શરીર હોય એથી નવા નવા રૂપ ધારી શકે એ શરીર છેદ્યુ છેદાય નહિ, ભેદ્યુ ભેદાય નહિ, એકમાથી અનેક રૂપ થાય, પારા પેઠે વીખરાય, ભેગુ થાય

ભલે એક સ્થૂલ દેહ છોડ્યા પછી બીજો સ્થૂલ દેહ ધારણ કરતા કાઈ સમય જાય, ( આ અંતરને વિગ્રહગતિ કહે છે ) પણ એટલો સમય પણ આ તૈજસ શરીર તો સાથે જ હોય છે

દેહ પરથી મમત્વ છૂટે તો એ સૂક્ષ્મ શરીરનુ બળ ઘટે અને નાશ પામી જીવને સર્વથા મોકળો કરે બધા સ્થૂલ દેહમા એક સંકલનારૂપે સામાન્યપણે આ સૂક્ષ્મ ( તૈજસ અને કાર્મણ દેહ ) શરીર રહેલ છે સ્થૂલ દેહને એ સૂક્ષ્મ તૈજસ અને કાર્મણ દેહ જ નભાવે છે સૂક્ષ્મ શરીર જુદુ પડ્યુ કે સ્થૂલ દેહ સડવા કે વીખરાવા માડે છે જીવ વિનાનુ ખોળીયું સડી જાય છે અને જીવ હોય છે ત્યા લગણ એ નભે છે, એનુ કારણ સૂક્ષ્મ શરીરનું અનુક્રમે છૂટવુ અથવા હોવાપણું છે સૂક્ષ્મ શરીર જ્યા સુધી જીવને વળગેલ છે ત્યા સુધી જીવનો મોક્ષ નથી એ સૂક્ષ્મ શરીર ( તૈજસ–કાર્મણ ) પણ મમત્વ ગયે છૂટે છે આ વાત બહુ શાંતિથી વિચારવા જેવી છે )

**જીવ વિનાનુ ખોળીયું સડવાનુ કારણ**




Mamatva and the fine body form the common link, running through all the various births, low

**How new births arise?**

or high. They bind the births fast. If once the link is loosened & cut, the joint strength of the different births is divided and decreased. New births stop arising, and if they at all arise, owing to previous karmas not being destroyed, they arise scattered, there is no cohesion between themselves, their strength is altogether annihilated, owing to the destruction of the common link of mamatva, which joined them, and they can not, by themselves, work out another birth. Undestroyed previous karmas may give rise to another birth, but previous birth cannot do so.

આમ મમત્વ જવાથી ભવ અટકે છે. આ વાત મુમુક્ષુઓએ ખચિત વિચારવી યોગ્ય છે. આ ભાવનાઓ, આ શાંતસુધારસ એ વિચ રત્નઅતિ, વિવેક, વૈરાગ્ય અને જ્ઞાનનુ કારણ થશે એજ એનો ઉદ્દેશ છે. જિજ્ઞાસુઓએ ફરી ફરી આ ગ્રંથ વાંચવા જેવો છે.

**આ અનુપ્રેક્ષાના જુદા જુદા ગ્રંથો**

આ બાર ભાવનાનું સ્વરૂપ પૂર્વના મહાન મુનિવરોએ જુદી જુદી ભાષામા જુદા જુદા રૂપે ગદ્ય-પદ્યમા વર્ણવ્યું છે. સંસાર ગ્રીષ્મના તાપથી આકુળ થએલા જીવોને એ પવિત્ર ભાવના ઉપશમ મેઘની જળધારા સમાન શીતળકારી છે. સંસારરૂપી ખારા પાણીના સમુદ્રમાં પ્રવાસ કરતા

શ્રી સકલચંદ્રજી તરસ્યા આત્માથીને એ ભાવનાઓ શીતળ અમૃત રસનાં ઝરણુ સમાન છે.
શ્રી યશઃસોમજી. હમણાજ થઇ ગયેલા ઉપાધ્યાય શ્રી સકલચંદ્રજી તથા મુનિ શ્રી યશઃસોમકીર્તિએ બનેએ જુદે જુદે રૂપે દેશભાષામાં અસરકારક ઢાળરૂપે એ ભાવનાનો ભવ્ય જીવોને બોધ કર્યો છે. શ્રી શુભચંદ્રાચાર્યે
શ્રીશુભચંદ્રાચાર્ય. જ્ઞાનાર્ણવ ન.મનો પરમ તાત્ત્વિક ગ્રંથ રચ્યો છે તેમાં પણ આ બાર ભાવનાનું સંસ્કૃત શ્લોકમાં શાંતિ ઉપજાવે એવું વર્ણન
શ્રીકાર્તિકેયસ્વામી કર્યું છે. પૂર્વે થઇ ગયેલા મહાનિર્ગ્રંથ કાર્તિકેય સ્વામીએ આ ભાવનારૂપે અનુપ્રેક્ષા પ્રકાશી છે–એ તો આ બધા કરતાં ચઢે એવી છે. "સ્વામિ કાર્ત્તિકેયાનુપ્રેક્ષા"એ નામે એ પવિત્ર ગ્રંથ ઓળખાય છે તેમ જ આ શાંતસુધારસ ગ્રંથ શ્રી વિનયવિજયજી મહારાજે રચ્યો છે. હમણાં જ થઇ ગયેલા શ્રીમદ્ રાજચંદ્રે પણ આ ભાવનાવાસિત લઘુ પણ અપૂર્વ "ભાવનાબોધ" નામનો ગ્રંથ લખ્યો છે. ચમત્કારી અને મનહર દેશભાષામાં કથાપ્રસંગો સાથે એ ગ્રંથ લખાયેલો હોવાથી જીવોને બહુ અસર કરે છે, કર્ત્તા પુરૂષની આંતરદશાનું પ્રતિબિંબ એ ગ્રંથમાં પડે છે. આ સિવાય આગમસાર, જૈન
શ્રીમદ્ રાજચંદ્ર તત્ત્વાદર્શ વગેરેમાં પણ આ ભાવનાઓનો કયાંય સંક્ષેપે, કયાંય વિસ્તારથી બોધ છે.
શ્રી ઉત્તરાધ્યયનસૂત્રમાં તો આ બોધ અપૂર્વ છે. આમ ઠેકાણે ઠેકાણે જીવોને વૈરાગ્યવાસિત કરવાના હેતુએ, તેઓને જ્ઞાન પમાડી સંસાર દુઃખમાંથી મોકળા કરવાનાં હેતુએ પરમકૃપાળુ

આચાર્યો આ વૈરાગ્યમય ભાવના ગાઇ ગયા છે; વર્ણવી ગયા છે; તેનો ફરી ફરી ઉપદેશ કરી ગયા છે. એ ભાવનાઓ બાહ્ય પ્રવૃત્તિમાં તણાતા જીવો જો એક વાર શાંતિથી વાંચે, તો તતકાળ તો તેમને સ્તબ્ધ કરી દિયે એમ છે. મુમુક્ષુઓએ એ ભાવનાઓ ફરી–ફરી વિચારવા જેવી છે.

**સિદ્ધાંત જ્ઞાન અને આ ભાવનાઓનો સંબંધ**

શ્રી સૂત્રકૃતાંગસૂત્ર, સમ્મતિતર્ક, દ્રવ્યાનુયોગતકર્ણા, આદિ પવિત્ર શાસ્ત્રો જે દ્રવ્યાનુયોગનો સીધી રીતે (directly) બોધ આપે છે, તે બોધને માટે જીવને આ ભાવનાઓ લાયક કરે છે. અથવા બીજી રીતે કહીએ, તો જ્યારે પૂર્વોક્ત પવિત્ર શાસ્ત્રો દ્રવ્ય સ્વરૂપ, વસ્તુસ્થિતિ સીધી રીતે સમજાવે છે, ભાવવાચકરૂપે (abstract exhortation) નિરૂપણ કરે છે ત્યારે આ ભાવનાઓ દ્રવ્ય સ્વરૂપનો, વસ્તુસ્થિતિનો આડકતરી રીતે (indirectly) જીવને બોધ કરે છે, વસ્તુસ્થિતિનું દૃષ્ટાંતરૂપે (concrete exhortation) જીવ ઉપર ઉતારીને નિરૂપણ કરે છે, જે જીવને શીઘ્ર ચોંટી જાય છે, સમજાય છે, અને તેને વિશેષ સમજવાને પૂર્વોક્ત શાસ્ત્રનો અધિકારી કરે છે, તે તે શાસ્ત્રો માટે પાત્ર કરે છે. ભાવનાઓવડે જીવ વૈરાગ્યવાસિત થાય છે; તેનામાં વિવેક જાગે છે; તે કુણો થાય છે; સ્થિર થાય છે; વિષયથી પરાઙ્મુખ થાય છે; ઇચ્છારોધ કરે છે; ઉપયોગ જાગ્રત રાખી આશ્રવનાં કારણો રોધવા ભણી પ્રવર્ત્તે છે; સંવર આદરે છે અને બાહ્ય–અભ્યંતર ભેદે યથાશક્તિ તપશ્ચર્યા આચરે છે. આથી તેને પવિત્ર શ્રુત–સિદ્ધાંતનો બોધ પરિણમે છે. તે શ્રુત–સિદ્ધાંતનો અધિકારી થાય છે. પૂર્વોક્ત ગુણો વિના શ્રુત-સિદ્ધાંતનો બોધ તેને ઉલટો ચચળ કરે છે.

નવદીક્ષિત સાધુ આટલા વરસ દીક્ષા પાળે, ત્યારે આ સૂત્રનો અધિકારી થાય, આટલા વરસ દીક્ષા પાળે ત્યારે આ બીજા શાસ્ત્રનો અધિકારી થાય, તથા અમુક સિદ્ધાતમા પ્રવેશ કરવા પૂર્વે યોગઉપધાન સાધુએ વહવા જોઈએ, આચરવા જોઈએ, એ વગેરેના

**સાંપ્રદાયિક જ્ઞાન અને તેનું રહસ્ય**

કારણમા આ જ રહસ્ય રહેલુ છે દીક્ષા લીધા પછી સાધુની આતરદશા ઉત્તરોત્તર સુધરતી જવી જ જોઇએ કારણ આહાર-પાન સ્થડિલ, વિહાર, શયન અને પ્રતિક્રમણ-પ્રતિલેખનદેવ-દર્શનાદિ નિત્યનૈમિત્તિક ક્રિયા ઉપરાત સદ્ગુરુ અને વડિલ ગુરૂ ભ્રાતાઓના વૈયાવૃત્ય, અને શાસ્ત્રશ્રવણ, મનન નિદિધ્યાસન-આ એની હમેશની પ્રવૃત્તિ હોય આવી પવિત્ર પ્રવૃત્તિથી એઓની આતરદશા ઉત્તરોત્તર વિશુદ્ધ થતી જવી જોઇએ આમ અમુક વરસ ચાલે એટલે અમુક શાસ્ત્રને યોગ્ય દશા થયેલી હોવી જોઇએ એથી કાઈ બીજા એકાદ-બે વરસ જાય એટલે વળી બીજા અધિકાર વિના ઉત્કૃષ્ટ શાસ્ત્ર માટે યોગ્યતા થાય આમ જ્ઞાન પરિણમે નહિ. અધિકાર પ્રાપ્ત થયા વિના શાસ્ત્રબોધ યથાર્થ પરિણમે નહિં, એમ ધારી પૂર્વ મહાપુરૂષોએ આ આમ્નાય બાંધી છે, આ સપ્રદાય પ્રવર્તાવ્યો છે, પણ કાળદોષને લઇ એ આમ્નાય-સપ્રદાયનો લોપ થયો ે

યોગઉપધાન વહેવામા પણ અમુક દિવસ પર્યંત ઇંદ્રિય દમનપૂર્વક વિવિધ તપશ્ચર્યા, જ્ઞાન-

**યોગ-ઉપધાનનું રહસ્ય.** આરાધનારૂપ ક્રિયાનુષ્ઠાનો કરવાં પડે છે; જેનો હેતુ પણ અમુક શાસ્ત્રોની અધિકાર પ્રાપ્તિનો છે. ઇંદ્રિયદમન, તપશ્ચર્યા અને જ્ઞાનારાધનક્રિયાથી જીવ બહુ બહુ કુશળ થયેલ હોવાથી તે શાસ્ત્ર તેને યથાર્થ પરિણામ આપે છે. યોગ-ઉપધાનાદિમાં આવો પરમાર્થ રહેલો છે, તે સમજીને જો કરવામાં આવે તો બહુ લાભનું કારણ થાય.

શાસ્ત્રમાં સાધુ મુનિરાજને **ગીતાર્થ** કહ્યા છે અને શ્રાવકોને—ગૃહસ્થીઓને "લદ્ધઠા" લબ્ધાર્થા કહ્યા છે, તે પણ આ અધિકાર ભેદરૂપ કારણને લઇને ગૃહસ્થીઓ ગૃહવાસમાં રહેતા હોવાથી યથોચિત ઇંદ્રિયદમન, તપશ્ચર્યા કરી શકત નથી; બ્રહ્મચર્ય પાળી શકતા નથી, વૈરાગ્યવાસિત હોતા નથી હોય છે, તો જોઇએ તેવા નહિ ઉપરાંત ઘર-કુટુંબના નિર્વાહ અર્થે વ્યાપારાદિમાં ગુંથાએલા હોવાથી અસ્થિર ચિત્તવાળા હોય છે. આવી દશામાં તેઓ સિદ્ધાંત વાંચે તો તેમને પરિણામ ન આપે, સમજાય નહિ. તેના રહસ્યાર્થ સમજાય નહિ અને ઉલટા સિદ્ધાંત વાંચ્યાનું માન વહે

**સિદ્ધાંત વાંચનના ગૃહસ્થીઓ અનાધકારી. કારણ?** સિદ્ધાંત-બોધ આત્મહિત ભણી થવા બદલે ઉલટો વાદ અર્થે કે ખંડન-મંડન અર્થે થાય. આથી જ્ઞાનીઓએ ગૃહસ્થીઓને અધિકારપ્રાપ્તિ વિના, શ્રુત-સિદ્ધાંત વાંચવાનો નિષેધ કર્યો લાગે છે તેઓએ સદ્ગુરુ સમીપે વિનયપૂર્વક તત્ત્વજ્ઞાન સાંભળી, તેના અર્થ સાંભળી તે વિચારવા, મનન કરવા, ફરી ફરી ધારવા એવો અધિકાર છે.

"પાત્ર વિના વસ્તુ ન રહે, પાત્રે આત્મિકજ્ઞાન"

શ્રીમદ્ રાજચંદ્ર.

**સદ્ભાવનાઓ પાત્રતાનું કારણ**

આમ પાત્રભેદને લઇ જ્ઞાનીઓએ શ્રુતસિદ્ધાંતના અધિકારનો વિધિનિષેધ કર્યો છે, પણ આ રહસ્ય વાર્ત્તા ભૂલી જવાથી પણ હાલ તત્ત્વજ્ઞાનની ન્યૂનતા જોવામાં આવે છે. તેમ છતાં તત્ત્વજ્ઞાનની એ ઓછાશ ટાળવા, તેની વૃદ્ધિ થવા, જીવને તત્ત્વજ્ઞાન અર્થે પાત્રતા પામવા આ પવિત્ર ભાવનાઓ અમોઘ સાધનભૂત છે. આ ભાવનાઓના અનુપ્રેક્ષણથી, ફરી-ફરી ચિંતવનથી ગમે તે જીવ કુણો થઇ, ઠરી, સન્મુખવૃત્તિવાળો થઇ, તત્ત્વજ્ઞાનનો અધિકારી થાય છે; તે પામે છે અને તેનું પરમ કલ્યાણ થાય છે. રાજરાજેશ્વર ભરત મહારાજા આ ભાવનાઓથી જ અરિસા ભવનમાં કેવલજ્ઞાન પામ્યા; આત્મ-આદર્શમાં પોતાનું સ્વરૂપ જોઇ જાણી શકયા ચાર મોટી હત્યાનો કરનારો ઉગ્રપાપી દઢપ્રહારી જેવો જીવ આ ભાવનાઓવડે આત્મકલ્યાણ પામ્યો. ઉગ્ર સ્વરૂપવાળા મુનિને પણ નિભંછનારા ચિલાતીપુત્ર જેવાને પણ આ અનુપ્રેક્ષાએ કૈવલ્યપદ આપ્યું આવી આ ભાવનાઓ કલ્પવૃક્ષ સમાન છે માત્ર જીવે એ ફરી-ફરી શાંતિપૂર્વક વિચારવી જોઇએ છે.

જગત્ ખેદમય છે, અનિત્ય છે, અનંત દુ:ખમય છે. તેમાંથી છૂટવા હે ભવ્યો! પરમ પુરુષાર્થ કરો, સન્માર્ગે વળો-એવું વાસ્તવિક સ્વરૂપ જે ભાવનામાં પ્રદર્શિત કર્યું છે તે આ ભાવનાઓને હાલનો કેળવાયેલો વર્ગ

**Misanthrophy, Pessimism, and cynicism અને શુદ્ધ વૈરાગ્ય**

Misanthrophy અથવા Pessimism અથવા cynicism ના રૂપમાં નહિં લઈ જાય એવી આશા છે. આ ભાવનાઓનું સ્વરૂપ જો તેઓ સમજ્યા હશે, તેનું હાર્દ, તેનો આશય જો તેઓના હૃદયમાં બરાબર ઉતર્યો હશે અને misanthrophy, pessimism અને cynicism નું સ્વરૂપ પણ તેઓ બરાબર જાણતા હશે તો તો આ ભૂલાવો નહિં ખાય. આ ભાવનાઓ વૈરાગ્ય અને ઉદાસીનતાનો બોધ આપે છે; તેમજ આ misanthrophy, ( મીસેનથ્રોપી ) pessimism ( પેસીમીઝમ ) અને cynicism ( સાઇનીસીઝમ ) માંથી પણ વૈરાગ્ય, નૈરાશ્યભાવ, ઉદાસીનતા–એ અર્થધ્વનિ નીકળે છે. આટલાથી જ આ ભાવનાઓને એ ઉપરોક્ત "મીસેનથ્રોપી" આદિનું રૂપ આપવા અથવા તેને તેમાં સેળભેળ કરવા રૂપ ભૂલાવો નહિં થાય એવી આશા છે.

આ ભાવનાનાં વૈરાગ્ય–ઉદાસીનતા અને આ "મીસેન્થ્રોપી" આદિથી ધ્વનિત થતા વૈરાગ્યોદાસીન્યમાં આકાશપાતાળનો ફેર છે. આ પવિત્ર ભાવનાઓ વસ્તુનું સ્વરૂપ બતાવી, વસ્તુના જ્ઞાન ભણી લક્ષ કરાવી, દુઃખને દુઃખરૂપે બતાવી, દુઃખનાં કારણ બતાવી, સુખને સુખરૂપે બતાવી, સુખનાં કારણ બતાવી, દુઃખના કારણો છાંડી દુઃખથી મુક્ત થવા, સુખનાં કારણો સાધી સુખ પ્રાપ્ત કરવા,–શાંતિ–ધીરજ–હિમ્મત અને વિવેક–પૂર્વક પુરુષાર્થ કરવાનો પરમ કલ્યાણકારી ઉપદેશ જીવોને આપી, તેઓને હોશમાં, હિંમતમાં રાખે છે, નિરાશ થવા નથી દેતી, જાગ્રત–ઉદ્યમવંત રાખે છે; ત્યારે આ મીસેન્થ્રોપી આદિ રૂપ વૈરાગ્ય–નૈરાશ્ય–ઔદાસીન્ય તો જીવોના ટાંટીયા જ ભાગી

નાખે છે, તેમને નિરાશ, નાહિંમત કરે છે, તેઓના હોશ-કોશ ઉડાડી દઇ તેઓને પુરુષાર્થહીન કરે છે, ઉદ્યમભ્રષ્ટ કરે છે આ પવિત્ર વૈરાગ્યાત્મક ભાવનાઓ જ્યારે આખા વિશ્વના જીવો પ્રતિ મૈત્રીભાવ-બંધુભાવ ઉપજાવે છે, ગુણવાન ઉપર પ્રીત-પ્રમોદ ઉપજાવે છે, દીન-દુખી-રોગી ઉપર કરુણા ઉપજાવે છે, અને વારી ન શકાય એવી દુષ્ટ બુદ્ધિવાળા ઉપર (Equanimity, Equilibrium of mind)મધ્યસ્થતા, ઉપેક્ષા, ઔદાસીન્ય ઉપજાવે છે, મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ્યનો બોધ કરે છે ત્યારે આ 'મીસેનથ્રોપી" આદિ વૈરાગ્ય-નૈરાશ્યભાવ જીવોને જગતના જીવો ઉપર, ભાવો ઉપર તિરસ્કાર-અભાવ ધિક્કાર-ઉપજાવે છે, ધિક્કાર, તિરસ્કાર, અભાવની દૃષ્ટિએ જોતા શીખવે છે "મીસેન્થ્રોપી" ને વૈરાગ્યૌદાસીન્ય નામ જ ઘટતુ નથી એથી ખરા ઉત્કૃષ્ટ વૈરાગ્યને કલંક આવે છે આ ભાવના વાસિત વૈરાગ્ય જ્યારે જીવનુ ચિત્ત પ્રસન્ન રાખે છે, વદન પ્રફુલ્લ રાખે છે, સત્પુરૂષાર્થ પૂર્વક હિંમત અને આશામા રાખે છે ત્યારે કોઇ misanthrophist કે pessimist કે cynic તુ ચિત્ત ખિન્ન હોય છે, વદન નિસ્તેજ-મ્લાન-ઉદાસ (gloomy) હોય છે, તેનુ ચિત્ત નૈરાશ્યભાવ ભજે છે, તે બધે બહાર અને અંતરમાં બુરૂ-બુરૂ ને બુરૂ જ દેખે છે

જ્યારે ખરો વૈરાગ્યવાન્ જીવ ગમે તેવા દુખના પ્રસંગમા
પરમાનંદમા રહે છે, ખરૂ સુખ આપવા
શુદ્ધ વૈરાગ્ય એ અસમર્થ પુદ્ગલની આશા રાખતો નથી,
Real optimism તેથી નૈરાશ્યભાવ ભજે છે વિપત્તિથી
છે વિહ્વલ થતો નથી (optimisticview)

'જે થાય તે સારા માટે" એ દૃષ્ટિએ એ જુએ છે; દુઃખનાં પ્રસંગ આવ્યે પૂર્વનાં પ્રારબ્ધ વિચારે છે; તે વળી ચિંતવે છે, પૂર્વે અશુભ કર્મ કર્યાં હશે, તો આ માઠો પ્રસંગ આવ્યો છે, તે શાંતિથી પ્રસન્ન ચિત્તે ભોગવી લેવો. (as a man sows, so shall he reap) ફરી માઠાં કર્મ ન થાય એ લક્ષ રાખવો–આમ ચિંતવે છે; તેમ સુખના પ્રસંગમાં છાકી નથી જતો. સાંપડેલું સુખ પણ ઉદ્ધતાઇ વિના, આકુળ થયા વિના ભોગવે છે; ત્યારે મીસેન્થ્રોપીસ્ટ આદિ વિના કારણ જગત પ્રતિ દ્વેષ ધરે છે; પોતાને પૂર્વ કર્મને લઇ ભોગ સાંપડ્યા તો તે આકુળ ચિત્ત કર્યા વિના શાંતિથી ભોગવતો તો નથી, અથવા એથી છૂટું તો ઠીક એમ ઇચ્છવાને બદલે એ પ્રતિ દ્વેષ કરે છે એટલું જ નહિ પણ બીજાને સુખ ભોગવતો જોઇ બળે છે; તેના પ્રતિ અભાવથી જુએ છે; ખરો રસ્તો પામી શકતો નથી.)

**શુદ્ધ વૈરાગ્ય એ catholic charity છે**

આ ભાવનાનો વૈરાગ્ય એકાંત સમભાવ ( equanimity ) નો બોધ કરે છે, અને એવા વૈરાગ્યવાન જીવો તેવા સમભાવ-વાળા હોય છે. આમ આ વૈરાગ્ય કેવળ પરોપકારમય, પરમાર્થ-મય છે; એને ખરેખરા optimism, philanthrophy નું નામ ઘટે છે. સ્વ અને પરનું, પોતાનું અને જગતનું કેમ કલ્યાણ થાય એ જ એનો ઉદ્દેશ છે; એ અર્થે જ એનું પ્રવર્તન છે. Catholic charity ( વિશ્વદયા ) નામ એને છાજે છે. ઉદાસીનતાનો અર્થ gloomy કે melancholy mood માં લઇ જવાનો નથી. જ્ઞાનીઓ ઉદાસીનતાને સમદૃષ્ટિ, મધ્યસ્થતા, ઉપેક્ષા

કહે છે. વ્યુત્પત્તિ ( etymological meaning ) અર્થથી એ સિદ્ધ થાય છેઃ–

ઉત્=ઉંચે, જગત્‌ના ભાવથી ઉંચે, તે દેખાય તેમ તેથી પર, અલગ, નિરાળા, નિર્લેપપણે, આસ્=બેસવું.

ઉદાસ્=ઉંચે, જગત્‌ના ભાવથી ઉંચે, તે ભાવ દેખાય તેમ તેથી પર, અલગ, નિરાળા નિર્લેપ, રહીને બેસવું.

આવી સ્થિતિને જ્ઞાનીઓ ઔદાસીન્ય, ઉદાસીનતા કહે છે.

**ઉદાસીનતા, not gloominess, but equilibrium of mind**

ગ્લાન વદન (gloomy face) કે ખિન્ન ચિત્ત (melancholy mood) નો તો એમાં અવકાશ જ નથી. કોઈ જીવને મરણ પ્રિય નથી; બધાને મરણનો ભય છે; તેવા ભયાનક મરણથી પ્રત્યેક જીવને દુઃખી થતા જોઇ જ્ઞાનીઓએ જગત્‌ને, ભવને, સંસારને દુઃખી કહ્યો તેમા શું ખોટુ કહ્યું ? વિષયાધીન વૃત્તિથી રોગાદિના જીવ દુઃખ પામે છે; તો વિષય એ દુઃખરૂપ કહ્યા, એમા યે એઓએ શુ ખોટું કહ્યું ? મમત્વથી, મોહથી, રાગથી, દ્વેષથી દુઃખ છે, એમ કહેવામાં એઓએ શું ખોટું કહ્યું ? વિષયથી વિરક્ત થવામાં, મોહ, મમત્વ, રાગદ્વેષ છાંડવામાં, વૈરાગ્યમા સુખ છે, એમ કહેવામા તેઓએ શું ખોટું કીધું ?

**વૈરાગ્ય અને વિશ્વદયા.**

એઓએ તો સ્વાનુભવ વીતક ચરિત્રથી વસ્તુસ્થિતિનો યથાસ્થિત બોધ આપ્યો; અને જગત્‌ના જીવો પર કરુણા આણી એઓને દુઃખથી નિવર્ત્તવાનો, સુખ પામવાનો રસ્તો બતાવ્યો આ રસ્તો તે વૈરાગ્ય છે; એ ખરેખર

catholic charity ( વિશ્વદયા ), optimism ( પરમાણંદદર્શકમાર્ગ ) કહેવા યોગ્ય છે. આ ભાવનાના વૈરાગ્યનું સ્વરૂપ આમ સમજી કેળવાયલા ભાઇઓએ પણ એનો આશ્રય કરવો યોગ્ય છે. કોઇ ભાઇ વખતે એમ કહે કે આ વૈરાગ્યને તમે philanthrophy (પરોપકાર) આદિ નામ આપો છો, તે અસ્થાને છે. જગતના જીવોને, મનુષ્યોને સુખ આપવાનાં સાધનો ( Designs & Inventions ) યોજવા–શોધવામાં હાલના વિદેશીય પાશ્ચાત્ય શોધકો પડ્યા છે; મનુષ્યોનાં સુખ અર્થે Railway, Steamships, આદિ શોધો કરી, અને હજી નવી–નવી શોધો કરી રહ્યા છે; અને પ્રતિદિવસ કંઇ નહિં ને કંઇ નવી શોધ મનુષ્યોને આનંદ આપે, શાતા ઉપજાવે એવી નીકળી રહી છે; માટે ખરેખર Philanthrophy ( પરોપકારવૃત્તિ ) તો આ એઓની મનુષ્યના સુખ માટેની શોધક પ્રવૃત્તિને કહેવી ઘટે છે. આનું સમાધાન એમ છે કે આ વૈરાગ્યના બોધનારા પરમજ્ઞાનીઓ પરમ કરુણાવાળા હતા. તેઓ જગત્‌મંગલ હતા; જગતના જીવોનાં દુઃખથી તેઓ કંપતા; ત્રાસ પામતા; કેવા પ્રકારે જગતના જીવોનાં દુઃખ ટળે, કેવા પ્રકારે તેઓને સુખ થાય, તેઓનાં દુઃખનું કારણ શું છે ? એ અહોનિશ રટણ કરતા. એઓએ અનુમાનથી, તર્કથી, ઇતિહાસથી, સ્વાનુભવથી જોઇ જોઇને જોયું, તો જગતના જીવોને મરણનું મોટામાં મોટુ દુઃખ દીઠું. જીવને ફરી ફરી જન્મવું, ફરી ફરી મરવું,—એ સમાન અન્ય

**અરિહંતનું જગત્વાત્સલ્ય**

**વીતરાગ, the real philanthrophist**

મ્હોટું દુઃખ તેઓની દૃષ્ટિમાં ન આવ્યું. આથી તેઓ તે જન્મ-મરણના કારણરૂપ દુઃખનું કારણ શોધવા મંડ્યા. શોધતાં શોધતાં તેઓને દુઃખનુ કેવળ કારણ નિષ્કારણ રાગ-દ્વેષ, મોહ-મમત્વ માલૂમ પડ્યુ. પોતે એ કારણો ટાળી, મમત્વ છાંડી, દુઃખરહિત થઇ સુખ પામ્યા-જગતના એકાંત દુઃખરૂપ જન્મ-મરણથી બચ્યા, અને જગતના જીવોને એ દુઃખથી બચાવવા આ વૈરાગ્યનો બોધ કર્યો. જો તેઓએ જગતના ભાવ સ્થાયી દીઠા હત, જીવોનું આયુષ્ય, એક દેહને વિષે રહેવું અચળ દીઠું હત તો તેઓ ખચીત હાલની Railway આદિ શોધો કરતા પણ શ્રેષ્ઠ બીજી અનેક શોધો કરવા પ્રવર્તત. એટલુ એઓનુ સામર્થ્ય હતું. સાથે વળી જગત જીવોના કલ્યાણની ઇચ્છા એ સામર્થ્યને ટેકો આપે એમ હતુ; પણ જીવોનું આયુષ્ય તેઓએ અચળ ન દીઠું. પુદ્ગલનો સ્વભાવ સડી જવા, નાશ પામવારૂપ જોયો અને જીવોને દુઃખના કારણરૂપ એક જન્મ-મરણ જ જોયું. આથી એઓ એ પૌદ્ગલિક વિનાશવંત શોધો બાણી દૃષ્ટિ નહીં આપતાં જગતનાં દુઃખનું કારણ જન્મ-મરણ કેમ ટળે? એ વિચારવા, શોધવા પ્રવર્ત્યા. અને એ શોધ કરી જીવોને એ રસ્તો બતાવ્યો આમ જોતાં આ વૈરાગ્ય જ પરમ પરમાર્થબુદ્ધિ, પરોપકાર બુદ્ધિનો માર્ગ છે. પરમ જ્ઞાનીઓ ખરેખરા Philanthrophists, પરોપકારી પુરૂષો હતા, એ નિઃસંશય છે. સુખનું સ્વરૂપ આત્મામાં પોતામાં દીઠું, બીજે ન દીઠું, તો તે કહી દીધું. તે સાધવા-પામવા વૈરાગ્યનો ઉત્તમ રસ્તો બતાવ્યો.

**અર્વાચીન શોધો અને પરમ જ્ઞાનીઓની દયા**

આમ આ ભાવનાઓ પરમ કલ્યાણરૂપ છે. આમ આ વૈરાગ્યોપદેશક ભાવનાત્મક **શાંતસુધારસ** આબાલવૃદ્ધને, ભણેલને, અભણને—**બધાંને** એક સરખી રીતે ઉપયોગી, ઉપકારી, કલ્યાણકારી છે. શાંત ચિત્તથી, પ્રફુલ્લ મનથી તેઓને એનો અમૂલ્ય આશ્રય લેવા નમ્રભાવે વિનંતિ છે. તેમાં પણ કેળવાયલા ભાઈઓનું મન એ તરફ પ્રેરવું અતિ આવશ્યક છે. કેળવાયલાં બંધુઓ, ભગિનીઓ ! પવિત્ર જૈનશાસનને પ્રકાશમાં લાવવાનો હાલ દેશકાળ જોતાં ખરો આધાર આપણા ઉપર છે. કેળવણીથી સંસ્કાર પામેલાં આપણાં ચિત્ત ખચીત રહસ્ય, પરમાર્થ વાર્તા સમજી શકશે. આપણે તત્ત્વજ્ઞાન પામશું તો તે સ્ફુરાવી, વિકસાવી આપણને પોતાને અને જગતના જીવોને કલ્યાણનાં કારણરૂપ થશું. એ પવિત્ર તત્ત્વજ્ઞાન પામવા, તેની પાત્રતા પામવા, તે પ્રાપ્ત થાય તો એનો ગેરઉપયોગ ન થાય, તે નકામા વાદ-વિવાદરૂપે ન પરિણમે, મદ, અહંકાર ન ઉપજાવે, જ્ઞાનનું અજીર્ણ ન થાય, તે માટે પ્રથમ આ પવિત્ર વૈરાગ્યબોધક ભાવનાઓનો આશ્રય લઈએ; ચિત્તવૃત્તિ સ્થિર કરીએ; દોડતી અટકાવીએ; શાંત થઈએ; વસ્તુ વિચારીએ; પછી સત્શાસ્ત્ર વિવેકપૂર્વક, સદ્‌ગુરૂ સમીપે વિનયપૂર્વક વાંચીએ; સાંભળિયે; તેને વિચારીએ અને પછી જુઓ કે તત્ત્વજ્ઞાનનો કેવો આહ્‌લાદક ચમત્કાર આપણા મનમાં ઝળકી રહે છે, માટે કેળવણી પામેલાં મારા પવિત્ર ભાઈઓ, બ્હેનો ! આપણે આ ભાવનાઓથી વિમુખ ન થવું, એના પ્રતિ આપણે

**ભાવનાઓનો બધાંને એકસરખો ઉપકાર.**

An appeal to the educated Jains. Their duties.

આદર કરવો,—એવી આ મંદમતિ બાલની આપના બધાં પ્રતિ અતિ નમ્રપણે વિનયાન્વિત પ્રાર્થના છે. પરમાર્થ હાર્દ સમજી લેવા માટે જે ચિત્તને સંસ્કાર જોઇએ, તે તો આપણને કેળવણીથી મળેલ છે. હવે તો એ સંસ્કારનો લાભ આપણે આ વૈરાગ્ય ભાવનાદ્વારા તત્ત્વજ્ઞાન પ્રાપ્તિના પ્રયાસ અર્થે લેવો યોગ્ય છે. જે ગુઢ સવાલો ( Immutable problems ), શંકાત્મક વિચારો આપણી ચિત્તવૃત્તિને અશાંત કરી ડોળી નાખતા હશે, તે બધાનું સ્વતઃ આશ્ચર્યકારક નિરાકરણ આ ભાવનાના અનુપ્રેક્ષણથી, પુનઃ પુનઃ ચિંતવનથી થઇ જશે, આપણને બહુ બહુ આનંદ થશે; આપણે સ્થિર થઇશું; આપણને સાત્વિક વિચાર આવશે; વિવેક જાગશે; વૈરાગ્ય થશે અને આપણું ઇચ્છિત મળશે.

ભાવનાઓનો ચમત્કાર
Immutable problems solved

" Life is short & art is long, "

"જિંદગી ટુંકી છે; જંજાળ લાંબી છે."

આ વિવેકસૂત્ર કંઠે ધરી, એ જંજાળ સમેટી લઇ ટુંકી જિંદગીનું પણ સફળપણું કરવું હોય, તો આ ભાવનાઓનો આશ્રય લેવો યોગ્ય છે. હિતકર છે. પ્રથમ જ કહ્યું તેમ આ ભાવનાઓ ભણેલ, અભણ બધાંને એક સરખી રીતે એકાંત લાભકારી, ઉપકારી છે; છતાં જીવો પોતાની શક્તિ પ્રમાણે જ એનો લાભ લઇ શકે છે અભણ જીવો અથવા થોડા ભણેલા જીવો એનો યથેચ્છ લાભ

Short life and long art

લઈ શકતા નથી; જ્યારે ભણેલાઓ જો મન પર લે, તો એનો ઘણી સારી રીતે લાભ પોતે તો લે, પણ પોતાના અભણ ભાઈઓ–બ્હેનોને પણ આપી શકે, જે કાંઇ ઓછા પુણ્યનું, નિર્જરાનું કારણ નથી.

---

# શ્રી વિનયવિજય.

આવો પવિત્ર કલ્યાણકારી **શાંતસુધારસ** જે પુરૂષે લખ્યો છે તે પુરૂષ કોણ હતા? કયાં અને કયારે થઇ ગયા? વૈરાગ્યનું તેમને શું નિમિત્ત મળ્યું? ચારિત્ર તેઓએ કયારે અને કયાં અંગીકાર કર્યું? એઓનું આત્મ–વર્તન, તેઓની આંતર દશા, આત્મનિષ્ઠા કેવાં હતાં? તેઓએ આ ગ્રંથ સિવાય બીજા કયા કયા ગ્રંથની રચના કરી છે? તેઓના સમકાલીન વિદ્વાન સાધુ મુનિવરો કોણ કોણ હતા? તેમના વખતની લોકોની ધર્મભાવના, સામાજિક પ્રવૃત્તિ, ચિત્તવૃત્તિ અને વ્યાવહારિક સંપત્તિ કેવાં હતાં? એઓ કયાં અને કયારે કેવી દશામાં કાળધર્મ પામ્યા? એ વગેરેની વાંચનારાઓને સ્વાભાવિક ઇચ્છા થાય એમ છે; પણ ખેદની વાત છે કે વાચનારાઓની એ જિજ્ઞાસા તૃપ્ત થઇ શકે એવાં સાધનો ઉપલબ્ધ થતાં નથી.

**ગ્રંથકર્તા શ્રી વિનયવિજયજી**

**ચરિત્રોમાં શું શું જોઇએ?**

પૂર્વે આત્મવૃત્તાંત ( Autobiography ) કે જીવનવૃત્તાંત ( Life, Biography ) લખવાની પ્રથા આ દેશમાં ઓછી હતી એમ તે લાગે છે; કારણ કે કોઇ પણ મહાત્મા

પુરૂષોનાં ઉપર જણાવેલી ઐતિહાસિક બાબતોના દર્શનરૂપે એક પણ નિરાળું ચરિત્ર જોવા-સાંભળવામાં આવ્યું નથી. ઉત્તરોત્તર ચાલી આવેલી દંતકથાથી કંઇ કંઇ જાણવાનું મળે ખરું, પણ મીઠું-મરચું ભભરાવી કોઇ કોઇ દંતકથાઓ રજનું ગજ કરવા રૂપ, ન્હાની વાતને મ્હોટું રૂપ આપવા રૂપ, એવી અતિશયોક્તિપણાને પામે છે કે તે પર વિશ્વાસ રાખી શકાતો નથી, તેમાંથી સત્ય ચાળી કાઢવું, તારવી કાઢવું બહુ મુશ્કેલ થઇ પડે છે અથવા તો કેટલીક દંતકથાઓ પણ કાળક્રમે વિસારે પડે છે, એટલે દંતકથાથી ચાલી આવેલા ઇતિહાસનો પણ લોપ થાય છે કોઇ પુરૂષનું જીવનવૃત્તાંત ખોળી કાઢવા દંતકથાને એક સાધનરૂપ ગણીએ તો તે દંતકથાની તો પ્રાય આવી સ્થિતિ હોય છે ત્યારે બીજું સાધન રહ્યું તે પુરૂષની પુસ્તકાદિ કૃતિઓ પુસ્તકાદિ કૃતિથી એ પુરૂષના વિષે ઘણું જાણવાનું બની આવે ખરૂં એ પુરૂષનું મન કેવું હતું ? વિચાર કેવા હતા ? દશા કેવી હતી ? એનો વિચક્ષણ વાચનારાઓને સારો ખ્યાલ એ પુસ્તકાદિથી આવી શકે ખરો વિચક્ષણ બુદ્ધિશાળીઓ માણસના વચનથી તેના ગુણાવગુણનો તોલ નિશ્ચય કરી શકે છે અમુક વચનો કૃત્રિમ છે અને અમુક તેના શુદ્ધાંતકરણના સત્ય છે, એ તારવણી, એ પારખું એઓ પોતાની બુદ્ધિવડે કરી શકે છે આમ પુરૂષની પુસ્તકાદિ કૃતિથી તેના મનનું, ગુણાવગુણનું તારણ કરી શકાય છે, પણ તેથી તેઓના જન્મ-મૃત્યુ-દેશ-કાળ આદિ બીજી વસ્તુઓ જે જીવનચરિત્રમાં આવશ્યક છે

**ભૂતકાળ અને ઐતિહાસિક ચરિત્ર લેખનો અભાવ**

**દંતકથા અપૂર્ણ સાધન.**

તે મળી શકતી નથી. એટલે પુરૂષનાં ચરિત્રવૃત્તાંત માટે

**નાયકની કૃતિ પણ અપૂર્ણ સાધન.**

તેની કૃતિઓ એક સાધન છતાં, તે સાધન સંપૂર્ણ નથી, અપૂર્ણ છે. એ સાધન-વડે તો તેઓના ગુણદોષ, વિચાર, મત સમજાય છે; અને તે પણ સારા વિચક્ષણ વિવેકી પુરૂષોને જ. સંપૂર્ણ માહિતી તો એ જ ઉદ્દેશે ખાસ લખાયલા નિરાળા ચરિત્રથી મળી શકે છે, પણ આપણે પૂર્વે કહ્યું તેમ એવાં ચરિત્રની પ્રથા તો પૂર્વકાળે આ દેશમાં નહોતી; કેમકે એવું એક પણ પુસ્તક આપણા જોવા-સાંભળવામાં આવ્યું નથી એટલે હાલ તરત તો આપણને તે તે પુરૂષ સંબંધી જે કાંઇ છુટુંછવાયું જાણવાનું બની આવે તે વડે જ સંતોષ રાખવાનો છે. અને

**ભૂત અનુભવથી લેવાનો ભાવી માટે બોધ**

આપણી ભવિષ્યની ઓલાદને ફરી એ વિમાસણમાં ન પડવું પડે, તે માટે આપણે આપણાથી તરતમાં પૂર્વે થઇ ગએલા, અથવા આપણા સમકાલીન સત્પુ-રૂષોનાં, સુજ્ઞ જીવોનાં ચરિત્રો શરૂઆતમાં જણાવેલી બાબતો સાથે લખવાની પ્રથા પાડવી ઘટે છે.

આમ બીજાઓ તો તે તે પુરૂષનાં ચરિત્રો ન ગુંથતા પણ તે તે પુરૂષો પોતે પણ પ્રાયઃ પોતા સંબંધી ઓછું લખવાનું રાખતા. તેઓનો એવો મત હતો

**પ્રત્યક્ષ સત્પુરૂષ અને પરોક્ષ ચરિત્ર. કોણ ચડે?**

કે પ્રત્યક્ષ જીવતું ચરિત્ર જીવો ઉપર જેટલી અસર કરી શકે છે, છાપ પાડી શકે છે તેટલી અસર પ્રાયઃ તેઓના કાળધર્મ પામ્યા પછીનું તેઓનું વૃત્તાંત કરી શકતું નથી.

આ મતમાં ઘણું સત્ય સમાયલું છે અને એ આપણને બહુ વિચારવાનું છે, છતાં સત્પુરૂષોનાં પોતાના હાથે લખાયેલા પોતાનાં ચરિત્રોની આવશ્યકતા તો ઘણી જ છે. પણ આપણા કમનસીબે એવાં નિરાળાં ચરિત્રો ઉપલબ્ધ નથી થતાં. શ્રી કુમારપાળ ચરિત્ર, કુમારપાળ પ્રબંધ, કુમારપાળ રાસ, શ્રેણિક ચરિત્ર, વસ્તુપાળ રાસ, જગડુ ચરિત્ર આદિ ચરિત્રો પણ છે; નથી એમ નથી. પ્રભાવક ચરિત્ર, હીરસૂરિરાસ, સોમ-સૌભાગ્યકાવ્ય, હીરસૌભાગ્ય એ આદિ છે. અલંકારરૂપ ભાષામાં, ગદ્યપદ્યની શૈલીમાં પદનાં લાલિત્યમાં, અર્થના ગૌરવમાં અને નાયકના ગુણાનુવાદમાં, કવચિત્ અતિશયોક્તિમાં, અન્ય વિનોદકારક કથા પ્રસંગમાં કેટલાંક આ રાસ-ચરિત્ર-પ્રબંધ એકા છે; સ્થળે સ્થળે ઉપદેશછાયા પણ અંકિત હોય છે.

**જૈનોમાં પ્રચલિત રાસાદિ ચરિત્રો.**

શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે રચેલાં શ્રી ત્રિષષ્ટિશલાકા પુરૂષ ચરિત્રો એ બધાંથી ચડે એવાં અદ્ભુત, સદ્બોધક, પવિત્ર છે શ્રી ત્રિષષ્ટિશલાકાપુરૂષ ચરિત્ર તો ત્રીજા આરાના છેડાથી. શ્રી ઋષભદેવ ભગવાનના વારાથી માંડી ચરમ તીર્થંકર શ્રી મહાવીર પરમાત્માના વારા સુધી લંબાય છે. ઐતિહાસિક કાળનો એ વિષય નથી. પછી પરિશિષ્ટ પર્વમા શ્રી મહાવીર પ્રભુ પછીના ચાર પાંચ સકા સુધીના આચાર્યોનાં ટુંક વૃત્તાંત છે. પણ ત્યારપછીથી આજ દિવસ સુધીમા જે જે પવિત્ર પુરૂષો, મહાન્ આચાર્યો થઈ ગયા, તેઓનાં ચરિત્રો આપણને મળતા નથી. શ્રી કુમારપાળ ચરિત્ર આદિ થોડાં નામ ઉપર આપ્યાં છે. એ સંખ્યા આ સંખ્યાબંધ થઇ ગએલા આચાર્યોની સંખ્યાના પ્રમાણમાં કાંઇ નથી.

**પટ્ટાવલીઓ**

પટ્ટાવલીઓ મળી આવે છે પણ તેમાં ફક્ત નામ, જન્મસમય, દીક્ષાસમય, સૂરિપદપ્રાપ્તિસમય, સ્વર્ગગમનસમય આટલાં વાનાં હોય છે અને વળી જુદી જુદી પટ્ટાવલીઓમાં ભિન્નતા હોય છે. આમ જોતાં જે ચરિત્રો આપણે માગીએ છીએ તેવાંઓની બહુ ખામી દેખાય છે. ક્વચિત્ ગ્રંથના છેડે કર્ત્તાના નામ, ગુરૂનાં નામ, રચવાનો સમય, રચ્યાનું સ્થળ,—આટલાં વાના હોય છે એટલે સહજ ખબર મળે

**પણ એ બધાં અપૂર્ણ.**

છે. બાકી ચરિત્રાત્મક વસ્તુ ( Matter )ની તો બહુ જ ખામી છે.

શ્રી વિનયવિજય ઉપાધ્યાયનું ચરિત્ર પણ એ પ્રકારે મળી શકતું નથી. આ ગ્રંથની આખરે એઓ લખે છે કે સંવત્ ૧૭૨૩ની સાલમા ગાંધાર નગરમાં આ

**શ્રીવિનયવિજયજી વિષે આ ગ્રંથથી મળતી થોડી માહિતી**

ગ્રંથ લખ્યો. ગાધાર તે હાલનું ખંભાત પાસેનુ કાવી-ગાધાર હોવુ ઘટે છે. તેઓ શ્રી હીરવિજયસૂરિના શિષ્ય કીર્તિવિજયના શિષ્ય હતા. તેઓને વાચકપદ મળ્યું હતું. શાસનાચાર્ય શ્રી વિજયપ્રભસૂરિ હતા આટલી ખબર આપણને આ ગ્રંથના ઉપસંહારમાંથી મળે છે. જે સૈકામા એઓ થઇ ગયા, તે સૈકો કાંઇક ઉજ્જવળ હતો એમ લાગે છે. વાચકશિરોમણિ ન્યાયવિશારદ ઉપાધ્યાય શ્રી યશોવિજય પણ એ સમયમાં થઇ ગયા. શ્રીમદ્ આનંદઘનજી પણ તે કાળે વિદ્યમાન હતા. શ્રી યશોવિજય અને વિનયવિજય તો પ્રાયઃ એક બીજાની

**તેના સમકાલીન પુરૂષો**

સમીપે રહેતા. કાશી ( વારાણસી ) ન્યાયના અભ્યાસ અર્થે બંનેનું સાથે જવું થયું હતુ. જૈનો પ્રતિ બ્રાહ્મણો ઇર્ષ્યા-દ્વેષ દાખવતા, એવો એ કાળ હતો. શ્રી વિનયવિજય અને યશોવિજયને ગુપ્તપણે ન્યાયાભ્યાસ અર્થે રહેવું પડયું હતું. ન્યાયનો થોડો બોધ બાકી રહ્યો ત્યા તેઓનો ગુપ્ત વેષ કળાઇ ગયો. બ્રાહ્મણ

**બ્રાહ્મણોનાં ઇર્ષ્યા-દ્વેષ. વિનયવિજય અને યશોવિજયનો કાશીમાં ગુપ્ત વેષે ન્યાયાભ્યાસ**

અધ્યાપકે આ જૈનોને આગળ ન્યાય શીખવવા ના પાડી. પણ શ્રી વિનયવિજય તથા યશોવિજયે અતિ નમ્રપણે શિષ્યભાવે બાકી રહેલો ન્યાયભાગ એક જ વાર અર્થરૂપે બંનેને અરધો અરધો શીખવવા એ બ્રાહ્મણ અધ્યાપકને વિનવ્યા. અધ્યાપકને આ શિષ્યોના વિનય-લઘુત્વ જોઇ બહુ દયા આવી. અને બંનેને અરધી અરધી વાચના એક જ વાર આપી. પણ બંને એવા કુશાગ્ર અને સ્થિર બુદ્ધિના ધણી હતા કે બને અલ્પ વખતમાં પોતપોતાનો વિષય રહસ્યાર્થપૂર્વક કંઠાગ્રે કરી શકયા ગુરૂ સાનંદાશ્ચર્ય પામ્યા. જે વિષય પોતે શીખ્યા હતા, તે પછી અરસપરસ શીખવી દીધો, અને બંને ગુરૂની આજ્ઞા લઇ, ગુજરાત તરફ પધાર્યા

**ઐતિહાસિક વૃત્તાંત ન મળે!!!**

શ્રી વિનયવિજયનો જન્મ કયાં અને કયારે થયો ? વૈરાગ્યનુ નિમિત્ત શું મળ્યું ? દીક્ષા કયાં અને કયારે લીધી ? વાચકપદ કયાં અને કયારે મળ્યું ? કયા કયા ગ્રંથો રચ્યાં ? તે પણ પ્રત્યેક કયાં અને કયારે ?

કાળધર્મ ક્યાં અને ક્યારે પામ્યા ? આ હકીકતો આપણને મળતી નથી. સત્તરમા સૈકામાં વિદ્યમાન હતા એટલું આપણે જાણી શકીએ એમ છે. શ્રી વિજયપ્રભસૂરિના વારામાં એઓ થઇ ગયા, એમ એ પોતે જણાવે છે. શ્રી વિજયપ્રભસૂરિ સં. ૧૬૭૫ માં જન્મ્યા, ૧૬૮૯ માં ચૌદ વરસની વયે દીક્ષિત થયા, ૧૭૦૧ માં પંડિતપદ પામ્યા, ૧૭૧૦ માં વાચકપદ પામ્યા, ૧૭૧૩ માં સૂરિપદ પામ્યા, અને ૧૭૪૯ માં સ્વર્ગે ગયા.

**પટ્ટાવલી**

આટલી આપણને પટ્ટાવલીમાંથી ખબર મળે છે.




**શ્રી હીરવિજય સૂરિ.** સંવત્ ૧૫૮૩ ના માગશર સુદ ૯ દિવસે કુરાંશા વણિક્‌પિતાને ઘેર નાથીબાઇ માતાના ઉદરે પાલણપુર( પ્રલ્હાદનપુર )માં અવતર્યા. તેર વરસની લઘુવયે સ. ૧૫૯૬ માં પાટણમાં (પત્તનમાં) દીક્ષિત થયા. સં. ૧૬૦૭ માં નારદપુર (ખંભાત પાસેનું નાર કે મારવાડમાંનું ?) માં પંડિતપદ પામ્યા. સં. ૧૬૦૮ માં નારદપુરમાં જ વરકાણક પાર્શ્વનાથપ્રાસાદે ( આ તો મારવાડમાં આવેલ છે ) વાચકપદ પામ્યા, સં. ૧૬૧૦ માં શીરોહીમાં સૂરિપદ પામ્યા. સં.

**તેના સમકાલીન પુરૂષો**

સમીપે રહેતા. કાશી ( વારાણસી ) ન્યાયના અભ્યાસ અર્થે બંનેનું સાથે જવું થયું હતું. જૈનો પ્રતિ બ્રાહ્મણો ઇર્ષ્યા-દ્વેષ દાખવતા, એવો એ કાળ હતો. શ્રી વિનયવિજય અને યશોવિજયને ગુપ્તપણે ન્યાયાભ્યાસ અર્થે રહેવું પડ્યું હતું. ન્યાયનો થોડો બોધ બાકી રહ્યો ત્યાં તેઓનો ગુપ્ત વેષ કળાઈ ગયો. બ્રાહ્મણ અધ્યાપકે આ જૈનોને આગળ ન્યાય શીખવવા ના પાડી. પણ શ્રી વિનયવિજય તથા યશોવિજયે અતિ નમ્રપણે શિષ્યભાવે બાકી રહેલો ન્યાયભાગ એક જ વાર અર્થરૂપે બંનેને અરધો અરધો શીખવવા એ બ્રાહ્મણ અધ્યાપકને વિનવ્યા. અધ્યાપકને આ શિષ્યોના વિનય-લઘુત્વ જોઇ બહુ દયા આવી. અને બંનેને અરધી અરધી વાચના એક જ વાર આપી. પણ બંને એવા કુશાગ્ર અને સ્થિર બુદ્ધિના ધણી હતા કે બંને અલ્પ વખતમાં પોતપોતાનો વિષય રહસ્યાર્થપૂર્વક કંઠાગ્રે કરી શક્યા. ગુરૂ સાનંદાશ્ચર્ય પામ્યા. જે વિષય પોતે શીખ્યા હતા, તે પછી અરસપરસ શીખવી દીધો, અને બંને ગુરૂની આજ્ઞા લઇ, ગુજરાત તરફ પધાર્યા.

**બ્રાહ્મણોનાં ઈર્ષ્યા-દ્વેષ.**

**વિનયવિજય અને યશોવિજયનો કાશીમાં ગુપ્ત વેષે ન્યાયાભ્યાસ**

**ઐતિહાસિક વૃત્તાંત ન મળે!!!**

શ્રી વિનયવિજયનો જન્મ ક્યાં અને ક્યારે થયો ? વૈરાગ્યનું નિમિત્ત શું મળ્યું ? દીક્ષા ક્યાં અને ક્યારે લીધી ? વાચકપદ ક્યાં અને ક્યારે મળ્યું ? કયા કયા ગ્રંથો રચ્યાં ? તે પણ પ્રત્યેક ક્યાં અને ક્યારે ?

કાળધર્મ કયા અને ક્યારે પામ્યા ? આ હકીકતો આપણને મળતી નથી. સત્તરમા સૈકામા વિદ્યમાન હતા એટલું આપણે જાણી શકીએ એમ છે શ્રી વિજયપ્રભસૂરિના વારામા એઓ થઇ ગયા, એમ એ પોતે જણાવે છે શ્રી વિજયપ્રભસૂરિ સ. ૧૬૭૫ મા જન્મ્યા, ૧૬૮૯ મા ચૌદ વરસની વયે દીક્ષિત થયા, ૧૭૦૧ ના પંડિતપદ પામ્યા, ૧૭૧૦ મા વાચકપદ પામ્યા, ૧૭૧૩ મા સૂરિપદ પામ્યા, અને ૧૭૪૯ મા સ્વર્ગે ગયા આટલી આપણને પટ્ટાવલીમાથી ખબર મળે છે

**પટ્ટાવલી**

શ્રી હીરવિજયસૂરિ
- વિજયસેનસૂરિ
  - વિજયદેવસૂરિ
    - વિજયસિંહસૂરિ
      - વિજયપ્રભસૂરિ
- કીર્તિવિજયગણિ
  - વિનયવિજયગણિ
- સોમવિજયગણિ

**શ્રી હીરવિજય સૂરિ** સંવત્ ૧૫૮૩ ના માગશર સુદ ૯ દિવસે કુરાગા વણિક્પિતાને ઘેર **નાથીબાઇ** માતાના ઉદરે પાલણપુર( પ્રલ્હાદનપુર )મા અવતર્યા તેર વરસની લઘુવયે સ. ૧૫૯૬ મા પાટણમા ( પત્તનમા ) દીક્ષિત થયા સ ૧૬૦૭ મા **નારદપુર** (ખભાત પાસેનુ નાગ કે મારવાડમાનુ ?) મા પંડિતપદ પામ્યા સ ૧૬૦૮ મા **નારદપુર**મા જ વરકાણક પાર્શ્વનાથપ્રાસાદે ( આ તો મારવાડમા આવેલ છે ) વાચકપદ પામ્યા, સ ૧૬૧૦ મા **શીરોહી**મા સૂરિપદ પામ્યા સ..

૧૬૫૨ ના અરસામા સ્વર્ગે ગયા. મહાન્ અકબરના વખતમા થઇ ગયા અને જૈનશાસનનો મોટો પ્રભાવ વર્ત્તાવ્યો.

તેઓના અનેક શિષ્યોમા શ્રી વિજયસેન સૂરિપદ પામ્યા શ્રી કીર્ત્તિવિજય અને સોમવિજય આદિ વાચક હતા

**શ્રી વિજયસેન સૂરિ.** જન્મ સ. ૧૬૦૩
દીક્ષા સ. ૧૬૧૩ નવ વરસની વયે
માતાપિતા સાથે
પડિતપદ. સં. ૧૬૨૬
વાચકપદ. સ. ૧૬૨૮
સૂરિપદ સ. ૧૬૫૨
સ્વગગમન સં. ૧૬૭૧ ખંભાતમા.

શ્રી વિજયસેન સૂરિના શિષ્ય—

**શ્રી વિજયદેવસૂરિ.** જન્મ સ. ૧૬૩૪
દીક્ષા સ ૧૬૪૩ નવ વરસની વયે
ગણિપદ સ ૧૬૫૫
વાચકપદ તથા સૂરિપદ સ. ૧૬૫૬.
સ્વર્ગગમન સં. ૧૬૮૧

શ્રી વિજયદેવસૂરિના શિષ્ય —

**શ્રી વિજયસિહસૂરિ.** જન્મ સં. ૧૬૪૪

આ શ્રી વિજયસિંહસૂરિ પછી શ્રી વિનયવિજયના સમકાલીન, જેના શાસનાચાર્યપણા નીચે આ ગ્રંથ રચાયો, તે શ્રી વિજયપ્રભસૂરિ થયા.

**શાસનસૂરિ વિનાનો કાળ?**

શ્રી વિજયસિંહસૂરિ સં. ૧૭૦૮ માં સ્વર્ગ પધાર્યા. અને શ્રી વિજયપ્રભસૂરિ સં. ૧૭૧૩ માં સૂરિપદ પામ્યા. તો આ બે આચાર્યો વચ્ચે કોઇ બીજા આચાર્ય થયા હોવા જોઇએ, અથવા એ પાંચ વરસનો ખાંચો તથારૂપ યોગ્યતાવાળા પુરુષના અભાવે શાસનાચાર્ય વિનાનો હોવો જોઇએ.

**ઢુંઢક મતની ઉત્પત્તિ**

આમ શ્રી વિનયવિજય ઉપાધ્યાય અને શ્રી વિજયપ્રભાચાર્ય બંને સામાન્ય ગુરૂ શ્રી હીરવિજયસૂરિની પાટે ઊતરી આવેલા હતા. ઐતિહાસિક સાલરૂપે આપણને આટલું જ મળી શકે છે. આજ અરસામાં સ્થાનકવાસી ઢુંઢક મત નીકળ્યો છે. એ વિગતે હેવાલ શ્રી જૈનતત્ત્વાદર્શ આદિથી જાણવા યોગ્ય છે.

**પંચમકાળ અને* ધર્મક્ષીણતાનો પ્રવેશ.**

ધર્મ ક્ષીણતાને પામેલો હતો, એવું તે વખતના ગ્રંથકારોની કૃતિથી પ્રતીત થાય છે. એક બાજુએ બ્રાહ્મણોનાં ઇર્ષ્યા-દ્વેષ નડતાં હતા; ત્યારે બીજી બાજુ જૈન મતમાં જ અનેક મતો પડી જઇ અરસપરસ વાગ્યુદ્ધ કરી રહ્યા હતા; શિથિલાચારી યતિઓ,

---

* આ સંબંધી નિરાળો સવિગત નિબંધ લખવો આવશ્યક છે.

દિગંબર મતાનુયાયીઓ, સ્થાનકવાસીઓ,—આ બધા ખંડન-મંડનના, મારામારીના ભાજન હતા

**શિથિલાચાર અને ધર્મયુદ્ધ**

શ્રી વિનયવિજય તો બહુ જ વૈરાગ્ય અને ભક્તિનિમગ્ન શાંત ગંભીર આત્મા હતા, એટલે એઓ એ વખતના ઝઘડામાં બહુ માથું ન મારતા, પણ તેમના જ સહાધ્યાયી સુહૃત સાધુ શ્રી યશોવિજયે શ્રી પ્રતિમા શતક, હુંડીનું દોઢસો ગાથાનું સ્તવન, સવાસો ગાથાનું સ્તવન, સાડા ત્રણસો ગાથાનું સ્તવન, દિક્પટ ચોરાશી બોલનું કાવ્ય, અધ્યાત્મમતપરીક્ષા આદિ જે ગ્રંથો લખ્યા છે, તે પરથી તે વખતના ધર્મવાદનું દર્શન થાય છે શ્રી યશોવિજયના આ પ્રહાર કેવળ લોક કલ્યાણ અર્થે હતા, એઓના મનમાં લોકોની શિથિલવૃત્તિ દેખી, ભ્રષ્ટાચારની વૃદ્ધિ દેખી, મુગ્ધ જીવો કુગુરુપાશમાં સપડાતા દેખી અત્યંત કરુણા આવી ગઈ હતી, અને એથી એઓને શૂરાતન છૂટ્યું હતું, જેના પરિણામે આડે રસ્તે જતા જીવોને સીધે રસ્તે આવવા

**શ્રીયશોવિજયજીના સદય પ્રહાર**

દાખલા-દલીલપૂર્વક, ખંડન-મંડનપૂર્વક એ ઉપર કહેલ પૈકી પુસ્તકોદ્વારા એઓએ બોધ આપ્યો છે ક્વચિત્ ક્વચિત્ તેઓ બહુ આકરા થઈ ગયા છે, પણ તે કેવળ દયા-કરુણાથી ઉપજેલા તાપને લઈને હોય એમ લાગે છે શિથિલાચાર ટાળવા ક્રિયોદ્ધાર શ્રી સત્યવિજય ગણિ, શ્રી આનંદઘન તથા શ્રી યશોવિજયે કર્યો શિથિલાચાર, ભ્રષ્ટાચાર, ધર્મક્ષીણતાનો કાળ આ અરસા પૂર્વે ક્યારનો પરવેગમાં પ્રવેશ કરી ચૂક્યો હતો.

**શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય જેવાની જરૂર**

શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય જેવા પુરૂષની આ વેળે બહુ જરૂર હતી; છતાં હીરવિજયસૂરિએ કાંઇક પ્રભાવ વર્ત્તાવ્યો. શ્રી સત્યવિજય ગણિ, શ્રી યશોવિજયગણિ, શ્રી આનંદઘન મહારાજ, એઓએ સત્ય પ્રકાશ કરવા પુરૂષાર્થ કર્યો. ધર્મક્ષીણતાના કાળના વેગને ઓછો કર્યો, દબાવ્યો, શુદ્ધાચાર પ્રરૂપ્યો, બોધ્યો, આચર્યો; પણ શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય પછી લગભગ પાંચ સૈકા સુધી કોઇ મહા ઉગ્ર તેજસ્વી, પ્રભાવક શૂરવીર પુરૂષ ન જન્મ્યો.

**હેમાચાર્ય પછી પાંચ સૈકાનો મ્હોટો ગાળો. શાસનની અરક્ષિત સ્થિતિ**

એથી શાસન અનેક પ્રકારે અરિક્ષત રહ્યું: મુગ્ધ જૈનો પર અન્ય સંપ્રદાયોની અસર થતી ગઈ. વલ્લભી સંપ્રદાયે એના ઉપર ઘણી અસર કરી. એ પાંચસો વરસના અરસામાં ક્વચિત્ ક્વચિત્ વિદ્વાન્ આત્માર્થી આચાર્યો પણ થઈ ગયા, પણ તેઓ પોતાનું જ સંભાળી શકે એવા હતા. અત્યુત્તમ ગ્રંથો એઓ રચી જઇ પાછળની સંતતિ અર્થે મુકી ગયા છે, પણ જે પ્રભાવ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે દાખવ્યો હતો, જે પુણ્ય-તેજ એ કલિકાલ સર્વજ્ઞનું તપતું હતું, તે પ્રભાવ કે તે તેજ દાખવવા જેટલું એઓનું સામર્થ્ય નહોતું; નહિં તો ધર્મક્ષીણતારૂપ રોગને ઉગતો જ ડાંભત. પણ એ રોગે જડ ઘાલી ઉંડા પાયો નાંખ્યો હતો. એ રોગ chronic (અસાધ્ય) થઇ ગયો હતો.

**રોગે ઘર ઘાલ્યું**

શ્રી હીરવિજયસૂરિ આદિના પ્રભાવથી એ ઉપશમ્યો, પણ તે થોડા કાળ માટે જ

**સત્પુરુષોનો ક્રિયોદ્ધાર રોગનું ઉપશમન કિંચિત્.**

સર્વથા નાબુદ ન થયો. શ્રી સત્યવિજયગણિએ, શ્રી યશોવિજયગણિએ પણ ક્રિયોદ્ધારરૂપ ઔષધ કર્યા, વાગ્બાણરૂપ ડામ દીધા, તેથી ઉપશાંતિ થઇ, પણ રોગ નાબુદ નથી થયો; એ ધર્મક્ષીણતાનો કાળ તો એમને એમ ચાલ્યો આવે છે શ્રી આનંદઘન મહારાજ તો એ રોગ સહન નહિં થઇ શકવાથી જંગલમા ચાલી નીકળ્યા. પોતાના કરૂણ કાળની કરાળતા; નિઃસ્વાર્થ પ્રયાસ છતાં જીવો પર અસર ન થઇ, એથી એઓનું અને પોતાનું બનેનું ખોવારૂપ હાનિના પ્રસંગમાંથી બચવા એઓએ આ રસ્તો લીધો શ્રી સત્યવિજયગણિ એઓના વનવાસી સાથી થયા. શ્રી યશોવિજયજી પોતે પણ પછી શાંત થઇ ઠરી ગયા, ભક્તિ–વૈરાગ્ય ભણી વળ્યા. કાળનું ઉગ્ર સ્વરૂપ તેમનાથી પણ સહન ન થઇ શક્યું. આ બધો કાળ શ્રી વિનયવિજય પણ વિચારી રહ્યા હતા. આત્મશાંતિના પોષણમાંજ એઓનું વીર્ય પ્રવર્ત્તી રહ્યું હતું. શ્રી વિનયવિજય એવા સહનશીલ અને ધૈર્યવંત હતા, કે કોઇ પોતા સમીપે કાંઇ વિપરીત વર્ત્તન કરે, તો તે શાંતિથી ક્ષમી લેતા. તેઓની સાથે શ્રી યશોવિજય હોય, ત્યારે તેઓની બાંહ્ય યશોવિજય ધરતા, અને સામા વિપરીત વર્ત્તન કરનારને ધમકાવતા, દબાવતા, મહાત કરતા.

**લાભવિજયજી (આનંદઘનજી)નો વનવાસ.**

**સત્યવિજયજીનો વનવાસ.**

**યશોવિજયજીનું ઠરી જવું.**

**શ્રી યશોવિજય અને શ્રી વિનયવિજયજીની તિતિક્ષા.**

**વિનયવિજયજી અને યશોવિજયજીનો મુકાબલો.**

આમ જો કે **શ્રી યશોવિજય અને શ્રી** વિનયવિજય બંને પ્રાયઃ સહચારી સહાધ્યાયી હતા, સમસ્વભાવી હતા, છતાં જ્યારે શ્રી યશોવિજયે લોકાનુગ્રહ ભણી વીર્ય પ્રવર્તાવ્યું હતું ત્યારે શ્રી વિનયવિજયે મૂળથી જ શાંત વૃત્તિ સાધવામાં એ ફોરવ્યું હતું.

**વિનયવિજયજીનાં ભક્તિ વૈરાગ્ય**

શ્રી વિનયવિજયના ભક્તિ અને વૈરાગ્ય બહુ ઉંચા પ્રકારનાં હતા એમ એઓના ગ્રંથોથી પ્રતીતિ થાય છે આ **શાંતસુધારસ** એના પ્રત્યક્ષ પુરાવારૂપ છે "વિનયવિલાસ"નાં પદ તો પ્રચલિત છે શ્રી શત્રુંજય ધણી ઋષભદેવની સરળ પદમા એણે અદ્ભુત ભક્તિ ગાઇ છે "પામી સુગુરૂપસાયરે શ્રી શત્રુંજય ધણી, શ્રી રિષહેસર વિનવું એ" એથી એની ભક્તિનો ખ્યાલ આવે છે શ્રી **શ્રીપાળ રાજાનો રાસ** એમણે તથા શ્રી યશોવિજયે મળી રચ્યો છે. આ રાસ પણ અદ્ભુત છે ગુજરાતી ભાષાનો

**શ્રી શ્રીપાળરાસ અને વિનયવિજયજી**

એ કાવ્યગુણ ગ્રંથ છે. સત્પુરૂષ, સતી સ્ત્રીનું ચરિત્ર, તપનું માહાત્મ્ય, પુણ્યનું ફળ, ધર્મનો જય, પાપનો ક્ષય, જ્ઞાનાદિનું માહાત્મ્ય-એ વગેરે આત્મકલ્યાણરૂપ વિષયો વાર્તાદ્વારા એવા રસિકપણે ઉપદેશ્યા છે કે પ્રતિ છ માસે, આ બાજુના જૈન ભાઇઓ આબિલની ઓળીના દિવસોમા આનું

પઠન-વિવેચન કરે છે. આ ગ્રંથ અપૂર્ણ હતો ત્યાં જ શ્રી વિનયવિજયજી કાળધર્મ પામ્યા શ્રી યશોવિજયે એ પુરો કર્યો

શ્રી વિનયવિજયનો સંસ્કૃત બોધ અને કાવ્યશક્તિ પણ ઉચ્ચ હતા આ ગ્રંથમાં એઓએ જુદી જુદી રાગરાગણીરૂપે-ઢાળ રૂપે સસ્કૃતમા ભાવનાઓ ગાઈ છે,

સસ્કૃત બોધ અને કાવ્યશક્તિ

તે એવી રીતે રચી છે કે રાગના તાલ-સુરને કે ગ્રંથના વસ્તુવિષયને કે ભાષાના વ્યાકરણ-શબ્દ-અર્થને લેશ માત્ર બાધ નથી આવતો . ઉલટા એ બધા સ્ફુરી નીકળે છે. સસ્કૃત ભાષામા આવી ઢાળો તો કયાય બીજે જોવામા નથી આવી

એઓએ " લોકપ્રકાશ " નામનો લોકનું સ્વરૂપ બોધનારો ગણિતાનુયોગમુખ ગ્રથ લખ્યો છે. વળી " નયકર્ણિકા " નામનો ન્યાયનો ગ્રથ રચ્યો છે તેમજ " શ્રી લઘુહૈમપ્રક્રિયા નામનું સંસ્કૃત વ્યાકરણ રચ્યું છે એ બહુ સરળ અને જલદીથી શીખી શકાય એવું છે હાલ એ છપાઈ ગયું છે. અને સસ્કૃત વ્યાકરણ શીખનારાઓને એ સુલભ છે " કલ્પસૂત્ર સુખબોધિકા " તથા "નયકર્ણિકા" એમણે રચી છે. ને જ્ઞાનના ભંડારરૂપ પુસ્તકો છે શ્રી વિનયવિજયે બીજી ઘણી રચનાઓ કરી હશે ઉપર જણાવેલી બધી કૃતિઓ છપાઈ ગઈ છે.

અન્ય ગ્રંથો

શ્રી વિનયવિજયજી વિષે આપણને આટલુ જાણવાનું મળે છે. આપણે ઇચ્છીએ કે આપણને વિશેષ એઓશ્રીના સબધી જાણવાનુ મળે બાકી આ ગ્રથમા જ એઓશ્રીનો આત્મા રહેલો છે. એઓએ આ ગ્રથદ્વારા કરુણાર્દ્ર થઇ જે અણમોલ બોધ

**આ ગ્રંથ એનો આત્મા**

આપ્યો છે તે બોધ જ એઓનાં અંતઃકરણના "ફોટોગ્રાફ" (પ્રતિબિંબ) રૂપ છે. એઓ એક ખરા આત્માર્થી, નિષ્પૃહી, વિરક્ત, શાંત, ભવભીરૂ, વિદ્વાન્ સત્પુરૂષ હતા એ નિઃસંશય છે એઓનાં જ વચનો એની સાક્ષી પૂરે છે.

શ્રી વિનયવિજય ક્યારે કાળધર્મ પામ્યા એ ચોક્કસ ખબર નથી, છતાં એમ અનુમાન બાંધી શકાય કે સં. ૧૭૨૩ થી ૧૭૩૮ ની વચ્ચમાં એઓ સ્વર્ગે પધાર્યા. શ્રી શાંતસુધારસ સં. ૧૭૨૩ માં રચ્યો. શ્રી શ્રીપાળચરિત્ર

**સ્વર્ગગમન કાળનું અનુમાન**

સં. ૧૭૩૮ માં રચાયું. શ્રી શ્રીપાળ ચરિત્ર પૂર્ણ થવા પૂર્વે તો તેઓશ્રી સ્વર્ગે પધાર્યા હતા, તેથી આપણે આ અનુમાન ઉપર આવીએ છીએ.

શ્રી શાંતસુધારસના કર્ત્તા પુરુષ શ્રી વિનયવિજયજીનું આ ટુંક વૃત્તાંત છે. આપણે ઇચ્છીશું કે એઓશ્રી તથા બીજા એના જેવા તથા એથી ચઢીયાતા થઇ ગયેલા સત્પુરુષોનાં સવિગત ચરિત્રો આપણને પ્રાપ્ત થાય. મહાત્માપુરૂષોનાં સચ્ચરિત્રો બહુ બોધ આપે છે.

* * *

## ૩

આ શાંતસુધારસ જેવા સદ્ગ્રંથોના પ્રકાશનમાં સામાન્યપણે નીચેના મુદ્દા લક્ષમાં લેવા યોગ્ય છેઃ—

આપણા પુણ્ય મુજબ આપણને પ્રાપ્ત થયેલ શણગાર, ઘરેણા, પૈસા, મણિ, માણિક્યાદિ જવાહીર સાચવવા આપણે

શોભીતા કબાટ, પેટી, પટારા કે તેજુરી વસાવીએ છીએ, તો ચિંતામણિ રત્ન સમાન શબ્દો જેમા રહેલા છે, તે ગ્રંથ *અર્થને જાળવી રાખવા કેવા સુંદર કાગળ, છાપ,

**સુંદર છાપ, કાગળ પુંઠાની જરૂર**

બાઈડીંગ આદિ સાધન જોઈએ ? બહુ સુંદર, શોભનિક, ટકાઉ, મનહર, ગ્રંથનું ગૌરવ જાળવે, વધારે એવાં, જ્ઞાનના બહુમાન, ભક્તિભાવસૂચક,—આવાં કાગળ, છાપ પુઠાં આદિ જોઇશે. જીવ ગ્રંથમા પ્રવેશ કરી બોધ પામે તે પહેલા આ બહારના દેખાવથી જ બોધ પામી, ઠરી જાય છે હાલ પવિત્ર ગ્રંથોની ખરાબ કાગળ, ખરાબ શાહી-છાપ, નમાલાં પુંઠા એ વગેરેથી પરિણામે ઠેરઠેર આશાતના થતી દેખાય છે. એ આશાતનાથી પણ જીવોના જ્ઞાન ઉપર ગાઢ આવરણ આવી પડ્યું છે. પૈસાના લોભના અંગે જીવો જ્ઞાનની જોઇતી જાળવણી ગખી શકતા નથી; અને તેની આશાતના કરે છે, જે અચીત બોલ્યા

**આશાતના બોલ્યા વિના બોળે છે.**

વિના તેમને બોળે છે. પ્રથમ વૃત્તિએ તો જ્ઞાન-ધન પૈસા અર્થે વેચવું જ ઘટતુ નથી, કેમકે એથી ચિત્ત મલિન થઇ વિચારદૃષ્ટિ ઉપર લોભપડલ ફરી વળે છે; જે આશાતના અને આવરણમાં પરિણામ પામે

**નિર્વાહ અર્થે સિદ્ધાંત જ્ઞાન વેચવાની જ્ઞાનિઓની સાફ મના.**

છે. જ્ઞાનિયો તો સિદ્ધાંત, વેચી જ્ઞાન વેચી, તે વડે નિર્વાહ કરવાનો સર્વથા નિષેધ કરે છે. વિવેક વિચારે એ નિષેધ વાસ્તવિક લાગે છેઃ—

---

* અર્થ= (૧) રહસ્ય (૨) લક્ષ્મી

**જ્ઞાન પરાપૂર્વનો વારસો: એક થાપણ.**

(અ) સિદ્ધાંત જ્ઞાન કાંઇ આપણી માલિકીનું નથી. તે તો પરાપૂર્વથી ઉત્તરોત્તર ચાલી આવેલું છે. સદ્ગુરૂદ્વારા આપણે સાંભળ્યું. અથવા પુસ્તકોદ્વારા આપણે વાંચ્યું એટલે કાંઈ આપણી માલિકી થઇ જતી નથી. એ તો જેમ પૂર્વના મહાપુરૂષો નિઃસ્વાર્થપણે, નિષ્પૃહીપણે, આપણને વારસો આપી ગયા, તેમજ નિઃસ્વાર્થપણે, નિષ્પૃહપણે આપણી ભવિષ્યની સંતતિને એ વારસો આપણે આપી જવો જોઇએ છે

**જ્ઞાનનું નિર્વાહ અર્થે વેચાણ અને થાપણમોસાનું પાપ.**

એ વારસો વેચી તે વડે આપણા સ્વાર્થ, ઉપભોગ, આજીવિકાદિ વ્યવહાર ચલાવવો એ પ્રત્યક્ષ અપ્રમાણિકપણું, માયા, અસત્ય અને થાપણ ઓળવવારૂપ છે; પુરૂષાર્થની હીનતારૂપ છે. સુજ્ઞ ભવભીરૂ જીવો પુરૂષાર્થ કરી ધન મેળવી નિર્વાહ કરે; પણ જ્ઞાન ન વેચે.

**જ્ઞાન અને તે દ્વારા નિર્વાહ જેટલી સ્પૃહાને અણબનાવ.**

(બ) જ્ઞાન–સિદ્ધાંતના પુસ્તકો છાપી છપાવી, તે દ્વારા જો પોતાના નિર્વાહની વૃત્તિ હોય તો પછી તે પુસ્તકોને બનતી શક્તિએ સુશોભિત, સુંદર, તેનાં બહુમાન–ગૌરવ જળવાય તેવી રીતે છપાવવામાં, કાગળમાં, પુંઠાં વગેરેમાં વ્યય કરવા જીવ સહજ સંકોચ વૃત્તિ ધરે છે. નિર્વાહનો લોભ એને એ વિચારથી વિમુખ કરે છે. ત્યારે જેને એ જ્ઞાન પુસ્તકાદિદ્વારા લેશ માત્ર નિર્વાહ–આજીવિકાની સ્પૃહા નથી, તે ખર્ચ સામે

**નિર્ધ્વંસ* પરિણામનું કારણ.**

જોતા નથી, અને યથાશક્તિ તેનું બહુમાન-ગૌરવ જળવાય તે ભણી લક્ષ રાખી પ્રવર્તી શકે છે; કેમકે એ પ્રવૃત્તિમાં અટકાયત કરનાર લેશ માત્ર લોભ તેમને તો નથી. તાત્પર્ય કે સિદ્ધાંત-પુસ્તકોનો આજીવિકા અર્થે ક્રય-વિક્રય નિર્ધ્વંસ પરિણામનું કારણ થાય છે; જે અત્યંત દારુણ દુઃખદાયી છે.

આ કારણો જોતાં જ્ઞાનિયોનો આજીવિકા અર્થે જ્ઞાન પુસ્તકના ક્રયવિક્રય-વ્યાપારનો નિષેધ વાસ્તવિક અને હિતકારીજ લાગે છે.

**કાળનું માહાત્મ્ય અને સત્પુરુષોની ઉપેક્ષા.**

**જ્ઞાન વેચાણદ્વારા નિર્વાહ કરનારા-**

આમ છતાં કાળ દોષને લઇ બીજો પુરુષાર્થ નહિં સુઝતાં મંદવીર્ય થઇ જીવો સિદ્ધાંત જ્ઞાનાદિ પુસ્તકોવડે નિર્વાહ કરે, તો જ્ઞાનિયો અનુકંપા બુદ્ધિએ એની ઉપેક્ષા કરે છે. એમ કરે તો તે ઠીક, કાળદોષને લઇ ભલે ( જો કે પરિણામ તો પોતાને જ ભોગવવું છે ) એમ કરે. પણ તેમાં પોતાના મહેનતાણાના જ ફળની ઇચ્છા રાખવી ઘટે છે; અને વિશેષ લોભ નહિં કરતાં પુસ્તકનુ ગૌરવ જળવાય, જ્ઞાનનું માહાત્મ્ય થાય, તેનું બહુમાન સચવાય, તે ટકે, અને તેની આશાતના ન થાય, થતી હોય તો અટકે,-એ લક્ષ, એ ઉપયોગ, એ વૃત્તિ રાખવી ઘટે છે; પણ હાલ પ્રાયઃ એમ થતું નથી જોવામાં આવતું. આમ-

* Blunt conscicnce or Dead feeling

**ઓને ભલામણ.**

૬. હાવાહના માણેકચોકમાં જઇ જોઇએ, અથવા પાલીતાણાની બજારમા જોઇએ, અથવા અન્ય તીર્થસ્થળે જોઇએ તો કેટલા ચિંથરીયાં થોથાં (જો કે અદર તો જ્ઞાન છે, પણ એનો બહારનો દેખાવજ આપણને થોથાનું ભાન કરાવે છે) આપણી નજરે આવશે

**ચીથરીયાં થોથાં અને જ્ઞાનની આશાતના**

નજીવી કીંમત, નમાલી છાપ, અશુદ્ધ છાપ, નમાલા બટકીયા કાગળ, હાથમા ચોળાતા જ ફાટી જાય એવુ પુઠુ ! આમા જ્ઞાનનુ ગૌરવ, બહુમાન કયા રહ્યું ? એ ચીંથરાં ફાટી જઈ રઝળે છે, કચરાય છે, ચગદાય છે અથવા ગાધીની દુકાને પડીકા અર્થે વ૫રાય છે અરે ! કાગળ નમાલા હોવાથી એઓ પણ ઉપયોગમા આણી શકતા નથી, કાં તો મેલાંવાળી ગટરમાં સબડે છે જ્ઞાનપુસ્તકો વેચી આજીવિકા અર્થે ધધો ચલાવનારા અગે આ વાત છે.

**જ્ઞાન વૃદ્ધિ અર્થે જ જ્ઞાન વેચનારાઓને ધન્યવાદ અને ભલામણ.**

જ્ઞાનના ઉદ્ધાર અર્થે, જ્ઞાન પુસ્તકોથી ઉપજતા પૈસા ફરી જ્ઞાન વૃદ્ધિ અર્થે વાપરવાના ઉદ્દેશે કામ કરતા ભાઇઓ, અથવા એ ઉદ્દેશે ઊભા થએલા મડળો કે સભાઓના અગે આ વાત નથી એઓને તો ધન્યવાદ ઘટે છે છતાં એઓએ પણ છાપવા, છપાવવામા, કાગળ, છાપ, પ્રુફ સુધારણા આદિમાં વિશેષ વિવેક રાખવો જોઇએ છે. પૈસાની શક્તિ ન હોય તો જેટલી શક્તિ હોય તેટલું જ કરવુ ઘટે છે થોડી શક્તિએ ઝાઝું કરવાનો લોભ મૂળ ઉદ્દેશને ફલિતાર્થ થવા દેતો નથી, બલ્કે નુકશાન કરે છે કા તો પ્રથમ શક્તિ વધારવી. ભડોળ મેળવવ અને

કાં તો હોય તેટલા ભંડોળે નભાવી ભલે થોડુંજ કરવું પણ બહુ સારૂ કરવું. આ બાબતમાં આપણે પાશ્ચાત્ય પ્રજાનું અનુસ અનુકરણ કરવું યોગ્ય છે. એઓનાં માસિક પત્રો જુઓ—The Nineteenth, Century, Strand, East & west, Review of Reviews, Sketch, Graphic, Sporting Times, આદિ અનેક. જુઓ એની છાપ, એનાં કાગળ, એના ટાઇપ

**જ્ઞાનની બાહ્યશોભા-ગૌરવ અર્થે સુધરેલા દેશના અનુકરણની જરૂર.**

એની ગોઠવણ ( Plan ). માત્ર બહારની રચનાથી જ ચિત્ત આકર્ષાય છે. અને ભલેને માહી ભુસો કે ટાયલું ભર્યું હોય અથવા ( Commonplace thought ) ( Commonsense truth ) રોજ વ્યવહારમાં આવતી બાબત હોય, પણ તે તેના રૂપ-રંગ-ભપકાથી, ભવ્ય લાગે છે. ત્યારે આપણા પવિત્ર આચાર્યોનાં પવિત્ર અમૂલ્ય, અમોઘ વચનામૃતો તેના છાપ-કાગળ-બંધન આદિ બહારના રૂપ-રંગ-વર્ણ-આચ્છાદન જોઇએ તેવાં નહિ હોવાથી, બલ્કે ખરાબ-નમાલા હોવાથી, બાળજીવો, જે પ્રાયઃ બહારના દેખાવથી મોહ પામે છે, તેઓને તેનુ ગૌરવ ભાસતું નથી. જો કે જ્ઞાન તે તો જ્ઞાન જ રહે છે, અજ્ઞાન થતું નથી, પણ તેના બહારના સ્વરૂપને યથોચિત શોભીતું રાખવાનો લક્ષ નહિ હોવાથી એ મુગ્ધ જીવો પર છાપ પાડી શકતું નથી. આપણા ઉદ્દેશથી ઉભા થએલાં મંડળોએ આ વાત ધ્યાનમાં રાખી કામ કરવુ યોગ્ય છે; એથી તેઓનો હેતુ ફળીભૂત થશે. કાં તો શક્તિ થોડી હોય તો થોડું જ કરવાનો, પણ તે થોડું બધી રીતે સારૂં કરવાનો લોભ રાખવો; વધારે લોભ ન રાખવો. વધારે લોભ થાય તો ભંડોળ, શકિત વધારવા પ્રયાસ કરવો.

**જૈન રાસા. ગુજરાતી સાહિત્ય. તત્ત્વ સાહિત્યનો ભંડાર**

સંસ્કૃત પ્રાકૃતમાં લખાયલાં પવિત્ર નિર્ગ્રંથ આચાર્યોનાં અદ્‌ભુત તત્ત્વજ્ઞાનસુખ પુસ્તકોને દૂર રાખીએ, તો પણ હાલની દેશભાષામાં, ગુજરાતીમાં પણ સદ્‌બોધક, ચરિત્રાત્મક, તાત્ત્વિક કાવ્યોનો એવો ભંડાર ભર્યો છે કે જે સારી શૈલીથી, દેશકાળની પદ્ધતિએ, સારા કાગળ, છાપ, બાઇંડીંગ આદિ લક્ષમાં રાખી છપાવવામાં આવે તો ગુજરાતી ભાષાના સાહિત્યમાં, તત્ત્વજ્ઞાનનાં સાહિત્યમાં, ચરિત્રોમાં મોટો વધારો થાય હાલનાં બૃહતકાવ્ય દોહનના ભાગો લોકોને જે આકર્ષણ કરી રહ્યાં છે, તે બલ્કે વિશેષ આકર્ષણ આ ઘરબાર છોડી નીકળેલા નિઃસ્પૃહી સાધુ કવિઓના વૈરાગ્યપદ, સ્વાધ્યાયપદ, સ્તવન, રાસાદિ લોકોને કરે એમ છે. જૈન સમુદાયે જાગ્રત થવુ ઘટે છે. સુવર્ણ અક્ષરે હજારો બલ્કે લાખો રૂપિયા ખર્ચી સૂત્રની એક પ્રત પૂર્વના કોઇ ભાગ્યશાળી પુરૂષે ( સગ્રામ સોનીએ ) લખાવી આપણે સાંભળીએ છીએ, એ શું સૂચવે છે ? જ્ઞાન–બહુમાન. આ પણ અમારો લક્ષ છે. યથાશક્તિ તે ફળીભૂત થાય એવી ઇચ્છા પણ આ ગ્રંથ છપાવવામાં રહેલી છે.

**ઉપદેશક ગ્રંથોની સર્વમાન્યતા.**

વળી જેમ શ્રી યોગવસિષ્ઠના મુમુક્ષુ તથા વૈરાગ્યપ્રકરણો, મોહમુદ્‌ગર, મણિરત્નમાળા, દાસબોધ આદિ વૈરાગ્યાત્મક ઉપદેશક ગ્રંથો છપાયાથી જિજ્ઞાસુઓ પર ઉપકાર કરી રહ્યા છે, તેમ આ ગ્રંથ પણ વૈરાગ્ય અને અધ્યાત્મમાં એક્કો હોવાથી, એ પૂર્વે કહેલા ગ્રંથોથી પણ ચઢીયાતો હોવાથી, છપાવતાં ઘણાને સુલભ થઇ ઉપકારનું કારણ થાય.

પૂર્વે ઉપર કહેલા ગ્રંથો ઉપદેશાત્મક હોવાથી જેમ સર્વમાન્ય થઇ શકે એવા છે, તેમ આ ગ્રંથ પણ વૈરાગ્યોપદેશક હોવાથી સર્વમાન્ય થશે.

આમ આ બધાં કારણોથી આ ગ્રંથ અમે છપાવવાનું આવશ્યક ગણ્યું છે સુજ્ઞ બંધુઓને તે સમ્મત થશે.

અમે મૂળ ગ્રંથ શ્રી ભીમસિંહે છપાવેલ ઉપરથી સદાબરો લીધેલ છે, બીજી હસ્તલિખિત પ્રત અમને મળી નથી.

**મૂલ આશય સાંગોપાંગ ઉતારવાનો પ્રયાસ.**

કર્ત્તા પુરૂષનાં મૂળ શ્લોકનો અર્થ સાંગોપાંગ ઉતરી આવે, એના ભાવ-આશયમાં ફેર ન પડે, બલ્કે તે વધારે સ્ફુરી દીપી નીકળે, તેના પ્રત્યેક શબ્દનાં અર્થ-વિવરણમાં સ્ખલના ન થાય, રસ જળવાઇ વધારે જામે, એનો અનતો લક્ષ રાખી, વિવેચનપૂર્વક, પ્રાસંગિક વિસ્તારપૂર્વક આ અનુવાદ કરેલ છે; છતાં તેમાં ચિત્તચાંચલ્યથી-મતિમંદતાથી કોઇ દોષ ઉપસ્થિત થયો હોય, સ્ખલના થઇ હોય તો સુજ્ઞ વાંચનારાઓ ક્ષમા કરશે.

**Preface નો વિસ્તાર અને તેની જરૂર.**

**શ્રી શાંતસુધારસ**ની આ ( Preface ) મુખમુદ્રા બહુ વિસ્તાર પામી છે; પણ પ્રસંગવશાત્ એ વિસ્તારની આવશ્યકતા જણાઇ છે. સુજ્ઞ વાચનારાઓ એ પ્રતિ ઉદાર દષ્ટિ દાખવશે

**વાંચનારાઓને વિનતિ**

My dear readers will take a charitable view of it and look upon it with an indulgent eye.

આ મંદમતિ બાળથી ક્ષયોપશમની મંદતાને લઇ, આવશ્યક આત્મનિર્મળતાના અભાવને લઇ, **ક્ષમાપના** યોગની ચંચળતાને લઇ અજાણતાં જો કાંઇ વિપરીત, અન્યથા, અહિતરૂપ લખાયું, નિરૂપાયું હોય, તો તે અર્થે તે ત્રિકરણયોગે "મિથ્યા દુષ્કૃત" માગે છે, ક્ષમા ચાહે છે. તેનો આશય એકાંત સ્વપરના હિતને અવલંબી રહ્યો છે. મારા સુજ્ઞ બ્હેનો ભાઇઓ! આપણને આ **શાંત સુધારસ** બહુ ઉપકાર કરશે આપણે શાત ચિત્તે પ્રમોદ ભાવે એનો આશ્રય લેશું તો આપણું પરમ હિત થશે. એવમસ્તુ! હવે હું અત્રે વિરમીશ ઇતિ શમ્!

ક્ષમાશ્રમણ ચરણોપાસક,

**મનઃસુખલાલ કીરતચંદ મહેતા.**



# સ્મરણાંજલિ



મોરબીમા જે એક વર્ષ મ્હે ગાળ્યુ છે એ તો મ્હારો જીવનપલટો હતો ને એ વેલાની મિત્રમંડલી પણ આજ સુધી અખંડ સબંધ જાળવી રહી છે પછીના ઘણા ઘણા મળ્યા તે મટી ગયા મચ્છુનો કાંઠો, વખ્તુબા ચેરિટેબલ હાઇસ્કૂલ, એનો પટ આજે તો એ પણ બધુ પલટાઈ ગયુ છે જે મોરબી પણ હતુ તે નથી જગતની જાહ્નવી વહ્યે જ જાય છે તે કાઠે ઊભેલા સ્થિર દૃષ્ટે નિરખે તો તો ક્ષણે ક્ષણે નવા જલ પેખે છે

મનસુખભાઈ ધર્મિષ્ઠ જીવ હતા, અને એમની શારીરિક બધિરતાએ એમને અંતરના નાદ ઔર સાંભળતા કીધા હતા,-થોડાક એવા આત્માના શબ્દ સાંભળતા હશે

નિર્માણનુ ચક્ર ઘૂમ્યે જ જાય છે ને એમા મ્હને દળાવવાનુ જ છે આજે કે કાલે

—ન્હાનાલાલ દ. કવિ

 

× × But what I particularly value in him is his thoroughly upright character and uniform good behaviour × × In my opinion he is in every way the best student the Morvi High School has produced in my time

—Prof Kashiram Dave

× × પરંતુ તેનામાં જે હું ખાસ સારભૂત ગણું છું તે તો હેનું સર્વથા પ્રામાણિક ચારિત્ર અને સુસંગત સુંદર વર્ત્તન. × × મ્હારા અભિપ્રાય પ્રમાણે તે મ્હારા સમય દરમ્યાન મોરબી હાઇસ્કુલે બ્હાર પાડેલો સર્વ પ્રકારે સર્વોત્તમ વિદ્યાર્થી છે.

પ્રો. કાશીરામ દવે

 

ભાઇ શ્રી મનસુખભાઇનો ધર્મરાગ, આત્મદૃષ્ટિ અને વિશુદ્ધ વ્યવહાર યાદ આવે છે ત્યારે ખરેખર વિચારમાં પડી જવાય છે. મ્હારા તરફ તેમના રાગ–પ્રેમ હતા, અને તેઓના વિચારો મને બહુ ગમતા. તેમની તત્ત્વદૃષ્ટિ અને ધર્મપ્રેમ અગણિત હતા, અને તેમની અંદરની શાંતિ અવર્ણ્ય હતી. તેઓ તો જીતી ગયા.

મોતીચંદ ગિ. કાપડિયા

 

સમાજ તેમના તરફથી તેમની ઉત્તરાવસ્થામા ઘણું મેળવી શકે તેમ હતું, પરંતુ તેવો ઋણાનુબંધ નહિં જ.

મોહનલાલ દલીચંદ દેશાઇ

 

તેમની વિદ્વત્તા, સરળતા, પવિત્રતા આજ કયાંય જોવામાં આવતાં નથી. × × તેમના સૌજન્ય અને પ્રેમનો મને પણ સારો અનુભવ થયેલો હતો.

પરમાનંદ કુંવરજી કાપડિયા

 

× × × જૈન ધર્મના સાચા ઉપાસક સાધુચરિત મનસુખભાઈ ખરા સાધુ હતા ગૃહમાં રહેવા છતાં તેમનો ત્યાગ વૈરાગ્ય અનુપમ હતો

કહાન ચ. ગાંધી

 

તેમના મરણથી ગુજરાતે જૈન સાહિત્યનો એક અથાક અભ્યાસી ગુમાવ્યો છે × × × મહુંમે આજીવન સાહિત્યની ઉપાસના કરી છે. અનેક જૈન ગ્રંથોના સંશોધન કર્યા છે. તેમના સ્વભાવમા આડંબર ને ધમાલપ્રિયતાના તત્ત્વો ન્હોતા, તેથી સામાન્ય લોકોને તેમની પ્રખર વિદ્વત્તાનો અને અનેકવિધ બહુશ્રુતતાનો અલ્પ પરિચય છે

'સૌરાષ્ટ્ર'

 

જૈન સાહિત્ય, ઇતિહાસ અને અધ્યાત્મ સંબંધી વિચારણા એ તેમના જીવનનુ એક મુખ્ય વ્રત હતુ. × × તેઓ સ્વભાવે શાંત, નિરભિમાની અને તત્ત્વજિજ્ઞાસુ હતા તેટલા જ તેમના નિબંધો પણ યુક્તિયુક્ત, ગવેષણાપૂર્ણ અને નિરાડંબર હતા કેટલાક નિબંધો તો આજે પણ પોતાની નવીનતા જાળવી રહ્યા છે × × શાસ્ત્ર અને સાહિત્ય પ્રત્યે સંપૂર્ણ વફાદાર રહેવા છતાં જ્ઞાનીની શુષ્કતા કે ક્રિયાવાદીની જડતાથી તેઓ અલિપ્ત હતા ×× શ્રદ્ધા અને જ્ઞાનભક્તિનો આવો સુંદર સંજોગ જૈન વિદ્વાનોમા વિરલ જ ગણાય.

'જૈન'

 

તેમનો આત્મા ખરેખરો પવિત્ર, સાચો જ્ઞાની અને વૈરાગ્યથી રંગાયેલો હતો. એ જ્યાં જાય ત્યાં તેમના જીવનની મીઠાશ પ્રેરતા હતા.

મણિલાલ નથુભાઈ દોશી

卐 卐

જેણે પરિગ્રહ મમત્વ પ્રપંચ તોડ્યો,
સમ્યક્ સમાધિમરણે નિજ દેહ છોડ્યો;
ગતમોહવૃત્ત સ્થિતપ્રજ્ઞ પ્રશાંતચિત્ત,
તે દ્રવ્ય-ભાવ ગુરુના સ્મરું શાં ચરિત્ર?

મનોનંદન.



## શમ.

× पुत्रमित्रकलत्रेषु, सक्ता सीदंति मानवाः ।
सरःपङ्कार्णवे मग्ना, जीर्णा वनगजा इव ॥

સરોવરના પંકસાગરમાં જીર્ણ વનગજ સરી જાય એમ પુત્ર–મિત્ર અને સ્ત્રીમાં સક્ત થએલાં માનવીઓ તેમાં કળી પડે છે.

मन्ये मायेयमज्ञानं, यत्सुखं स्वजनादपि ।
निदाघवारणायालं, निजच्छाया न कस्यचित् ॥

એમ જાણુ છું કે જે આ સ્વજનનું સુખ કહેવાય છે, તે પણ આ માયા છે, અજ્ઞાન છે; જેમ ગ્રીષ્મનો તાપ ખાળવાને પોતાની છાયા બસ નથી થતી, તેમ જ આ સુખ પણ તે છાયા જેવું છે.

यावतः कुरुते जन्तुः, संबंधान् मनसः प्रियान् ।
तावन्तोऽस्य निखन्यन्ते, हृदये शोकशङ्कवः ॥

પોતાના મનગમતા જેટલા સંબંધ જન્તુ રચે છે, એટલા શોકશંકુ એના હૃદયમાં ખણાય છે.

एक एव चरेन्नित्यं, कन्याया इव कङ्कणं ।

કન્યાના કંકણ પેઠે એકલાં–એક જ ચરવું. ( સરખાવો–નમિ રાજર્ષિ. )

—મહાભારત

---

× સરસ્વતીચંદ્રમાંથી.



। श्री परमगुरुभ्यो नमः ।

# ઉપોદ્ઘાત.

---

## મંગલ. તીર્થંકરની વાણીનું માહાત્મ્ય

॥ शार्दूलविक्रीडितं वृत्तं ॥

नीरंध्रे भवकानने परिगलत्पंचाश्रवाम्भोधरे ।
नानाकर्मलतानितानगहने मोहांधकारोध्धुरे ॥
भ्रान्तानामिह देहिनां स्थिरकृते कारुण्यपुण्यात्मभिः ।
तीर्थेशैः प्रथितास्सुधारसकिरो रम्या गिरः पांतु वः ॥१॥

અર્થઃ—આ ભવારણ્યમા ચોપાસ પંચ આશ્રવરૂપ વરસાદ વરસી રહ્યો છે, તેમાં વળી એવુ કોઇ અંધ્ર-છિદ્ર નથી કે આશ્રવવરસાદ બ્હાર નિકળી ઠલવાઇ જાય, અર્થાત્ આ ભવાટવી આશ્રવજળથી ભરાતી જઇ ઉંડી જ ઉતરતી જાય છે-ઉંડા પાયા નાખતી જાય છે. તેમા વળી એ આશ્રવજળને લઇ જાતજાતના કર્મરૂપી વેલાઓ ચોતરફ ઉંડા મૂળ નાખી ફેલાતા

જાય છે, અને આ સંસારવનને ગહન, જેમાં નાંખી નજર ન પહોંચે, એવું કરી મુકે છે. આમ એ વન ગહન તો છે, તેમાં વળી મોહરૂપી અંધકારથી તે તદ્દન ગહન થયું છે. એવા આ અંધકારવ્યાપ્ત ગહન સંસાર–અરણ્યમાં ભટકતા જીવોને સ્થિર કરવા, પરિભ્રમણમાંથી અટકાવવા, ચતુર્ગતિમાંથી છોડવવા, જેને તેઓનાં આ ભવભટકણરૂપ દુઃખ જોઇ દયા ઉપજી છે એવા પુણ્યાત્મા તીર્થંકર ભગવાને જે આનંદકારી સુધારસભરી વાણી પ્રકાશી છે, જે આનંદકારી વચનામૃતોની રચના કરી છે તે પવિત્ર વચનામૃતો હે ભવ્યો ! તમારૂં રક્ષણ કરો.

જીવો મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય અને યોગ આ પાંચ આશ્રવવડે કર્મ બાંધી રહ્યા છે. મોહને લઇ તેઓને વસ્તુનું સ્વરૂપ સમજાતું નથી અને તેથી પોતાનું નહિં તેને પોતાનું ગણી તે માટે દુઃખી થાય છે, પોતાની સત્ય વસ્તુથી વિમુખ રહે છે, આવા અવિવેકથી જે પોતાની નથી, જે પોતાની બહાર છે, પોતાથી અલગ છે, પર છે, તેને પોતાની ગણી તેને લેવા ચોતરફ એ ભટકયા કરે છે, ચઉગતિમાં રઝળ્યા કરે છે, જન્મમરણ કર્યાં કરે છે; પણ જેને તે

**જીવનો વિભ્રમ**

પોતાની વસ્તુ ગણે છે એવી એ પર વસ્તુ કેમે કરી પ્રાપ્ત થતી નથી. અને એ પ્રાપ્ત થાય પણ કયાંથી ? પારકી વસ્તુ માટે ગમે તેટલાં પ્રયત્ન તે લેવા, તે પોતાની કરવા કરીએ, પણ તે નિષ્ફળ જ, જાય છે. પારકી એ પારકી જ, એ પોતાની કેમ થાય ? પોતાનું તો પોતામાં જ છે; એ કંઇ બહાર નથી. એટલે બહાર રઝળ્યે, ભટકયે એ કદિ પ્રાપ્ત થતું નથી. આ બહાર રઝળવું કેવળ અજ્ઞાન–મોહ–અવિવેકને લઇ થાય છે. એના પરિણામે ઇચ્છિત

**વિભ્રમ એ દુઃખ**

વસ્તુ તો મળતી નથી, પણ તે વેગળી જતી જાય છે, ઉલટું દુઃખ થાય છે અને અજ્ઞાન–મોહ–અવિવેકની વૃદ્ધિ થતી જાય છે, જે એને વધારે રઝળતો કરે છે; જેથી એ વધારે પરિભ્રમણ કરે છે, નરક, તિર્યંચ, મનુષ્ય, દેવરૂપે સારી–માઠી ગતિ કર્યાં કરે છે અને દુઃખ ભોગવે છે. એ પરિભ્રમણ દુઃખમાંથી એ કયારે બચે ? કે જ્યારે એ સ્થિર થાય, તેનામાં વિવેક જાગે અને તે વિચારે કે અહો, આ હું કેવળ મૂર્ખાઇ કરૂં છું, મારી વસ્તુ તો મારી પાસે જ છે, તે બહાર રઝળવાથી નહિં મળે. આ મારે રઝળવું પડયું છે, રઝળવું પડે છે, આ હું ચઉગતિમાં ભ્રમણ કરી રહ્યો છું અને અનેક પ્રકારે જન્મ-મરણનાં દુઃખ–ચિંતા ભોગવી રહ્યો છું, તે કેવળ મારા અજ્ઞાનથી, બહાર રહેલી વસ્તુને મારી ગણી તે લેવાની ઇચ્છાથી જ. પણ તે મને ક્યાંથી મળે ? ન જ મળે. મારૂં તો મારી પાસે છે, એમાં જ મારે સ્થિર થવું ઘટે છે,—આમ વિવેક વિચાર તેનામાં જાગે તો જ તેને શાતિ થાય, તો જ તે સ્થિર થાય.

**જીવ માત્ર સુખના કામી; પણ સત્સુખથી અજ્ઞાત**

જગતમાં જીવ માત્ર સુખના કામી છે, જીવ માત્ર સુખ પ્રાપ્ત કરવા મથી રહ્યા છે; પણ તેઓને સુખ પ્રાપ્ત થતું નથી, દુ:ખી દેખાય છે, એ આશ્ચર્ય છે! સુખનું સ્વરૂપ જ એઓ જાણતા નથી. સુખનું ખરૂં સ્વરૂપ બહુ વિરલા જાણે છે, અને જેઓ જાણે છે તેઓ જ તે પામે છે. જીવોને વિપરીત બુદ્ધિને લીધે, પ્રમાદ–કષાયને લીધે ખરા સુખનું સ્વરૂપ સમજાતું નથી. **એ સુખ બહાર નથી, પણ આત્મામાં છે.** જે સુખ

**સુખ અંદર છે, બ્હાર નથી** આત્મામા જ છે તે આત્માથી અલગ એવા દેહ, પરિગ્રહ, મમતા આદિમા ક્યાથી મળે ? કદિ ન મળે તો જે વાટેથી જીવોને સુખ ન જ મળે, તે વાટે સુખ માટે કરેલા પ્રયત્ન કેમ નિષ્ફળ ન જાય ? જાય જ અને ફળ રૂપે જીવ વધારે હેરાન થાય, સુખ વાસ્તવિક પોતામા છે, પરમા નથી

"Happiness can not be
found from without
"It is within ourselves."
"Happiness to ourselves consigned"
—*Goldsmith's Traveller*

**સમકિત કે સાચી સમજ** આમ જ્યારે ખરૂ સમજાય ત્યારે જ જીવ સ્થિર થાય, ત્યારે જ તેના પ્રયત્નો ખરી વાટે થાય, અને એ ખરી વાટના પ્રયત્નો સફળ થઈ તેને સુખ આપે જ, તેના પરિભ્રમણ દૂર થાય જ્ઞાનીઓ આવી ખરી સમજને સમકિત કહે છે વસ્તુને વસ્તુરૂપે જાણવી તેને સમકિત કહે છે અવસ્તુને અવસ્તુ રૂપે જાણવી તેને સમકિત કહે છે સત્યને સત્યરૂપે જાણ્યુ હોય તો જ તે ભણી પ્રવૃત્તિ થાય છે અસત્યને અસત્યરૂપે જાણ્યુ હોય તો જ તેની નિવૃત્તિ થાય છે અસત્યને સત્યરૂપે જાણી તે ભણી કરેલી પ્રવૃત્તિ નિષ્ફળ જાય છે, સત્ય પ્રાપ્ત નથી થતુ, દુ ખ થાય છે, બુદ્ધિ મલિન થાય છે, જ્ઞાન ઉપર આવરણ આવે છે, સુખ દૂર જાય છે

સ ત્યને અસત્યરૂપે જાણવાથી તેથી નિવર્તવાનો પ્રસંગ આવે છે, સત્ય પામવામા અંતરાય આવે છે

તેમજ જે વાટે સુખ મળે છે તે વાટનું ભાન થાય, તો તે વાટે સુખ માટે પ્રયત્ન થઇ શકે છે, જે પ્રયત્ન સફળ થઇ સુખ આપે છે.

જે વાટે સુખ નથી મળતું, તે વાટનું ભાન થાય તો સુખ માટે તે વાટે જતાં અટકવું થાય છે. નિષ્ફળ પ્રયાસ, ખેદ, દુઃખનો અવકાશ રહેતો નથી

જે વાટે સુખ નથી મળતું તે વાટે સુણ મળશે, એવી ખોટી મતિ જીવને થાય તો તે વાટે તેને સુખ નથી મળતું, છતા મને આ વાટે સુખ મળશે એ ભ્રમણાથી તે પ્રયત્ન કર્યો જાય છે, પણ તે બધાં નિષ્ફળ થાય છે. જીવ ખેદ અને દુઃખજ વ્હોરે છે.

જે વાટે સુખ મળે છે તે વાટે સુખ નહિ મળે એવી ખોટી મતિ જીવને થાય તો તે સાચી વાટે પ્રયત્ન કરતો તે અટકે છે. મને આ વાટે સુખ નહિં મળે, સુખ તો બીજી વાટે મળશે, આથી તે ખરી વાટે પ્રયત્ન કરતો અટકે છે અને સત્ય સુખનો અંતરાય પામે છે.

**મિથ્યાત્વ કે ખોટી સમજ.**

આ ખોટી મતિને જ્ઞાનીઓ મિથ્યાત્વ કહે છે, સાચી મતિને સમકિત કહે છે. એ વિપરીત મતિ દૂર થાય, અને સમકિત ( સમ્યગ્દૃષ્ટિ ), સાચી સમજ જીવને આવે તો જ તે સ્થિર થાય છે, શાંત થાય છે, સુખી થાય છે, ભટકતો અટકે છે.

**સાચી સમજનું ફળ.**

જ્ઞાનીઓ કહે છે કે જીવને સમ્યગ્દૃષ્ટિ પ્રાપ્ત થાય, તેઓને સાચી સમજ આવે અર્થાત્ સત્ય વસ્તુનું સત્યરૂપે, અને અસત્યનું અસત્ય રૂપે ભાન થાય, તો તેઓ તેજ

ભવે મોક્ષ પામે, તેમ ન થાય તો ત્રીજે ભવે, અને તેમ ન થાય તો વધારેમાં વધારે પંદર ભવે તો એ જીવ મુકાય જ, કર્મથી સર્વથા મુકાઈ મોક્ષ પામે જ, શાશ્વત સુખ પામે જ. આ વાત વિવેક વિચારે સાવ સત્ય લાગે છે, કેમકે સત્ય વસ્તુનું જીવને ભાન થાય, એટલે અસત્ય વસ્તુ

**જાણે તે પામે**

ભણીની પ્રવૃત્તિ સહેજે અટકે. અસત્ય વસ્તુની પ્રવૃતિને લઇને તો તેને ભમવું પડયું છે, એ અસત્ય વસ્તુની પ્રવૃતિ અટકે એટલે તેનું ભ્રમણ પણ અટકે, અને ભ્રમણ અટકે, જન્મ-જરા-મરણ અટકે તો પછી બીજું જોઇએ છે શું? જન્મ-જરા-મરણ રહિત સ્થિતિ, અજરામર અવસ્થા, કદિ જ્યાંથી પડવાપણું ન થાય એવું સ્થાન તે જ મોક્ષ. આમ સત્ય વસ્તુનું જીવને ભાન થાય તો તેનો તરતજ તેજ ભવે મોક્ષ થાય. પણ પૂર્વ કર્મનું દેવું તે ભોગવી પતાવવાનું બાકી રહ્યું હોય તો તે ભોગવી

**કર્મ ભોગવવાં કરજ પતાવવું**

પતાવી દેવા માટે એકાદ બે ભવ કે ઉત્કૃષ્ટ પંદર ભવ થાય તે ભલે, પણ પછી તો જીવ સર્વથા મુકાયજ. એ સાચી સમજ ઉપજ્યા પછી, સ્થિરા દૃષ્ટિ પામ્યા પછી જીવ ભવ ભલે કરે, પણ તે ભવ તેને મુક્તિ પ્રતિ જતા નજ રોકે; તે ભવ બીજા ભાવિ ભવની પરિપાટી નજ ઉપજાવે. સાચી સમજ ન થઇ હોય, સમ્યગ્ દૃષ્ટિ ન થઇ હોય, ત્યાંસુધી થતા પ્રત્યેક

**ઉંધી સમજ અને અનંત અનુબંધ**

ભવ બીજા નવા ભવ કરવાનાં કારણ થાયજ; અનંત અનુબંધ થયાજ કરે. પણ સાચી સમજ આવ્યે એ અનંત અનુબંધ નાશ પામે; અને પૂર્વે ઉપાર્જેલાં કર્મ સમ્યક્ પ્રકારે

સાધ્ય દૃષ્ટિએ, ભોગવી લેવા, ખેરવી નાંખવા, આગલું કર્મ પુદ્ગલનું લીધેલું પાછું સર્વથા ચુકાવી આપવા, તેના દેણાથી મોકળા થવા, એકાદ બે કે વધારેમાં વધારે પંદર ભવ કરવા પડે તે ભલે, પણ તેથી મુક્તિની અટકાયત ન જ થાય. મુક્તિના રસ્તે તો તે પડી ચુકયો છે. સાચી સમજ આવ્યે, સત્યનું સત્યરૂપે ભાન થયે, અસત્યનું અસત્યરૂપે ભાન થયે, તેને લાઈન કલીઅર (Line-Clear) મળી જ ચુકી છે.

" દૃષ્ટિ સ્થિરાદિ ચારમાં,
વટેમાર્ગુનો મુગતિ પ્રયાણ ન ભાજે રે;
રાતવાસો રયણી શયન જેમ શ્રમ હરે,
સુરનર સુખ તેમ છાજે રે."

**(યોગદષ્ટિ સઝાય)-યોગદષ્ટિ સમુચ્ચય.**

અર્થાત્ સમ્યગ્દૃષ્ટિ થયા પછી પૂર્વ કર્મ ભોગવવા તેને દેવાદિના ભવ કરવા પડે તે જેમ અમુક સ્થાને જવા નીકળેલો વટેમાર્ગુ રસ્તામાં રાત્રિવાસો કરે તેના જેવું સમજવું.

સ્થાન દૂર હોય તો એક બે કે વધારે ઠેકાણે રાત રહેવું પડે, પણ રસ્તાનો માહિતગાર છે, જે સ્થળે જવું છે તે તરફ જવા નીકળ્યો છે, એટલે ત્યાં તો તે વ્હેલો મોડો પહોચેજ.

**સમ્યગ્દૃષ્ટિ અને ભવની નિયમા.**

તેમ સમ્યગ્દૃષ્ટિ પામી સાચા રસ્તાથી માહીત થયો છે, અને મોક્ષ ભણી એણે પ્રયાણ કર્યું છે, તો તે વ્હેલો મોડો ત્યાં પહોંચવાનોજ. કોઈ છેટી વાટેથી નીકળ્યો હોય, અર્થાત્ તેને વધારે કર્મ ભોગવવાં બાકી હોય તો તેને દેવ-મનુષ્યાદિ ગતિ પામવારૂપ વધારે રાતવાસા કરવા પડે છે. કોઇ પાસેથીજ નીકળ્યો હોય, અર્થાત્ જેને બહુ થોડાં કર્મ

ભોગવવાં બાકી હોય તેને રાતવાસો રહેવું પડતું નથી, બીજો ભવ કરવો પડતો નથી, તેજ ભવે મોક્ષસ્થાને પ્હોંચે છે; અથવા એકાદ બે મનુષ્યાદિના ભવ કરવા રૂપ રાતવાસા કરી ઇચ્છિત સ્થાને પ્હોંચે છે.

આમ જેટલા જેટલા મહાપુરુષો મોક્ષ પામી સિદ્ધ થયા છે તે બધા સત્ય વસ્તુજ્ઞાન પામવાથીજ; સમ્યગ્દૃષ્ટિ થવાથી જ; વસ્તુને વસ્તુપણે જાણવાથી જ, અવસ્તુને અવસ્તુરૂપે જાણવાથીજ, સત્યને સત્યરૂપે જાણવાથીજ, અસત્યને

**યથાર્થ જાણપણું.** અસત્યરૂપે જાણવાથીજ; આત્માને આત્મારૂપે જાણવાથીજ; પોતાને પોતારૂપે જાણુ

વાથી; પોતે તે પોતે, પર નહિં એમ જાણવાથી; પર તે પર, પોતે નહિં એમ જાણવાથી; પોતાની વસ્તુ તે પોતાની એમ જાણવાથી, પારકી વસ્તુ તે પારકી એમ જાણવાથી, પોતાની વસ્તુ તે પારકી નહિં, એમ જાણવાથી; પારકી વસ્તુ તે પોતાની નહિં એમ જાણવાથી; પોતે તો જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ ઉપયોગી અવિનાશી આત્મા છે, એમ જાણવાથી; આત્મા તે આત્મા, અને પુદ્ગલ તે પુદ્ગલ એમ જાણવાથી, આત્મા તે પુદ્ગલ નહિં અને પુદ્ગલ તે આત્મા નહિં, એમ જાણવાથી, એ આદિ વિવેકપ્રકાશથીજ તેઓ આ ગહન અંધકારમય સંસાર વનમાંથી માર્ગ પામી, ઇચ્છિત સ્થાને પ્હોંચ્યા

આ ચતુર્ગતિરૂપ સંસારમાં અજ્ઞાનયોગે રઝળતા જીવોને પણ જો આ સાચી સમજ આવે, તો તેઓ "દુઃખિયાનાં દુઃખ બિચારા સ્થિર થાય; અને દુઃખી થતા દુઃખિયા જાણે." અટકે; એવી કરુણા આવવાથી શ્રી તીર્થંકર પરમાત્માએ તેઓને સત્ય માર્ગ ઉપદેશ્યો

**છુટેલાઓની અંધાયલા પ્રતિ કરુણા.**

છે. તેઓ પોતે વસ્તુસ્વરૂપ જાણી, જે રસ્તેથી મોક્ષ પામ્યા, તે રસ્તો બતાવે છે. તીર્થંકર પોતે પણ સાચી સમજ પામ્યા પૂર્વે આ પ્રકારે રઝળતા હતા; પરિભ્રમણ દુઃખ ભોગવતા હતા. સાચી સમજ પામ્યે તેઓએ પરિભ્રમણના પરિણામરૂપ ખોટો માર્ગ છાંડી દીધો, સન્માર્ગ લીધો; અને ધારેલ ઠેકાણે પ્હોંચ્યા; સુખનું યથાર્થ સ્વરૂપ સમજી સુખ પામ્યા. તેઓશ્રીને સુખનું ખરૂં સ્વરૂપ સમજ્યા વિના સુખ માટે ફાંફાં મારી દુઃખી થતા આ સંસારી જીવોની કરુણા આવવાથી, તેઓશ્રીએ આ સત્ય સુખસ્વરૂપનો અને તે પામવાનો આ પવિત્ર બોધ કર્યો છે તે હે, ભવ્ય જીવો! તમારૂં રક્ષણ કરો! અર્થાત્ તે બોધનો આશ્રય લ્યો; તે પ્રમાણે વર્ત્તો, તમારૂં કલ્યાણ થશે. આ **શાંતસુધારસ** એ પવિત્ર કરુણાવાન્ પુણ્યાત્મા તીર્થનાથનો ઉપદેશજ છે એઓશ્રીને તીર્થનાથ એ પવિત્ર ઉપનામ છાજે જ છે; તેઓ પોતે તીર્થ, તીર્થના તીર્થરૂપ છે; તરવાના સાધનરૂપ છે; એઓના આશ્રયે જીવ સંસારસમુદ્ર તરી જાય છે; એથી તીર્થનાથ નામ એઓને છાજે છે; અથવા જે વડે જીવ સંસાર સમુદ્ર તરી જાય, તેવાં સાધનો, દાન–શીલ–તપ-ભાવરૂપ ધર્મ, અથવા જ્ઞાનાદિ આરાધનરૂપ ધર્મ, એ તરવાનાં સાધનોનો ઉપદેશ કર્યો હોવાથી તીર્થનાથ એવું પવિત્ર નામ એઓને છાજે છે. આ પરમ કૃપાળુ, દયાળુ, કરુણાળુ, પવિત્રાત્મા શ્રી તીર્થંકર દેવેજ ઉપદેશેલો આ શાંતિરૂપ અમૃત રસ છે. તે પીવાથી જીવો અમર થાય છે; જન્મ–મરણથી બચે છે. ૧.

**તીર્થનાથ કેમ કહેવાયા ?**

॥ द्रुतविलंबित वृत्तं ॥

स्फुरति चेतसि भावनया विना ।
न विदुषामपि शांतसुधारसः ॥
न च सुखं कृशमप्यमुना विना ।
जगति मोहविषादविषाकुले ॥ २ ॥

**અર્થ**—વિદ્વાનોને પણ શાંતિરૂપી અમૃત રસ ફરી ફરી વિચાર કર્યા વિના, અનુપ્રેક્ષા વિના, તેની તે વાત ફરી ફરી જુદે જુદે રૂપે વિચાર્યા વિના, ભાવના વિના ચિત્તમા સ્ફુરતો નથી, સ્ફુરે છે, તો યથાર્થ સ્ફુરતો નથી )

**અનાદિ વિભાવિક અભ્યાસ કેમ ટળે?**

મૂળે જીવ અનાદિકાળથી વિભાવિક દશામા પડયો છે, તેમા એ અનાદિ કાળથી વસ્તુને અવસ્તુ રૂપે ગણી બેઠો, અવસ્તુને વસ્તુ રૂપે ગણી બેઠો છે આ અવિવેક, આ વિભાવિક મોહ, સત્ય વસ્તુ તે સત્ય, એમ જુદે જુદે પ્રકારે ફરી ફરી વિચાર્યા વિના, અથવા અસત્ય તે અસત્ય, પર તે પર, સ્વ તે સ્વ, પર તે સ્વ નહિ, સ્વ તે પર નહિ,—એમ ફરી ફરી નવા નવા રૂપે દાખલા દલિલથી, ઉપમા અનુમાનથી, પ્રત્યક્ષ પરોક્ષ રીતે, સદ્‌ગુરૂદ્વારાએ, સત્સગ સમાગમથી, આત્મક્ષયોપશમ અનુસાર, આગમપ્રમાણુ વડે, ઇતિહાસ પ્રમાણવડે, દૃષ્ટાંત સિદ્ધાતથી વિચારે નહિ, નિર્ધારે નહિ, નક્કી કરે નહિ, ત્યા સુધી દૂર ન થાય, દૂર થાય તો તે સર્વથા દૂર ન થાય અનાદિ કાળનો મિથ્યા ભાવ, મિથ્યા વાસના, ખોટી બુદ્ધિ એકદમ નાશ પામવી, સુલટાવવી દુષ્કર છે, સદ્‌વસ્તુની ભાવ

નાથીજ એ મતિ દૂર થાય; સન્મતિ આવે. લાંબા કાળ સુધી આપણા ઘેર રાખેલી, આપણા ઘરને ખીલે બાંધેલી ભેંસ બીજાને વેચીએ, તો પણ આગલા પરિચયથી, અભ્યાસથી પ્રથમ દિવસે અથવા તો થોડા દિવસ એ આપણા ઘરના પરિચિત ખીલે આવી ઉભી રહે, એને વળી જ્યારે મારી ધકેલી મુકીયે અને એનો નવો ધણી એને પોતાને ઘેર લઈ જાય, અને આમ વખતો વખત થાય ત્યારે જ તે ભેંસને નવા ઘરનો પરિચય પડે; અને પછી ત્યાં સ્થિર થાય. તેમ અનાદિકાળનો વિભાવિક મોહ છોડવો બહુ મુશ્કેલ છે. પૂર્વનો અભ્યાસ-પરિચય જીવ એકદમ ન છાંડે માટે ભાવનાની, અનુપ્રેક્ષાની, ફરી ફરી જરૂર છે. ભાવનાથી તેને વસ્તુના સ્વરૂપનો યથાર્થ નિર્ણય થાય છે. વસ્તુનો યથાર્થ નિર્ણય થતાં અજ્ઞાન મોહ-અવિવેક નાશે છે, અને જીવને સત્ય સુખનો લાભ થાય છે. માટે સત્ વસ્તુનો સતત ફરી ફરી વિચાર આત્માર્થીએ કર્તવ્ય છે. તે વિના શાંતસુધારસ સમાન પ્રભુનો બોધ પણ યથેચ્છ પરિણામ આપતો નથી. માટે ભાવનાનો જ્ઞાનીઓ ઉપદેશ કરે છે.

**ભેંસનું દૃષ્ટાંત.**

**વિભાવનું આબલ્ય અને અનુપ્રેક્ષણની જરૂર.**

**ભાવના એટલે શું?**

ભાવના એટલે પુટ જેમ સુવર્ણને સાવ ચોકખું કરવું હોય તો સંપુટમાં, કુલડીમાં મુકી, ફરી ફરી તપાવવા રૂપ ભાવના-પુટ દેતાં તે શુદ્ધ થાય છે, અથવા સુંઠ આદિને શુદ્ધ કરવા, કમાવવા, નિમક અને લિંબુના રસના ફરી ફરી પુટ આપી ફરી ફરી સુકવવા રૂપ ભાવના દેતાં

શુદ્ધ થાય છે, અથવા જાતજાતની ધાતુઓ, જેમકે પારો, ત્રાંબુ, કલઈ, જસત આદિ અથવા સોમલ વછનાગ આદિને શોધવા, શુદ્ધ કરવા ક્ષાર-ખટાશ આદિના ફરી ફરી પુટ આપતાં, તે જેમ શુદ્ધ થાય છે, તેમ આ જીવને પણ જુદી જુદી રીતે વસ્તુ વિચારતાં જ્ઞાનનિર્મળતા થાય છે;-વસ્તુસ્થિતિ યથાર્થ સમજાય છે.

જ્ઞાનિઓ વસ્તુસ્વરૂપને જુદે જુદે રૂપે ભાવે છે; વિચારે છે:—

વિચારનાં પ્રમાણ
(૧) ઇતિહાસ પ્રમાણ વડે,
(૨) આગમ પ્રમાણ વડે,
(૩) સદ્ગુરૂ દ્વારા,
(૪) બીજા સત્સમાગમે,
(૫) પ્રત્યક્ષ સ્વાનુભવ વડે-પોતાની શક્તિ અનુસાર, પોતાનો ક્ષયોપશમ પહોંચે ત્યાં સુધી,
(૬) પરોક્ષ, શ્રી જીનેશ્વરનાં વચનો વડે,
(૭) ઉપમા વડે,
(૮) અનુમાન વડે,
(૯) દાખલા, દલીલ, દષ્ટાંત સિદ્ધાંતથી,

આમ અનેક પ્રકારે તત્ત્વને ફરી ફરી વિચારવું એને જ્ઞાનીઓ ભાવના કહે છે. એવી ભાવના વિના આગળ જણાવ્યું તેમ પૂર્વના લાંબા વિભાવિક પરિચયને લઇ વિદ્વાન્ પુરુષોના ચિત્તમાં પણ તત્ત્વજ્ઞાન સ્ફુરતું નથી, ઠરતું નથી; તો સામાન્ય જીવોનું તો શું કહેવું ? માટે બધાએ સદ્ભાવના વડે પોતાનાં ચિત્ત વાસિત કરવાં, એ તાત્પર્ય છે, એ બોધ છે.

એથીજ પૂર્વનો લાંબા વખતનો પરિચત વિભાવિક મોહ ટળશે. બાકી બીજો ઉપાય નથી. તેમાં પણ

**વિષનો ઉતાર.**

આ જગત્ જેમાં મોહ અને ખેદરૂપી ઝેર ઠેર ઠેર વ્યાપી રહ્યું છે, અને જીવો વ્યાકુલ થઇ ડચકાં ખાય છે, ત્યાં તો તે મોહ અને તજ્જન્ય દુઃખરૂપ ઝેર ટાળવા આ સદ્‌ભાવના ભાવ્યા વિના છુટકો જ નથી. તે વિના લેશમાત્ર સુખ નહિં મળે. વસ્તુતત્ત્વ વિચારી તેનો નિર્ણય કર્યે છૂટકો છે.

यदि भवभ्रमखेदपराङ्मुखं ।
यदि च चित्तमनंतसुखोन्मुखं ॥
शृणुत तत्सुधियः शुभभावना–
भृतरसं मम शांतसुधारसं ॥ ३ ॥

**અર્થઃ**—હે, બુદ્ધિમંતો ! અગાઉ કહ્યું છે તેમ હવે જો તમારૂં ચિત્ત ભવભ્રમણના દુખથી પરાઙ્મુખ થયું હોય, ભવદુઃખમાંથી છુટવા ઇચ્છતું હોય, સુખ, સત્ય સુખ, પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળું હોય, તો અમે રચેલો આ શાંતસુધારસ શ્રવણ કરો. તેમાં જે ભાવના માટે અમે પૂર્વે આટલું આટલું કહ્યું, તે ભાવનાઓનો રસ નાંખેલો છે. જે ફરી ફરી વિચારતાં સત્ય સુખ આપવાનું કારણ થશે. એથી વસ્તુ તત્ત્વ સમજાશે; મોહ છુટશે; અને તમારી અંગત ઋદ્ધિ જે દબાઈ રહી છે, ઢંકાઇ રહી છે, તે વ્યક્ત પ્રગટ થઇ તમને અપૂર્વ આનંદ આપશે.

**તરતના થાકેલાઓને વિસામો.**

અલબત જેઓને સારી બુદ્ધિ ઉપજી હશે, અને જેઓ સંસારપરિભ્રમણથી થાક્યા હશે, અને જેઓને આ

સુખ નહિં, આ તો દુઃખ, સુખ તો બીજું કાંઇ હોવું જોઇએ, એવો વિચાર સ્ફુરી તે સત્ય સુખ માટે જેઓ દૃષ્ટિ ફેંકતા હશે, તેનેજ આ શાંતસુધારસ રૂચિકર થશે.)

બીજા પામર જીવો, જેઓ હજી થાકયા નહિં હોય, અને પૂર વેગમાં અસત્ વસ્તુ ભણી દોડી રહ્યા હશે, અને સુખ દુઃખનું જેને ભાન નહિં હોય, તેવા જીવો આ પ્રતિ અભાવની નજરે જોશે. તેવા દયા ખાવા જેવા જીવો
**ભાવિકાળે થાક-** પણ જ્યારે થાકશે, ત્યારે આ શાંતિ રૂપી
**નારાઓને ભાવિ** અમૃત વરસાવવા સદ્ભાવનાવિભૂષિત
**વિસામો આજ.** ગ્રંથનો આશ્રય લેશે. તાત્પર્ય કે જીવો વ્હેલા મ્હોડા આવી ભાવનાનો આશ્રય લઇ વસ્તુસ્વરૂપ વિચારી નિર્ધારિશે, સાચી સમજ પામશે, સમ્યગ્ દૃષ્ટિ થશે, ત્યારે તેઓનો છુટકો છે; ત્યારે તેઓ દુઃખનો અત્યંતાભાવ પામશે. વધારે શું કહિયે ? તરતના થાકેલા તરત ભાવનાઓનું ચિંતવન કરશે. ભાવિ કાળે થાકનારાઓ ભાવિકાળમાં એને વિચારશે. પણ એ બધાને આ ભાવનાનો આશ્રય છે. (સદ્બુદ્ધિ [illegible] પણ આ ભાવના ભણી લક્ષ [illegible] ભાન થયે તેની બુદ્ધિ [illegible] ઠેકાણે આવતાં જિજ્ઞાસુ થઇ આવાં પવિત્ર શાંતિ આપનારાં શ્રીવીતરાગ પરમાત્માનાં વચનામૃતોનો આશ્રય લેશે. તે વચનો તેના ઉપર પ્હેલીવાર અસર નહિં કરે, તો બીજી વારના આશ્રયથી કરશે, બીજી વાર નહિં કરે, તો ત્રીજીવાર કરશે. આમ પુનઃ પુનઃ એ વચનોના આશ્રયથી જીવ ઉપર અવશ્ય સાત્વિક અસર થશે.

"દોરડીયે છેદાય છે, પાકા કાળા પ્હાણ"

દલપતરામ.

અને સ્વરૂપ નિર્ણય કરી એ આત્મસુખ—સત્સુખ પામશે. આ ભાવનાઓનો આ ઉદ્દેશ છે. તેનો હે, સદ્બુદ્ધિવાળા જીવો! તમે આશ્રય લો. ૩

सुमनसो मनसि श्रुतपावना,
निदधतां द्वयधिकादश भावनाः ।
यदिह रोहति मोहतिरोहिता—
द्भुतगति र्विदिता समता लता ॥ ४ ॥

અર્થ—હે, પંડિત પુરુષો! તમે જ્ઞાનને પવિત્ર કરનારી
આ બાર ભાવના શ્રવણ કરી હૃદયમાં
ભાવનાનું ચિંતન ધારણ કરો; એનું નિરંતર ચિંતવન કરો;
અને એથી પ્રખ્યાત અને અતિ અદ્ભુત સમ-
સમતાનું ઉગવું. તારૂપી વેલ, જેનું સત્પુરુષોએ આટલું
બધું માહાત્મ્ય કહેલુ છે, તે ઉગી નિકળી
મોહાંધકારને ટાળી દેશે. તાત્પર્ય કે પ્રથમ જીવ જો સમતા ધરે, શાંત થાય, તો તેને વસ્તુવિચાર સૂઝે; વસ્તુવિચાર સૂઝે તો વસ્તુ નિર્ણય થાય; વસ્તુ નિર્ણય થાય તો ખરે માર્ગે જવાય, અને ધારેલ વાત પમાય. માટે હે, પંડિત પુરુષો! તમે જરા સમતા આદરો. સમતા આણવા માટે આ ભાવનાઓ પ્રબળ સાધન છે. ૪

॥ रथोद्धता वृत्तं ॥

आर्त्त रौद्र परिणाम पावक—
—प्लुष्ट भावुक विवेक सौष्ठवे ॥
मानसे विषयलोलुपात्मनां ।
क्व प्ररोहतितमां शमाङ्कुरः ॥ ५ ॥

અર્થ—હે, પંડિત પુરુષો! તમે સમતા આદરો; અર્થાત આર્ત્ત-રૌદ્ર ધ્યાનરૂપ માઠાં પરિણામ છાંડી દો; વિષયલોલુપતા ત્યજી દો; એટલે વિવેક અને સુવિચાર જાગશે; સમતા આવશે. કેમકે આર્ત્ત-રૌદ્ર પરિણામરૂપ અગ્નિથી મનના વિવેક અને સદ્‌વિચાર ભસ્મીભૂત થાય છે. અને જ્યાં વિવેક અને સદ્‌વિચાર નાશ પામ્યા હોય અને વિષયલોલુપતા વર્તતી હોય,—ત્યાં સમતાનો અંકુરો ક્યાંથી ઉગે?

" बीजे दग्धे कुतो वृक्षः ।"

બીજ બળી ગયું હોય, તો વૃક્ષ ક્યાંથી થાય? ન થાય તેમ વિવેક સદ્‌વિચારરૂપ બીજ બળી ગયું હોય તો સમતા રૂપી વૃક્ષ ક્યાથી ઉગે? ન જ ઉગે. માટે તમે આર્ત્તરૌદ્ર ધ્યાન છાંડી દો, વિષયમાં આસક્ત ન થાઓ,

**વિવેક કેમ આવે?**

એટલે તમને સમતા આવશે ક્વચિત ઇષ્ટ વસ્તુનો વિયોગ થાય, ક્વચિત અનિષ્ટનો સંયોગ થાય, તો તેથી તમે ખેદ ધરશો નહિ, રોગ આવ્યે આકુળ વ્યાકુળ થાઓ નહિં, હવે શું થશે, એમ ચિંતવો નહિં, મારૂ ભવિષ્યમાં કેમ થશે? ગુજારો કેમ ચાલશે, એ આદિ ભવિષ્યનો ખેદ કરો નહિ. એ આર્ત્તધ્યાનના સંક્ષેપે પ્રકાર છે. તમે જેવું પૂર્વે ઉપાર્જ્યું છે, તેવુ સારૂ-માઠું તમારે ભોગ પડશે તો તમે વ્યર્થ ખેદ કરો નહિં. એથી બુદ્ધિ મલિન થાય છે. આમ આર્ત્તધ્યાન છાંડો; તથા હિંસા, અસત્ય, ચોરી, અબ્રહ્મ, પરિગ્રહવૃદ્ધિ—એ વગેરેનો બીજાને ઉપદેશ ન આપો, બીજા એ પાપો આચરતા હોય તો રાજી ન થાઓ મહારંભના ઉપદેશ-અનુમોદનથી વિરમો.

આમ આ રૌદ્રધ્યાનથી અટકો અને વિષય પરથી આસક્તિ દૂર કરો-ઓછી કરો. એટલે વિવેક-સદ્વિચાર જાગશે અને સમતા આવશે, સમતા આવશે એટલે કલ્યાણ દૂર નથી. ૫.

॥ वसंततिलका वृत्तं ॥

यस्याशयं श्रुतकृतातिशयं विवेक—
पीयूषवर्परमणीयरमं श्रयंते ॥
सद्भावनाः सुरलता न हि तस्य दूरे ।
लोकोत्तरप्रशमसौख्यफलप्रसूतिः ॥ ६ ॥

અર્થ—સતશાસ્ત્ર શ્રવણથી ઉદાર થયેલા અને વિવેકામૃત ઝરવાથી આનંદ આપતા જેના મનનો આ સદ્ભાવનાઓ આશ્રય કરે છે, તેને કલ્પવૃક્ષ વેગળો નથી, તેને પ્રકૃષ્ટ શાંતિ રસ રૂપ લોકોત્તર સુખનું ફળ મળે છે.

ભાવના ennobles the mind. અર્થાત્ પવિત્ર શાસ્ત્ર સાંભળી સાંકડું મન મૂકી દઈ, મનને ઉદાર કરી વિવેકપૂર્વક જેઓ આ ભાવના ભાવે છે, તેઓ નિશ્ચય શાંતિનું અપૂર્વ સુખ પામે છે. ૬.

॥ अनुष्टुप् वृत्तं ॥

अनित्यता शरणते, भव मेकत्व मन्यतां ।
अशौच माश्रवं चात्मन्, संवरं परिभावय ॥ ७ ॥
कर्मणो निर्जरां धर्मं, सुकृतां लोकपद्धतिं ।
बोधिदुर्लभतामेता, भावयन् मुच्यसे भवात् ॥ ८ ॥

અર્થ—આત્મા ! જો આ બાર ભાવનાનાં નામ સાંભ
એ ભાવના ફરી ફરી વિચારતાં ઘ
ભાવનાઓનાં નામ નિશ્ચયે ભવપો હુઈશ; જન્મ-જરા-મરણ
રહિત એવો તારો સ્વસ્વભાવી મોક્ષ છે.
માટે એ ભાવના ભાવજે.

(૧) અનિત્ય, (૨) અશરણ, (૩) સંસાર, (૪) એકત્વ, (૫) અન્યત્વ, (૬) અશુચિ, (૭) આશ્રવ (૮) સંવર, (૯) નિર્જરા, (૧૦) ધર્મ, (૧૧) લોકસ્વરૂપ, (૧૨) બોધિદુર્લભ.



# પહેલી અનિત્ય ભાવના.

॥ पुष्पिताग्रा वृत्तं ॥

वपुरिव पुरिदं विदभ्रलीला-
परिचित मप्यतिभङ्गुरं नराणाम् ।
तदतिभिदुरयौवनाविनीतं
भवति कथं विदुषां महोदयाय ॥ १ ॥

અર્થ:—રે, વિદ્, વિદ્વાન્ પુરુષ, ચેતન ! આ તારૂં અનંગ જેવું, કામદેવ જેવું, સુંદર શરીર અભ્રલીલા જેવું ક્ષણભંગુર છે. જુવાનીનો વ્હાર ભલે એમાં ખીલ્યો છે, પણ સાંજે આકાશમાં સંધ્યા ખીલે છે, અને તરત લય પામી જાય છે, તેમ આ તારા શરીરનો જુવાનીનો વ્હાર પણ ક્ષણિક સમજ. એમાં તારે રાચવા જેવું નથી. વળી જુવાનીની ઉન્મત્તતાને લઇ આ શરીર વ્હેકી જઈ દુર્વિનીત થાય છે; જુવાનીના છાકથી હાથમાં નથી રહેતું, તો એ શરીરથી વિદ્વાન્ પુરૂષોનો મહોદય થાય નહિં; તેઓનું દારિદ્ર એ શું હણે ? કંઇજ નહિ. માટે એ ક્ષણવિનાશી શરીર પર મોહ રાખી રાચવા જેવું નથી. ૧

**શરીર અનિત્ય**

॥ शार्दूलविक्रीडितं वृत्तं ॥

आयुर्वायुतरत्तरंगतरलं लग्नापदः संपदः ।
सर्वेऽपीन्द्रियगोचराश्च चटुलाः सन्ध्याभ्ररागादिवत् ॥

मित्रस्त्रीस्वजनादिसंगमसुखं स्वप्नेंद्रजालोपमं ।
तत्किं वस्तु भवे भवेदिह मुदामालम्बनं यत्सताम् ॥२॥

**આયુષ્ય, ધન, ઇંદ્રિય-વિષય અનિત્ય.**

અર્થ—અહો ! આ સંસારમાં એવી કઇ નિત્ય, અવિનાશી વસ્તુ છે. કે જેનો સત્પુરૂષો આનંદપૂર્વક આશ્રય કરે ? કોઇ જ નહિં.

(૧) આયુષ્ય—આ તો વાયુથી હાલેલા પાણીના મોજાં જેવુ ચંચલ છે.

(૨) સંપત્તિ—આ યે વિપત્તિયુક્ત છે. " સંપત્તિ ત્યા વિપત્તિ."

(૩) ઇંદ્રિયોના વિષયો—આ પણ ભલે મીઠા લાગે પણ તે સાંજે આકાશમા ખીલેલી સંધ્યાના જેવા નાશવંત છે

(૪) મિત્ર, સ્રી, સ્વજનાદિ સંગ—આથી ઉપજતું સુખ પણ સ્વપ્ન સમાન છે, ઇંદ્રજાલ સમાન છે. સ્વપ્નમાં દીઠેલ વાત જેમ સત્ય હોતી નથી, ઇંદ્રજાલનો તમાસો જેમ સાચો હોતો નથી, તેમ મિત્ર, સ્રી, સ્વજનાદિના સંગ-પરિચયથી ઉપજેલુ સુખ વાસ્તવિક નથી, કલ્પના માત્ર છે, વળી તે ક્ષણિક છે.

આમ આ જગતમા કઇ વસ્તુ એવી નિત્ય છે,—આયુ કે સંપત્તિ, કે ઇંદ્રિયોના વિષયો, કે મિત્ર, સ્નેહી, સ્રા, કુટુંબ આદિના સંગ-પ્રસંગ,—કઇ નિત્ય છે, કે જેમા સત્પુરૂષો રાચે ? અર્થાત્ આ સંસારના ભાવજ અનિત્ય છે, ક્ષણભંગુર છે, તેમા સત્પુરૂષને રાચવાનું હોય નહિ !

" વિદ્યુત લક્ષ્મી, પ્રભુતા પતંગ,
" આયુષ્ય તે તો જળના તરંગ,

" પુરંદરી ચાપ અનંગ રંગ,
" શું રાચિયે ત્યાં ક્ષણનો પ્રસંગ ? "
—શ્રી મોક્ષમાળા.

ग्रात भ्रांतरिहावदातरुचयो ये चेतनाचेतना ।
दृष्टा विश्वमनःप्रमोदविदुरा भावाः स्वतः सुंदराः ॥
तांस्तत्रैव दिने विपाकविरसान् हा नश्यतः पश्यत-
श्चेतः प्रेतहतं जहाति न भवप्रेमानुबन्धं मम ॥ ३ ॥

**જડભાવ અનિત્ય, સંસારી ચેતન ભાવ અનિત્ય.**

**અર્થ:**—હે, બંધુ ! આ જગત્માં પ્રાતઃકાલે સ્વચ્છ કાંતિવાળા, આખા જગતને અત્યંત પ્રેમ ઉપજાવતા, સ્વતઃ સુંદર એવા જડચેતનના ભાવ તેં નથી જોયા ? જોયા છે. તેજ ભાવ ફરી તેજ દિવસે કાલપારપાકને લઇ વિરસ થઇ નાશ પામે છે. અહો ! આમ એ જડચેતનનું પ્રત્યક્ષ નાશસ્વરૂપ જોતાં છતાં આ મારૂં ભૂતના વળગાડવાળું, મિથ્યાત્વ મોહથી મુંઝાયલું, મન આ ક્ષણભંગુર સંસાર પ્રતિનો મોહ–પ્રેમ છાંડતું નથી; અરે ! ત્યાંજ મમત્વ–આસક્તિ ધરાવે છે !— એ ખરેખર ખેદકારક છે.

**સંસારમાં વસ્તુઓ બે.**

આ સંસારમાં બે વસ્તુઓ દેખીએ છીએઃ–(૧) જડભાવ. (૨) જડમિશ્રિત ચેતનભાવ. એકાંત ચેતનભાવ તો સિદ્ધ અવસ્થામાં છે. તે તો સંસારથી પર છે. જડભાવ, તે બધા જડ પૌદ્‌ગલિક પદાર્થો. જડમિશ્રિત ચેતન ભાવ, તે આ બધા સંસારી, સંસારમાં પરિભ્રમણ કરતા, ચાર ગતિમાં રઝળતા દેવ–મનુષ્ય–તિર્યંચ–નારકી જીવો.

આ બન્ને ભાવો, જડભાવ તેમજ જડમિશ્રિત ચેતન ભાવ વિનાશી છે, અનિત્ય છે, ક્ષણભંગુર છે.

**પુદ્ગલનાં વિવર્ત્ત.** જડભાવ કાળપરિપાક પામી રૂપાંતર પામે છે; પ્હેલે સમયે ન્હોતા, તેવા બીજા સમયે થાય છે; એકજ રૂપે રહેતા નથી; એના સ્વભાવ પ્રમાણે સડે છે, નાશ પામે છે. ફરી બીજાં રૂપ ગ્રહે છે.

જડમિશ્રિત ચેતન ભાવ,–અર્થાત્ સંસારી જીવો પણ જન્મ-મરણરૂપ નવાં નવાં રૂપ બતાવી રહ્યાં છે. કર્મવશ જીવ ફરી ફરી જન્મ-મરણરૂપ ભવ કરી અવનવા વેષ ભજવે છે.

**કાલનો સ્વભાવ.** સૂર્ય સવારે ઉદય પામે છે; પ્રકાશે છે; સ્વતઃ સુંદર છે; આખા જગતને આનંદ આપે છે; તે પણ પુનઃ કાળપરિપાક પામી સાંજે અસ્ત પામે છે.

સમુદ્રમાં ભરતી આવે છે; જોનારની આંખોને ઉછળતાં મોજાં આનંદ આપે છે; તેજ ભરતી કાળપરિપાક પામી ઓટ રૂપે શમી જાય છે.

સૂર્યવિકાસી કમળ સવારે ઉગી આખો દિવસ જગતના ચક્ષુને ઠારે છે; કાળ પરિપાક પામી તે સાંજે ચીમડાઇ જાય છે.

સાંજે સંધ્યા ખીલે છે; જગત્ જીવનાં લોચનોને આહ્લાદ આપે છે; થોડા વખતમાં પરિપકવ થઈ નાશ પામે છે.

પુષ્પો ખીલે છે; સુગંધ આપે છે; તેઓનાં રંગ-રૂપ-વર્ણ આંખોને શીતળ કરે છે. પણ થોડા વખત ખીલી તેઓ પરિપકવ થઇ, વૃદ્ધ થઇ ચીમડાઇ જાય છે.

ક્ષુદ્ર જંતુઓ ઉપજે છે; વિણસે છે. આવા જીવો કોઇ સવારે ઉપજે છે; અને સાંજે તો પરિપકવ, થઇ વિણસી જાય છે. કોઇ તો દિવસમાં અનેકવાર ઉપજે છે, અને થોડો વખત રહી નાશ પામે છે.

**જડ–ચેતનના ચમત્કાર.**

તેમ વળી કોઇ કોઇ આપણા જ સગાસંબંધીઓ, ઓળખીતા જેને આપણે પ્રાતઃકાળે જોયા હોય, તે કાળધર્મ પામી સાંજે હતા ન હતા થઇ જાય છે.

આમ અનેક પ્રકારે આ જગતના જડ–ચેતન ભાવની ક્ષણભંગુર ઘટમાળ જોતાં છતાં, ચેતન, તને વૈરાગ્ય-કેમ સ્ફુરતો નથી? અરે! તું આ પ્રતિક્ષણે નાશ પામતી વસ્તુઓ ઉપર કેમ મિથ્યા મોહ રાખી રહ્યો છે? ચેતન! બુઝ બુઝ! મોહ છોડી દે!

**જડ-ચેતન ભાવ ક્ષણિક.**

હવે આ પ્હેલી ભાવનાનું અષ્ટઢાળિયું કહે છે:—

॥ रामगिरि राग ॥

मूढ मुह्यसि मुधा, मूढ मुह्यसि मुधा ॥ ध्रुवपदं ॥
विभवमनुचिन्त्य हृदि सपरिवारं ।
कुशशिरसि नीरमिव गलदनिलकंपितं ।
विनय जानीहि जीवितमसारं ॥ मू० ॥ १ ॥

અર્થઃ—હે, મૂઢ જીવ! તું આ તારા વૈભવ અને તેનો પરિવાર જે ઘર, કુટુંબ, પરિગ્રહ આદિ તેનું

**વૈભવ, જીવિત વિનાશરૂપ.** ચિંતવન હૃદયને વિષે કરી કેમ નકામો મોહ પામે છે? એ વૈભવ આદિનું ચિંતવન કરવા જેવું નથી; એ મોહ છે. એ તારી પાસે શાશ્વત રહેવાના નથી, કેમકે આ તારૂં જે જીવિત છે તે ડાભના અગ્રભાગ પર રહેલા પાણીના બિંદુ જેવું અસાર છે. જેમ ડાભની અણી ઉપર રહેલું પાણીનું ટીપું વાયુના જરા હાલવાથી ગરી પડે છે, તેમ હે, મૂઢ જીવ! આ તારૂં જીવિત પણ ક્ષણવિનાશી છે. એ પણ મૃત્યુરૂપી વાયરાના ઝપાટામાં આવતાં પડશે અને આ વૈભવાદિ જેની તું ચિંતા કર્યા કરે છે,-તે ધર્યા રહેશે માટે એ મોહ છાંડી દે, પ્રમાદ ત્યજી દે. અને આ વખત છે, એટલામાં પુરૂષાર્થ કરી આત્મહિત કરી લે.) ૧.

पश्य भङ्गुरमिदं विषयसुखसौहृदं ।
पश्यतामेव नश्यति सहासं॥
एतदनुहरति संसाररूपं रया-
-ज्ज्वलदजलनालिकारुचि विलासं ॥ मू० ॥ २ ॥

અર્થઃ-હે, અનિમિત્ર આત્મા! તું આ વિષય સુખ સાથે મિત્રતા કરે છે, પણ તે ક્ષણભંગુર છે, એ **વિષયરસ વિજળી નો ઝબકારો.** સુખ જોયું ન જોયું ત્યાં એકદમ નાશ પામે છે, માટે તારે એની પ્રીતિ કર્તવ્ય નથી. આ સંસારનું સ્વરૂપ વિજળીના ઝબકારા જેવું છે. જેમ વિજળીનો ઝબકારો થયો અને તત્કાળ વેગે કરી પાછો સમેટાઇ જાય છે, તેમ આ સંસારના ભાવ ઉપજ્યા, જરા રહ્યા ન રહ્યા ત્યાં પાછા સમેટાઈ જાય છે, એવા

એ ક્ષણવિનાશી છે, માટે તે પર મમતા રાખવી યોગ્ય નથી. એ મિથ્યા મોહ છે. ૨.

हंत हतयौवनं पुच्छमिव शौवनम् ।
कुटिलमति तदपि लघु दृष्टनष्टम् ॥
तेन वत परवशापरवशा हतधियः ।
कटुकमिह किं न कलयंति कष्टं ॥ मू० ॥ ३ ॥

**યૌવનની વક્રતા**

અર્થઃ-અરે, આ દુષ્ટ યુવાવસ્થા કુતરાની પુછડી જેવી છે; કુતરાની પુછડી જેમ વાંકી છે, તેમ યુવાવસ્થામાં કુટિલ મતિ હોય છે; આડી-વક્ર સમજ હોય છે; યુવાસ્થામાં આવેલો જીવ બીજાનું માનતો નથી; વળી જેમ કુતરાની પુછડી સીધી કરીએ અને તરત વાંકી થઇ જાય, તેમ યૌવનાવસ્થામાં આવેલા જીવની મતિ ઠેકાણે આણિયે ન આણિયે ત્યાં ઉન્મત્ત થઇ જાય છે; અને યુવાવય ખીલ્યું ન ખીલ્યું ત્યાં કરમાઇ જાય છે. આમ યુવાવસ્થાની સ્થિરતાનો લેશમાત્ર વિશ્વાસ કર્તવ્ય નથી.।

આમ છતાં ખેદ થાય છે કે એ યુવાવસ્થાને પરવશ સ્ત્રી કે પુરૂષને પુરૂષ કે સ્ત્રી વશ થઇ બુદ્ધિ ઉપર ધૂળ નાખે છે; અને એનાં પરિણામે કષ્ટરૂપ કડવાં ફળનો વિચાર કરતા નથી. તાત્પર્ય કે યુવાવસ્થાથી ઉપજેલી માઠી મતિને લઇ સ્ત્રી પુરૂષો કામવિવશ થઇ વિષયભોગ ભોગવે છે, અને પોતાની બુદ્ધિને મલિન કરે છે; પણ એના બહુ માઠાં ફળ એઓને ભોગવવાં પડે છે, એનો આ યુવાવસ્થાને આડે તેઓને વિચાર નથી આવતો, એ ક્ષણભંગુર યુવાવયનો પણ વિશ્વાસ કરવા જેવું નથી.

યુવાવય એ જીવનો આત્મમથન કાળ છે. અર્થાત્

એ આત્માને મથી નાંખે છે. એમાંથી બચ્યો તેનું કલ્યાણ સમજવું.

"યુવાવસ્થાનો સર્વસંગ પરિત્યાગ પરમ કલ્યાણને આપે છે"
—શ્રીમદ્ રાજચંદ્ર.

ચેતન! તારે આમ વિચારી એ ક્ષણવિનાશી વસ્તુ પર મોહ કર્ત્તવ્ય નથી એ મોહ કેવળ દુઃખદાયી છે, છાડવા યોગ્ય છે ૩.

यदपि पिण्याकतामङ्गमिदमुपगतम् ।
भुवनदुर्जयजरापीतसारम् ॥
तदपि गतलज्जमुज्झति मनो नाङ्गिनां ।
वितथमति कुथितमन्मथविकारम् ॥ मू० ॥ ४ ॥

અર્થઃ—એ યૌવનાવસ્થામા શરીરના સબળપણાને લઈ કામ વિકાર હોય તે તો ઠીક, પણ જગતમા જેનો જય ન કરી શકાય, જેને ટાળી ન શકાય એવી જરાવસ્થા આવી શરીરનું બધુ સત્ત્વ હરી લઇ તેને અત્યંત દુર્બળ કરી નાખે છે છતા આ દેહધારીઓના મન કેવા નિર્લજ્જ છે, કે કેવળ ધિક્કારવા યોગ્ય અને અસારભૂત કામવિકારને છાડતા નથી!

દેહ જરે પણ આશા ન જરે.

॥ आशातृष्णा जीर्यतोऽपि न जीर्यति ॥

દેહ જર્જરિત થાય, ઘડપણ આવે, પણ આશા—ઇચ્છા તો નવયૌવન રહે

અહો! યૌવન પણ જતુ રહે છે, વૃદ્ધાવસ્થા પણ પોતાનો ભાવ ભજવી જતી રહી મૃત્યુમા પરિણામ પામે છે આવી

ક્ષણભંગુર અવસ્થાઓ છતાં તેમાં થએલા દુષ્ટ વિકારો મન છાંડતું નથી, મમતા મુકતું નથી, આશા છાંડતું નથી,–એ ખરેખર ખેદ વાર્ત્તા છે. ચેતન ! તારે આ અનિત્ય વસ્તુઓ પર મોહ કરવો યોગ્ય નથી. જે પર વૃથા મોહ કરે છે, તે વસ્તુઓ તારે પરાણે છોડવી પડશેઃ અથવા એઓ તને છોડી ચાલી જશે; તું રડતો રહીશ. માટે તું એનો મોહ છાંડી દે. ૪.

सुखमनुत्तरसुरावधि यदतिमेदुरं ।
कालतस्तदपि कलयति विरामं ॥
कतरदितरत्तदा वस्तु सांसारिकं ।
स्थिरतरं भवति चिंतय निकामं ॥ मू० ५ ॥

**અનુત્તર વિમાનનાં સુખ પણ પરિમિત.**

અર્થઃ—જો આ જગતમાં મ્હોટામાં મ્હોટાં અને લાંબો કાળ નિભે એવાં સુખ તો અનુત્તર વિમાનના છે. તે સુખની પણ કાલે કરી મર્યાદા છે; અર્થાત અમુક વખતે એ સુખ પણ વિરામ પામે છે; એ સુખ અનંત કાળ સ્થાયી નથી; તો એ અનુત્તર (જેનાથી બીજી કાંઇ ઉત્તર, ચડિયાતી નથી) કરતાં સંસારમાં બીજી કઇ વસ્તુ ચઢીયાતી વધારે સ્થિર છે, તેનો તું ચોક્કસ વિચાર કર. તાત્પર્ય કે આ જગતમાં કોઇ પણ વસ્તુ સ્થિર નથી. ભલે પછી તે ક્રોડો–અબ્જો –પરાર્ધ વરસો સુધી ચાલે,–પણ તે પરાર્ધ વરસો પણ મર્યાદા વાળા છે, અનંતકાળની અપેક્ષાએ એ વરસો ક્ષણ સમાન છે. આવો અનિત્ય પ્રકાર આ જગતના જડચેતન ભાવનો વિચારી વિનય ! તું એ પરની મૂર્ચ્છા છાંડ. ૫.

यैः समं क्रीडिता ये च भृशमीडिताः ।
यैः सहाकृष्महि प्रीतिवादं ॥
तान् जनान् वीक्ष्य बत भस्मभूयं गता-
-न्निर्विशंकाः स्म इति धिक् प्रमादं ॥
मू० ६ ॥

અર્થ:—અહો ! જેની સાથે આપણે ખેલતા, રમતા, હસતા બોલતા, આનંદવાર્ત્તા કરતા, જેની સ્તુતિ કરતા, મશ્કરી કરતા, એવા કેટલાક આપણા સ્નેહિયોને મૃત્યુ પામી ભસ્મી ભૂત થયેલા જોયા, છતા આપણે નિશંક છિએ,—એ પ્રમાદને ધિક્કાર છે

સાથે રમનારા ચાલ્યા ગયા, છતાં આપણે નિઃશંક!

આપણી સાથેજ રમનારા જેમ ચાલ્યા ગયા એમ આપણે પણ જવુ છે, એ આપણને કેમ વિચાર નથી આવતો ? ચેતન ! આ પ્રમાદ કર્ત્તવ્ય નથી નિશંક રહેવા જેવું નથી ચોક્કસ માન કે એઓની પેઠે આપણે પણ જવું જ છે.)

" રાજી ગાજીને બોલતા,
" કરતા હુકમ હેરાન રે,
" પોઢ્યા અગ્નિમા એકલા,
" કાયા રાખ સમાન રે,
" બ્રહ્મદત્ત નરક પ્રયાણ રે,
" એ ઋદ્ધિ અથિર નિદાન રે,
" જેવુ પિપળ પાન રે,
" મ ધરો જુઠ ગુમાન રે,

"સહજાનંદી રે આતમા,
"તારૂં વિચારી જોય રે.,,
—શ્રી સકલચંદ્રજી.

ચેતન ! તું તારૂં વિચાર, અને આ અનિત્ય જગતની મૂર્છા છાંડી દે. ૬.

असकृदुन्मिष्य निमिषंति सिन्धूर्मिवत्–
चेतनाचेतनाः सर्वभावाः ॥
इन्द्रजालोपमाः स्वजनधनसंगमा–
–स्तेषु रज्यंति मूढस्वभावाः ॥ मू० ७ ॥

અર્થ—આ જગતના બધા ભાવ, જડ અને ચેતન ભાવ, સ્થાવર અને જગમ ભાવ, સમુદ્રમા ઉઠતા કલ્લોલ જેવા છે જેમ સમુદ્રના મોજાં વારંવાર ઉઠીને લય પામે છે, તેમ આ જગતના બીજા બધા ભાવ ઉપજે છે અને વિણસે છે. આમ એ વિનાશી છે તેનો વિશ્વાસ કર્તવ્ય નથી ધન-સ્વજનાદિના સંગમ ઈંદ્રજાલ જેવા છે; છતા તે ઉપર જે જીવો રાચે છે, તે ખરેખર મૂઢ છે ચેતન ! તારે એવી મૂઢતા દાખવવી ઘટતી નથી. ચેતન ! એ મોહ વૃથા છે; દુખદાયી છે; માટે એ મોહ છાંડી દે, પ્રમાદ છાડી દે. ૭.

कवलयन्नविरतं जङ्गमाजङ्गमं ।
जगदहो नैव तृप्यति कृतान्तः ॥
मुखगतान् खादतस्तस्य करतलगतै–
–र्न कथमुपलप्स्यसे ऽस्माभिरंतः ॥ मू० ८ ॥

**અર્થ**:—અહો ! આ કૃતાંત–કાળ જગતના સર્વ સ્થાવર-જંગમ ભાવોનો નિરંતર ભક્ષ કરી રહ્યો છતો તૃપ્તિ પામતો નથી, પોતાના મુખમાં આવેલાને એ મુકતો નથી; તો પછી અમે જે એના હાથમાં જ સપડાએલા છીએ, તેને એ મુખમાં મુકી તેનો ભક્ષ કર્યો વિના કેમ રહેશે ? અર્થાત્ અમે પણ મૃત્યુને વશ છીએ. કાળે કરી આ જગત્‌ના બધા ભાવો ક્ષણે ક્ષણે ઉપજે છે, વિણસે છે, તેમ આપણે પણ કાળને વશ હોઇ ઉપજવા–વિણસવા રૂપ જન્મ–મરણ કરી રહ્યા છીએ. **શાશ્વત તો એક આપણો આત્મા છે. બાકી કેવળ અનિત્ય છે. તે પર કિંચિત્ પણ મોહ કર્તવ્ય નથી.** ૮.

કાળ ભક્ષક.

नित्यमेकं चिदानंदमयमात्मनो
रूपमभिरूप्य सुखमनुभवेयं ॥
प्रशमरस नवसुधापान विनयोत्सवो ।
भवतु सततं सतामिह भवे ऽयं ॥ मू० ९ ॥

**અર્થ**:—ચેતન ! આગળ જણાવ્યા મુજબ જગતના બધા ભાવો ક્ષણભંગુર છે. કેવળ નિત્ય, ચિદાનંદમય, જ્ઞાનાનંદમય, જ્ઞાન–દર્શન–ચારિત્રમય તો તુ જ છે. તો તેજ તારૂં સ્વરૂપ જોઇ વિચારી તુ સુખ અનુભવ. બીજી મૂર્છા છાંડી દે.

અને સત્પુરૂષો પ્રશમરસવાળા આ નૂતન અમૃતનુ પાન કરી નિરંતર આ **વિનયને** ( વિનયવિજય ઉપાધ્યાય કર્તા પુરૂષને, અથવા સુવિનીત આત્માને ) આનંદ ઉત્સવ કરો **શ્રી વિનયવિજયજી** કહે છે, કે આ **શાંતસુધારસ** નામનો નવો ગ્રંથ, મેં લોક સેવામાં નિવેદન કર્યો છે; સજ્જનો તે વાંચી વિચારી તેનો

લાભ લેશે, તો મને મ્હોટા આનંદ ઉત્સવનું કારણ થશે. મારો પ્રયાસ સફળ થશે. સંસાર તાપથી બળતા જીવોને એ શાંતિનું કારણ થશે, એ મને મ્હોટો લાભ છે.

આ અનિત્ય ભાવના ઉપર નીચેની વાત બહુ વિચારવા જેવી છે.

## ભિખારીનો ખેદ. *

"એક પામર ભીખારી જંગલમાં ભટકતો હતો, ત્યાં તેને ભૂખ લાગી. એટલે તે બિચારો લડથડીઆં ખાતો ખાતો એક નગરમાં એક સામાન્ય મનુષ્યને ઘેર પ્હોંચ્યો. ત્યાં જઇને તેણે અનેક પ્રકારની આજીજી કરી ત્યારે, તેના કાલાવાલાથી કરુણા પામીને તે ગૃહસ્થની સ્ત્રીએ તેને ઘરમાંથી જમતાં વધેલું મિષ્ટાન્ન આણી આપ્યું. ભોજન મળવાથી બિચારો ભિખારી બહુ આનંદ પામતો પામતો નગરની બહાર આવ્યો; આવીને એક ઝાડ તળે બેઠો; ત્યાં જરા સ્વચ્છ કરીને એક બાજુએ અતિ જૂનો થયેલો પોતાનો જળનો ઘડો મૂકયો, એક બાજુએ પોતાની ફાટીટુટી મલિન ગોદડી મૂકી અને એક બાજુએ પોતે તે ભોજન લઇને બેઠો. રાજીરાજી થતાં એણે તે ભોજન ખાઇને પૂરૂં કર્યું. પછી ઓશિકે એક પથ્થર મુકીને તે સૂતો.

**ભિખારીનું સ્વપ્ન.** ભોજનના મદથી જરાવારમાં તેની આંખો મિંચાઈ ગઇ. નિદ્રાવશ થયો, એટલે તેને એક સ્વપ્ન આવ્યું. પોતે જાણે મોટી રાજઋદ્ધિ પામ્યો છે, સુંદર વસ્ત્રાભૂષણ ધારણ કર્યાં છે; દેશ આખામાં પોતાના વિજયનો ડંકો વાગી ગયો છે. સમીપમાં તેની

* મોક્ષમાળા

આજ્ઞા અવલંબન કરવા અનુચરો ઉભા થઈ રહ્યા છે; આજુબાજુ છડીદારો ખમાખમા પોકારે છે; એક રમણીય મહેલમાં સુંદર પલંગ પર તેણે શયન કર્યું છે; દેવાંગના જેવી સ્ત્રીઓ તેના પગ ચાપે છે; પંખાથી વિંઝાઈ રહ્યો છે; આવા સ્વપ્નમાં તેનો આત્મા ચડી ગયો. તે સ્વપ્નના ભોગ લેતાં તેના રોમ ઉલ્લસી ગયા એવામાં વરસાદ ચડી આવ્યો; વિજળીના ઝબકારા થવા લાગ્યા; સૂર્ય વાદળાથી ઢંકાઈ ગયો; સર્વત્ર અંધકાર પથરાઈ ગયો, મુશળધાર વર્ષાદ થશે, એવું જણાયું; અને એટલામાં ગાજવીજથી એક પ્રબળ કડાકો થયો કડાકાના અવાજથી ભય પામીને તે પામર ભીખારી જાગી ગયો.

**સ્વમનું મિથ્યાપણું.**

જુએ છે, તો જે સ્થળે પાણીનો ખોખરો ઘડો પડ્યો હતો તે સ્થળે તે ઘડો પડયો છે. જ્યાં ફાટીતુટી ઝોહડી પડી હતી, ત્યાંજ તે પડી છે. પોતે જેવા મલિન અને ફાટેલા કપડા પહેર્યાં હતા તેવા ને તેવાં વસ્ત્રો શરીર ઉપર છે. નથી તલભાર વધ્યું, કે નથી જવભાર ઘટયું નથી તે દેશ, કે નથી તે નગરી; નથી તે મહેલ કે નથી તે પલંગ; નથી તે ચામર છત્ર ધરનારા કે નથી તે છડીદારો; નથી તે સ્ત્રીઓ કે નથી તે વસ્ત્રાલંકારો; નથી તે પંખા કે નથી તે પવન; નથી તે અનુચરો કે નથી તે આજ્ઞા; નથી તે સુખવિલાસ કે નથી તે મદોન્મત્તતા. ભાઇ તો જેવા પોતે હતા તેવાને તેવા દેખાયા. એથી તે દેખાવ જોઇને તે ખેદ પામ્યો સ્વપ્નમાં મેં મિથ્યા આડંબર દીઠો, તેથી આનંદ માન્યો એમાંનું અહિં તો કશુંયે નથી. સ્વપ્નના ભોગ ભોગવ્યા નહિં અને તેનું પરિણામ જે ખેદ તે હું ભોગવું છું. એમ તે પામર જીવ પશ્ચાત્તાપમાં પડી ગયો.

**સંસાર એક સ્વપ્ન**

અહો, ભવ્યો! ભીખારીનાં સ્વપ્ન જેવાં સંસારનાં સુખ અનિત્ય છે. સ્વપ્નમાં જેમ તે ભીખારીએ સુખસમુદાય દીઠો અને આનંદ માન્યો તેમ પામર પ્રાણીઓ સંસાર સ્વપ્નનાં સુખ–સમુદાયમાં આનંદ માને છે. જેમ તે સુખસમુદાય જાગૃતિમાં મિથ્યા જણાયા તેમ જ્ઞાન પ્રાપ્ત થતાં સંસારનાં સુખ તેવાં જણાય છે. સ્વપ્નના ભોગ ન ભોગવ્યા; છતાં જેમ ભીખારીને ખેદની પ્રાપ્તિ થઈ, તેમ મોહાંધ પ્રાણીઓ સંસારનાં સુખ માની બેસે છે અને ભોગવ્યા સમ ગણે છે; પરંતુ પરિણામે ખેદ દુર્ગતિ અને પશ્ચાત્તાપ લે છે. તે ચપળ અને વિનાશી છે, અને સ્વપ્નના ખેદ જેવું તેનું પરિણામ રહ્યું છે."

॥ इति श्रीशांतसुधारसगेयकाव्ये अनित्यभावनाविभावनो नाम प्रथमः प्रकाशः ॥

ઇતિ શ્રી શાંતસુધારસ નામના ઢાળબદ્ધ કાવ્યમાં અનિત્યભાવના નામનો પ્રથમ પ્રકાશ સમાપ્ત.



ॐ

# બીજી અશરણ ભાવના.

॥ शार्दूलविक्रीडितं वृत्तं ॥

ये षट्खंडमही महीनतरसा निर्जित्य बभ्राजिरे
ये च स्वर्गभुजो भुजोर्जितमदा मेदुर्मुदा मेदुराः ॥
तेऽपि क्रूरकृतान्तवक्त्ररदनैर्निर्दल्यमाना हठा-
दत्राणाः शरणाय हा दश दिशः प्रेक्षंत दीनाननाः ॥१॥

અર્થ—અહો ! જે મ્હોટા પરાક્રમવડે છ ખંડ પૃથ્વી જીતી તેના ધણી થઇ બેઠા છે એવા ચક્ર- મરણ આવ્યે ચક્રી વર્તી રાજાઓ, અને હર્ષે કરી પુષ્ટ થયેલા, ઇંદ્ર પણ અનાથ અત્યંત બળવાન્, સ્વર્ગસુખના ભોગવનારા એવા દેવતાઓ પણ ક્રૂર કાળની તીણી દાઢા- ઓવડે બળાત્કારે દળાઇ જતાં છતાં, તેને કોઈ બચાવી શકતું નથી. અહો ! એવા ચક્રવર્ત્તી અને દેવતાઓ પણ દીન વદને કરી દશે દિશાએ શરણ માટે દૃષ્ટિ ફેંકે છે, પણ એઓને કોઇ બચાવી શકતું નથી. કાળ આવ્યે જીવને કોઇ તેના મુખમાથી બચાવવા સમર્થ નથી. છ ખંડ પૃથ્વીના ધણી મહાન્ ચક્રવર્ત્તીઓ પણ કાળની આગળ લાચાર છે. જે મહાન્ પરાક્રમવડે એઓ છ ખંડ પૃથ્વી જીતે છે તે મહાન્ પરાક્રમ પણ કાળ આગળ કાંઇ કરી શકતું નથી, કાળ આવ્યે સતે તેઓ દીન—લાચાર થઈ

જાય છે. વળી દેવતાઓ પણ જેઓ અહોનિશ મોજ કરી રહ્યા છે, જેઓ અત્યંત બળવાન્ છે, પોતાની દેવતાઇ શકિતથી ઇચ્છિત ભોગો પ્રાપ્ત કરી શકે એવા છે અને જેઓ સ્વર્ગના સુખમાં નિમગ્ન છે, તે દેવતાઓ પણ આયુષ્ય ક્ષીણ થયે કાળના ઝપાટામાં આવી જાય છે; કાળ તેઓને પણ મૂકતો નથી. કાળ આવ્યે સતે તેઓનું નૂર હરાઇ જાય છે, વીર્ય દબાઈ જાય છે, ચિત્ત-પ્રફુલ્લિતતા નાશ પામે છે. તેઓ દીન મુખ કરી " અરે ! કોઇ બચાવો " એમ ચોતરફ દૃષ્ટિ ફેંકે છે, ઝાવાં નાંખે છે; પણ અરે ! એવા ચક્રવર્ત્તી અને દેવેંદ્ર પ્રમુખને પણ કોઇ મોતના પંજામાંથી બચાવી શકવા સમર્થ નથી. ચેતન ! આમ ચક્રવર્ત્તી અને દેવતાથી માંડી આ જગતમાં સર્વ જીવ અશરણ છે. કાળ આગળ બધા લાચાર છે. તેઓનું ગમે તેટલું બળ, પરાક્રમ, અભિમાન, ઋદ્ધિ-એ કોઇનું જોર જરા પણ કાળ આગળ ચાલતું નથી.

" છ ખંડના અધિરાજ જે ચંડે કરીને નિપજ્યા,
" બ્રહ્માંડમાં બળવાન્ થઇને ભૂપ ભારે ઉપજ્યા,
" એ ચતુર ચક્રી ચાલિયા હોતા ન હોતા હોઇને,
" જન જાણિયે મન માનિયે નવ કાળ મૂકે કોઇને.
" મણિમય મુગટ માથે ધરીને કર્ણ કુંડળ નાખતા,
" કાંચન કડાં કરમાં ધરી કશીએ કચાશ ન રાખતા;
" પળમાં પડ્યા પૃથિવીપતિ એ ભાન ભૂતળ ખોઇને,
" જન જાણિયે મન માનિયે નવ કાળ મૂકે કોઇને.'

શ્રીમદ્ રાજચંદ્ર.

જીવ, આમ કોઇને પણ કાળ મૂકતો નથી. કાળના મુખમાં પડેલા બધા જીવો અશરણ છે. ચેતન,

**શલાકા પુરૂષોનો બોધ**

પૂર્વકાળમાં થઇ ગયેલા ત્રેશઠ શલાકા પુરુષો આપણને શું બોધ આપે છે? એ એમ કહે છે કે તમે જગતમાં જેને શલાકા પુરૂષ ગણી ઉત્કૃષ્ટતા આપો છો, એવા અમે પણ આયુ પૂર્ણ થયે ચાલી નીકળ્યા, કાળ આગળ અમારૂં પણ કાંઇ ન ચાલ્યું; અમારી સિદ્ધિ થઇ તે તો જેણે કાળનો વિશ્વાસ ન કર્યો અને આત્મહિત સાધ્યું, બોધ્યું, એવા પૂર્વે થયેલા પરમ કૃપાળુ અરિહંત દેવની કૃપાથી. બાકી અમે પણ અશરણ હતા. આવો અશરણતાનો બોધ એ પૂર્વે થયેલા મહાપુરુષોનાં ચરિત્રથી આપણને મળે છે.

"જન જાણિયે મન માનિયે નવ કાળ મૂકે કોઇને."

॥ स्वागता वृत्तं ॥

तावदेव मदविभ्रममाली ।
तावदेव गुणगौरवशाली ॥
यावदक्षमकृतान्तकटाक्षै-
-र्नेक्षितो विशरणो नरकीटः ॥ २ ॥

અર્થ—અહો! આ મૃત્યુને કોઇ વારી શકે એમ નથી. મૃત્યુ આગળ આ નર કીડા સમાન છે. આ નર-કીટનાં મદ, અહંકાર, વિલાસ અને ગુણનું ગૌરવપણું ત્યાં સુધીજ ટકવાના, કે જ્યાં સુધી એ કાળનાં કટાક્ષબાણથી વિંધાયો નથી. અર્થાત કાળ આવ્યે સતે એ શરણ રહિત થશે; એનું કહો-

પણ, એનું વાચાળપણું, એનો ધન, રૂપ, કુળ, જાતિ, વિદ્યા, ઐશ્વર્ય આદિનો મદ-અહંકાર ઉંઘી જશે;

**કાળનો વિશ્વાસ કર્ત્તવ્ય નથી**

એના મ્હોટા મ્હોટા ગુણો પણ ધર્યા રહેશે. એ બિચારો, ક્રૂર કરાળ કાળના ઝપાટામાં આવી જશે. માટે રે; ચેતન ! તારે કાળનો વિશ્વાસ કરવા જેવું નથી. કાળના મુખમાં પડયો છું, તે તને કોઇ બચાવે એમ નથી. ૨.

"જે રાજનીતિ નિપુણતામાં ન્યાયવંતા નીવડ્યા,
"અવળા કર્યે જેના બધા સવળા સદા પાસા પડ્યા;
"એ ભાગ્યશાળી ભાગિયા તે ખટપટો સૌ ખોઇને,
"**જન જાણિયે મન માનિયે નવ કાળ મૂકે કોઇને.**
"તરવાર બહાદુર ટેકધારી પૂર્ણતામા પેખિયા,
"હાથી હણે હાથે કરી એ કેસરી સમ દેખિયા;
"એવા ભલા ભડવીર તે અંતે રહેલા રોઇને,
"**જન જાણિયે મન માનિયે નવ કાળ મૂકે કોઇને.**"

**શ્રીમદ્ રાજચંદ્ર.**

॥ शिखरिणी वृत्तं ॥

प्रतापैर्व्यापन्नं गलितमथ तेजोभिरुदितै ।
गतं धैर्योद्योगैः श्लथितमथ पुष्टेन वपुषा ॥
प्रवृत्तं तद्द्रव्यग्रहणविषये बांधवजनै-
र्जने कीनाशेन प्रसभमुपनीते निजवशं ॥ ३ ॥

અર્થ—અહો ! જ્યારે યમરાજા આ જીવને એકદમ પોતાને સ્વાધીન કરે છે, અર્થાત્ જ્યારે કાળ

**સમનો વજ્રદંડ અને જીવની વિવશતા** આવે છે, ત્યારે આ જીવના પ્રતાપ, બળ, પરાક્રમ હરાઈ જાય છે; ગમે તેવી ઉત્કૃષ્ટ સ્થિતિએ પહોંચેલું તેનું તેજ ગળી જાય છે; તેનાં ધૈર્ય, ઉદ્યોગો, પ્રવૃત્તિઓ, ખટપટ, આળપંપાળ, પ્રપંચ બધું જતુ રહે છે; તેનું રૂષ્ટપુષ્ટ શરીર શિથિલ થઈ જાય છે; ટાઢું શીતલ થઇ જાય છે; તેનાં હાળાં ગગડી જાય છે; કાયા નિસ્તેજ થઇ ભૂમિ પર પડી જાય છે; અને તેના બાંધવજનો તેનું દ્રવ્ય લઇ લેવા પ્રવૃત્ત થાય છે ચેતન ! કાળનું આવું નિષ્ઠુર સ્વરૂપ વિચારી તેનો તારે લેશ પણ વિશ્વાસ કરવો યોગ્ય નથી કાળ કાંઇ આગળથી સંદેશો-સમાચાર કહાવતો નથી કે હું તમને લેવા આવુ છું; તૈયાર થઇ રહેજો. એ તો એકદમ અચાનક

**અપ્રતિબદ્ધવિહારી કાળ** આવી પડે છે ગમે તે સ્થળે, ગમે તે કાળે, ગમે તે સ્થિતિમાં કાળને કશો પ્રતિબંધ નથી; એ અપ્રતિબદ્ધવિહારી છે. ચેતન ! કાળ આવતાં પોતાનું તો નૂર-તેજ હરાઇ જાય છે, ધીરજ જતી રહે છે, ઉદ્યમો લાબા થઇ સુએ છે. એ તો ઠીક, પણ આ વિચિત્રતા, આ સ્વાર્થપરાયણતા તું જો તો ખરો, કે

**સ્વાર્થપરાયણ બંધુઓ અને તેઓનું અજ્ઞાન** (જે બાંધવવર્ગ ગણાય છે, તે તો જનારાનાં દ્રવ્યની વ્હેંચણીમાં, લેવાદેવામાં ગુંથાય છે. તેઓ તો એમજ જાણે છે, કે જનારો તો ગયો; આપણે તો કદિ જવાના જ નથી)

અહો ચેતન ! આ મોહ બહુ દુઃખદાયી છે કાળનો લેશ માત્ર વિશ્વાસ કરવા જેવું નથી. કોઈ વીશ-પચીશ વરસનો

નવયુવાન માણસ ગુજરી જાય છે, ત્યારે હાહાકાર વર્ત્તે છે; પોણોસો-એંશી વરસનો ડોસો પણ ખેદ કરે છે અને બિચારો મરી ગયો એમ કહી શોક દેખાડે છે, પણ અરે ! હું પણ જવાનો છું, હું કાંઈ અમરપટો નથી લખાવી લાવ્યો, એ તો એને ભાન જ નથી આવતું. તેમ ચેતન ! જીવના મરી ગયા પછી તેના બાધવજનો દ્રવ્ય વેંચવા-ગ્રાટવામાં રોકાય છે, તે જાણે એઓ શાશ્વત રહેવાના છે ! અહો ! ફીણના બાચકા એઓનો વિભ્રમ ! વળી ચેતન ! એક અને જીવનાં ઝાવાં બાબત વિચારતાં બહુ ખેદ થાય છે જીવ મરવાની અણી ઉપર હોય છે ત્યારે મૃત્યુથી ડરતો સતો ચોતરફ બચવા ઝાવા નાખે છે પાણીના પૂરમા તણાતા માણસ જેમ ઉછળતા મોજાના ફીણને બાચકા ભરે તેમ તેના ઝાવા નકામા છે જે કુટુંબ આદિ સાથે તેને સ્નેહ છે, જે ધન-ઘર આદિ પ્રતિ તેને મમતા લાગી છે. અને જે ચિતવેલા મનોરથો અધુરા રહી જાય છે તે બધાને છોડતાં તેનું હૃદય કપાઇ જાય છે; તેથી છુટું ન થવું પડે તો સારૂં એમ એ ઝાવા નાખે છે પણ ક્રૂર યમરાજાની આગળ તેનુ કશુ ચાલતું નથી જેના પર સ્નેહ રાખ્યો છે, જેના પર મમત્વ દાખવ્યું છે, એવી વસ્તુઓ પરાણે-બળાત્કારે તેને છોડવી પડે છે તે વખત તેની આતરડી કપાઇ જાય છે, પણ કોઇને તેની દયા આવતી નથી, કોઇ તેને બચાવતું નથી. તેના સ્વજનો, કુટુંબીઓ તેને શાતિ-દિલાસો આપવાને બદલે તેના દુખમાં ઉમેરો કરે છે.

# મૃત્યુ સુધારક બોધ.

રે ભાઈ ! તુ કશામાં મમત્વ રાખીશ નહિ, આ મૃત્યુ કોઈને છોડે એમ નથી, આયુષ્યનું પ્રબળ હશે તો હજી પણ તુ બચીશ, આયુષ્ય નહિ હશે તો ઉપાય નથી, માટે ખેદ કરીશ નહિ. ખેદ કરવાથી કાંઈ મૃત્યુને દયા આવે એમ નથી, એ પાછુ જાય એમ નથી. અમે પણ વ્હેલા–મોડા આયુષ્ય પૂર્ણ થયે ચાલી નીકળશુ, મ્હોટા મ્હોટા રાજા–રાણા પણ ચાલી નીકળ્યા છે, તેઓના નામનિશાન પણ રહ્યા નથી, માટે ભાઇ આ વખતે તુ બીજા કશામા ચિત્ત રાખ નહિ એક પરમ શરણના દાતાર અરિહંત દેવ પર ચિત્ત રાખ, નિરાગી સર્વજ્ઞ પરમાત્માનુ સ્મરણ કર, એ તને સહાય થશે, બાકી અમારી કે આ બીજા કુટુબીઓની કે આ ઘર–બારની કે ધનની ફીકર કર નહિ. તુ ઇચ્છ કે ન ઇચ્છ પણ તારે છોડવી પડશે, માટે એમાં મોહ ન રાખ, એથી મૂર્છા પામ નહિં એ મોહ–મૂર્છા દુ ખદાયી છે, તારો રોગ એથી શાંત થવાને બદલે વધે છે તુ કાળની વધારે નજીક જતો જાય છે, તારો આત્મા મલિન થાય છે, તારી બુદ્ધિ મદ થાય છે, તારૂ જ્ઞાન અવરાય છે

મૃત્યુ સુધારવા બોધ, આરાધના, નિઝામણા

માટે પ્રિયબધુ ! આ વખતે તો તુ સદ્દેવ, સદ્ગુરૂ, સદ્ધર્મનુ શરણ લે, બીજી ચિંતા છોડી દે તે અને અમે બધાએ અનેક વખત જન્મ–મરણ કર્યાં છે, અનેક વખત આ

પ્રમાણે મૃત્યુ પામતાં દુઃખ આપણે પામ્યા છીએ; એ મમત્વને લઇને. પણ બંધુ ! એ મમત્વ છાંડશું, શાંત ચિત્ત રાખી આત્મા ઉપર ધ્યાન રાખી આ મરણકાળ આરાધી લેશું, તો બંધુ ! ફરી ફરી આવાં મરણનાં દુઃખ ભોગવવા નહિં પડે, માટે બંધુ ! તને અમારી અતિ નમ્ર અને હિતકારી વિનતિ છે, કે તું તારો જીવ અમારામાંથી કે આ ઘરબાર, ધનાદિ પર-વસ્તુમાંથી ખસેડી તારા પોતાના ધ્યાનમાં લગાડ અથવા પરમાત્મામાં જોડ. આ તારાં નિરાધાર સ્ત્રી-પુત્રોની અથવા આ તારાં નિરાધાર ભાઇ-ભાંડુ, માતા-પિતાની લેશ માત્ર ચિંતા કરીશ નહિં. તારા વિના એનું શું થશે, એને કોણ પાળશે-પોષશે, એ ચિંતા પણ રાખીશ નહિં,

**પોતાના પ્રારબ્ધ પોતા પાસે બધાનો ભગવાન્ બેલી.**

કેમકે સર્વનો બેલી પરમેશ્વર છે. જેને કોઇ આધાર નથી તેનો આધાર પરમેશ્વર છે. તેઓ બધાં પોતપોતાનાં કર્મ કરી આવ્યાં છે, પોતપોતાના કર્મ કરી સુખ-દુઃખ ભોગવશે, સારૂં-માઠું ભોગવશે, તેઓના પૂર્વ સચિત-પ્રારબ્ધ તેઓની પાસે છે, તે તેઓના બેલી થશે. માટે તું લેશમાત્ર તેમની ચિંતા કરીશ નહિં. વળી એઓને અર્થે તારી કરેલી ચિંતા કોઇ પણ રીતે કામ આવે એમ નથી, કારણ કે તું ગમે તેટલા દુઃખ-ખેદ ધરે પણ એથી આ કાળશિકારીને જરા પણ દયા આવવાની નથી, તે તને છોડવાનો નથી, અથવા બે-ચાર દિવસ વધારે રહેવા દે એવી મહેતલ આપે એવો નથી.

**કાળનો કઠિન કાયદો.**

એનો કાયદો અતિ કઠિન છે; તે કોઇને છોડે એમ નથી. એટલે તારી ચિંતા નકામી છે, ઉલટું તારૂં જ્ઞાન મલિન કરે છે; માટે એઓને સો તું પરમેશ્વરને સોંપી દઇ તું તારો વિચાર કર અને આ

તારી મરણની છેલ્લી ઘડી છે, તેમાં પ્રભુને સ્મરી લે, પરમ પવિત્ર પંચપરમેષ્ઠિના ધ્યાનમાં લીન થા, બીજું બધું ભાન ભૂલી જા, આથી તારી પરમ સદ્ગતિ થશે.

બંધુ ! અમે તારા ગમે તેવા પ્રિય મિત્ર, કુટુંબીઓ, બાંધવ જન છીએ છતાં અમે તને બચાવી શકીએ એમ નથી. બંધુ ! જો તું આ મૃત્યુથી બચી શકે એમ હોય તો અમારાથી બનતું અમે લે કરીએ, ધન ખરચીએ, ડહાપણ ડોળિયે, પણ એ ધન કે ડહાપણ, કોઇની લાગવગ, સીફારસ, શીરજોરી આ કાળના વજ્ર જેવા રાજ્યદંડ આગળ ચાલતી નથી, એનો કાયદો અપ્રતિહત છે, એટલે બંધુ ! અમે લાચાર છીએ. બંધુ ! અમે પણ તારા જવાથી બહુ દુઃખી થશું, તારા વિરહથી અમને પણ લાગી આવે છે; પણ શું કરીએ ? ઉપાય નથી. ખેદ કરવો તે કેવળ મોહ છે, તે અમારે પણ કર્ત્તવ્ય નથી આપણે સાંજે *ઝાડ પર આવી પંખીમેળો બેઠેલાં પંખીના ટોળા સમાન છીએ. આયુષ્ય ક્ષય થવા રૂપ પ્રાતઃકાળ થયે આપણે બધા પોતપોતાના માર્ગે ચાલી નીકળવાના એ સત્ય છે, માટે અરસ્પરસ વિરહયોગે આપણે લેશમાત્ર ખેદ કર્ત્તવ્ય નથી; આપણે જરાએ ખેદ કર્ત્તવ્ય નથી. તું બંધુ ! તારા સ્વરૂપમાં લીન થા, પ્રભુને ભજ. હવે એ જ તારો આધાર છે.

---

*"પંખી આય ફીર ચિહું દિશકે, તરૂવર રૈન બસેરા,
સહુ અપને અપને મારગતેં હોત ભોરકી વેરા.
અવધૂ ક્યા તેરા ક્યા મેરા ?"
—શ્રી ચિદાનંદજી.

તારો રોગ ટાળવા અમે અમારૂં બનતું કર્યું છે, અમે તારો રોગ ટાળવા યોગ્ય ઉપચારો કરી અમારો બંધુધર્મ જાળવ્યો છે. આ બંધુધર્મ તો આ ભવનો જ છે; પણ તારો રોગ ઉપશમ્યો નહિં, પણ કર્મ કઠણાઈએ વધ્યો ગયો, અને હવે તું પ્રત્યક્ષ મૃત્યુની અણી ઉપર આવી પડ્યો છે; માટે હવે તો પરમ ઔષધ પરમાત્માનું રટણ કર

અસાધ્ય રોગમાં ભગવત્શરણ પરમૌષધ

" शरीरे जर्जरीभूते, व्याधिग्रस्ते कलेवरे ।
" औषधं जाह्नवीतोयं, वैद्यो नारायणो हरिः ॥ "

એથી તારૂં પરમ કલ્યાણ થશે. આ ભવના બંધુરૂપે તારી સેવા–ચાકરી, તારૂં વૈયાવૃત્ય, ઔષધોપચાર કરી અમે બંધુભાવની ફરજ યથાશક્તિ અદા કરી છે; એ છતાં તને રોગ શાંતિરૂપ કરવા અસમર્થ થયા છીએ; પણ બંધુ ! એ બંધુભાવ વાસ્તવિક નથી; ખરો બંધુભાવ તો હવે દેખાડીએ છીએ. પ્રથમ બંધુભાવ તો મોહને લઈ અમે દાખવ્યો. હવે તને તારા પોતાના સ્વરૂપમાં લીન થવા, તારા આત્માનું, તારા જ્ઞાનાદિનું ચિંતવન કરવા, પરમાત્માનું ધ્યાન કરવા રૂપ બોધ આપી અમે ખરો બંધુભાવ બજાવીએ છીએ. બંધુ ! આ હિતવચનો કહી અમે અમારી ફરજ અદા કરીએ છીએ.

વાસ્તવિક બંધુભાવ

તું કશામાં ચિત્ત રાખીશ નહિં, લેપાઈશ નહિં, તું અનંત શક્તિનો ધણી એવો આત્મા છે, કર્મવશે આવાં

**સંસારની અસારતા અને ચાર શરણ**

દુઃખ ભોગવવાં પડયાં, અજ્ઞાને કરી કર્મવશ થયો; માટે ફરી એ દુઃખ ન ભોગવવાં પડે, સંયોગ-વિયોગ ન પામવા પડે એ માટે જ્ઞાનમાં લીન થા. આ શરીરરોગ તો ન ટળ્યો; હવે આ ભવરોગ ટાળવા જ્ઞાનનો આશ્રય લે; પ્રભુ ભક્તિરૂપ ઔષધ લે

"જન્મ જરા મરણે કરી એ,
આ સંસાર અસાર તો,
કર્યાં કર્મ સહુ અનુભવે એ,
કોઈ ન રાખણહાર તો.
શરણ એક અરિહંતનું એ,
શરણ સિદ્ધ ભગવંત તો,
શરણ ધર્મ શ્રી જૈનનો એ,
સાધુ શરણ ગુણવંત તો."

—શ્રી વિનયવિજયજી (પુણ્યપ્રકાશ સ્તવન.)

**પુણ્યનો પ્રકાશ અને આરાધનાના દ્વાર**

બંધુ! આ વિચાર આજ શરણરૂપ છે, માટે તું આગલા પાપોની ત્રિકરણ શુદ્ધિએ ક્ષમા ચાહ, જાણે-અજાણે કરેલા-થએલાં વેરવિરોધ માટે પ્રાણી માત્રની ક્ષમા માગી લે, દુષ્કૃતની નિન્દા કર, ઉત્તમ કૃત્યની અનુમોદના કરી લે, આ ભવમાં તે જે જે સારાં કૃત્યો કર્યાં હોય તે સાર-ભૂત ગણી તેની અનુમોદના કર, વ્રત પચ્ચખાણ આદર, દેહ પરથી મમત્વ છાંડી દે, અનશન કર, આ રોગ-

આંથી સ્હેજે ઉઠું તો ભલે, નહિં તો મારે હવે આ દેહથી કાંઇ પણ વસ્તુ ખાન–પાન, ઔષધાદિ કલ્પે નહિં એમ વ્રતાદિ આદર અને પ્રભુમાં લીન થા બંધુ ઉત્તમ ગતિ પામવાનો આ ઉત્તમ રસ્તો છે; પૂર્વના મહાપુરુષો ઉત્તમ ગતિ એ વાટે પામ્યા છે. માટે તું પણ એ વાટે નિશ્ચય ઉત્તમ ગતિ પામીશ. અમે તારા ખરા પ્રિયજનો છીએ; તારી પરમ સદ્‌ગતિ થાઓ એવું અંતઃકરણથી ઇચ્છીએ છીએ. માટે બંધુ ! હવે તારા મૃત્યુકાળની આ પળ જાય છે, એ છેલ્લી પળો છે એમ સમજી તારા પોતામાં લીન થા, બીજો લક્ષ છોડી દે, શ્રી પરમ સદ્‌ગુરૂ પરમાત્માને સંભાળ.

**આ તે સ્નેહ કે વેરીભાવ ?** આવા પ્રકારનો મૃત્યુ સુધારનારો શાંત–પવિત્ર–ઉપકારી બોધ આપવાને બદલે, ચેતન ! જેને તું સ્વજન, કુટુંબીઓ ગણે છે તે તો ઉલટા તું જતો રહેવાનો છે એમ જાણી તારા દુઃખ–રોગ–ચિંતાની દરકાર રાખ્યા વિના તને પૂછે છેઃ કહો કાંઇ કહેવું છે ? હવે તમારા વિના આ બાયડીનું શું થશે ? આ છોકરાંઓનું ભરણ–પોષણ કોણ કરશે ? આ માબાપને કોણ પાળશે ? એ આદિરૂપે વિટંબના કરી ઉલટા જનારાનાં દુઃખમાં શાંતિ–દિલાસો આપવાને બદલે તેના દુઃખમાં ઉમેરો કરે છે. જે ચિંતાથી તે પીડાય છે તે જ ચિંતામાં વધારો કરે છે. ચેતન ! જેને તું તારાં ગણે છે, તેઓ તને જો ! આમ દુઃખ વખતે કેવું સુખ આપે છે ! વળી તેઓ કદાચ સ્વાર્થ છાંડી તારા રોગ નિવારણના ઉપાય જારી રાખે તો તું કદાચ બચી જાય, પણ તે તો પોતાના સ્વાર્થને વશ થયા થકા તારૂં અહિતજ વાંચ્છે છે. તને સહજ લગાર

વધારે રોગ થયો જાણી, અરે ! અમારૂં હવે શું થશે ? એમ સ્વાર્થવશ થઈ રડી પડી તને વધારે દુઃખી કરે છે. તેઓ તારા દુઃખને નથી રડતા, પણ અરે ! હવે અમારૂં શું થશે, એ દુઃખને રડે છે. તું આ રોગથી મરી જવાનો છે, એવો તને તો ખ્યાલ પણ ન હોય અને તું હિંમતમાં હોય, પણ તે તારો ખ્યાલ અને હિંમત એ તારા ગણાતાં સ્વજનો રહેવા દેતાં નથી તો ! તેઓના કલ્પાંતથી તું નિરાશ થઈ જાય છે. તારા પગ ભાંગી જાય છે અને એ નિરાશાથી પણ ઘણીવાર રોગ વધી તારૂં સોપઘાતિ (સોપક્રમી) આયુ તુટી જઈ તું મૃત્યુને વશ થાય છે. તેઓ પોતાના સ્વાર્થને નહિં રડતાં તને હિંમત આપે તો ઉલટો તારો રોગ ઉપશમી તું કદાચ વધારે વખત જીવવા પામે, પણ ચેતન ! તારાં એ સ્વજનો એમ ક્યાંથી થવા દે ? આવો આ મૃત્યુ અવસરનો સ્વજનાદિનો વિચિત્ર મોહ છે; વિચિત્ર સ્વાર્થ છે.

અને ચેતન ! તારા જવા પછી એ શું કરે છે ? તું જે તેઓને માટે આખો ભવ ધૂળ ઘાલી રહ્યો, ખપ્યો તેનું તો ગમે તે થાઓ; સારી ગતિ થાઓ કે માઠી થાઓ, તેનો તો તેઓને વિચાર પણ નથી. પણ ઉલટા તારા જવા પછી તારાં દ્રવ્યની ભાંગફોડ કરે છે; તે વ્હેંચી લે છે; તે વ્હેંચણીમાં તોફાન કરે છે, કોઇને ઓછું મળે છે, કોઇને વધારે મળે છે,—આથી વિરોધ થાય છે. કોઇ નને જશ આપે છે. કોઈ તારાથી ચેડાં કાઢે છે. આમ પછવાડે તારા

મૃત્યુ પાછળ વખાણ, પડ્યા પર પાટુ, જશ બદલે જુતિઆં, સ્નેહીઓનો સ્વાર્થ.

પ્રતિ વીતક થાય છે, વીતે છે. પોતાનું સુખ ગયું જાણી સ્રીઓ લાંબા કાળ સુધી રડાપીટ કરે છે, તારા નામનો છેડો તાણે છે. પુરુષો પણ તારા સંબંધ રૂપ નામને યાદ કરી, કોઇ ભાઇ કહી, કોઇ બેટા કહી તને લાંબા સાદે યાદ કરે છે, પણ કોઇ એમ નથી વિચારતું કે તારી શી ગતિ થઈ? તું કઈ ગતિમાં પડયો. તારૂં શું થયું, તું સુખી છે કે દુઃખી એનો ચેતન ! કોઇ વિચાર કરતું નથી. તું ગયો એમ અમારે પણ જવું છે–એવો વિચાર પણ એઓને નથી. એઓ તો જાણે શાશ્વત રહેવાના હોય, એમ ગણી તારા ધન–પરિગ્રહની વ્હેંચણી કરતાં ઓછું–વધારે મળવાથી ઉલટા કલહ કરે છે. અને જે ધન તેં પાપ કરી, દુઃખ વેઠી ભેગુ કર્યું, અને જે બધું ઉપભોગમાં લીધા વિના આમ ને આમ મૂકી તારે આમ કાળને વશ થઈ ચાલી નીકળવું પડયું, તે જ તારા ધનને લઇ તેઓ તને કલંક આપે છે, તારી અપકીર્તિ ગાય છે, તને ચોરે ચડાવે છે કે ફલાણો ગયો, પણ મારૂં કાંઇ કરતો ન ગયો, અથવા અમુકને વધારે આપનો ગયો, મને ઓછું આપતો ગયો।

**દ્રવ્યનો દુરૂપયોગ**

ચેતન બંધુ ! આ પ્રમાણે તારા જવા પછી તારા દ્રવ્યનો તેઓ સ્વાર્થવશે ગેરઉપયોગ કરે છે. તારા નામને ફરતી પાઘડી બંધાવે છે. પણ કોઇને એમ વિચાર નથી સુઝતો, કે એ બિચારે દુઃખી થઇ, પાપ કરી આ પુંજી ભેગી કરી એ પોતે ભોગવ્યા વિના ચાલતો થયો, તો એ બધી પુંજી નહિં તો તેનો અમુક ભાગ ભલા સુક્ષેત્રે વાવીએ; ધર્મ અર્થે આપીએ; સુપાત્રે તેનું દાન કરીએ; આ ઘણા ગરીબ કંગાળ અપંગ છે, તેઓને તે વડે ખાવા–પીવાનું કરી આપીએ, ભલા એની આત-

રડી ઠરશે; ધર્મ થશે; અથવા જ્ઞાન ઉદ્ધાર કરીએ આ બધા ધર્મકાર્યથી મરનારનાં આત્માનું કલ્યાણ થશે, અને આપણે પણ એ ધર્મકાર્યમાં કારણિક હોવાથી આપણને પણ ધર્મલાભ થશે. ચેતન બંધુ! આ વિચાર તેઓને નથી આવતો! તેઓ પામર બિચારા વિચારતા નથી કે જે ધન જનારાને ભોગ ન પડ્યું તે તેઓને ભોગ કેમ પડશે! પણ મોહ-અવિવેક-સ્વાર્થ આડે એઓ આ વિચાર નથી કરી શકતા।

બંધુ! જે મૃત્યુ પછી પછવાડે આવી સ્થિતિ થાય છે, તે મૃત્યુ-શિકારી બાણ ખેંચીને આ સંસારમાં અપ્રમત્તપણે ઉભો છે. તેમાં જીવે લેશ માત્ર પ્રમાદ કર્ત્તવ્ય નથી. ૩

હવે આ ભાવનાનું અષ્ટકાળિયું કહે છે —

॥ मारुणी राग. ॥

स्वजनजनो बहुधा हितकामं ।
प्रीतिरसैरभिरामं ॥
मरणदशावश मुपगतवंतं ।
रक्षति कोऽपि न सन्तं ॥
विनय विधीयतां रे श्री जिनधर्मः शरणं ।
अनुसंधीयतां रे शुचितरचरणस्मरणं ॥ ॥ १ ॥

અર્થ—ચેતન! ઉપર જે સ્વજનોનો સ્વાર્થ પ્રકાર બતાવ્યો-
તે કાંઈ બધા સ્વજનો એવા નથી હોતા,
સ્વજન સમીપ એ સાચી વાત છે; પણ ઘણાખરા, સ્વાર્થ

છતાં સંત પણ આડે, જનાશનો વિચાર નથી કરતા; છતાં

**મરણ આગળ અશરણ.**

ઘણે ભાગે સ્વજનો આપણા હિતના કામી હોય છે; આપણા હિતમાં રાજી હોય છે અને આપણા ઉપર પ્રીતિ કરી રાજી થાય છે; પણ જ્યારે મરણ અવસ્થા જીવને આવે છે ત્યારે ભલે કોઈ સંતપુરુષ હોય, પણ તેનું કોઇ રક્ષણ કરતું નથી. તેને મૃત્યુમાંથી કોઇ બચાવી શકતુ નથી આમ સંતપુરુષો પણ મરણમાંથી બચવા અસમર્થ છે તેને તેના પર પ્રેમ ધરનારા તેના હિતૈષી સ્વજનો પણ બચાવી શકતા નથી. આમ આ અશરણતા વિચારી, વિનય! તું પવિત્ર શ્રી જૈન ધર્મનું શરણ લે; અને વિશેષ પવિત્ર એવા ચારિત્રનું તથા જેણે ચારિત્ર અંગીકાર કર્યું છે એવા પવિત્ર સત્પુરુષોનું સ્મરણ કર.

" સર્વજ્ઞનો ધર્મ સુશર્ણ જાણી,
આરાધ્ય આરાધ્ય પ્રભાવ આણી;
અનાથ એકાંત સનાથ થાશે,
એના વિના કોઇ ન બાહ્ય સ્હાશે "

શ્રીમદ્ રાજચંદ્ર.

ચેતન! તને એક સર્વજ્ઞ પરમાત્માનો ધર્મ જ શરણભૂત થશે, તેનું શરણ ધર. ૧

तुरगरथेभनरावृतिकलितं
दधतं बल मस्खलितं ॥

हरति यमो नरपतिमपि दीनं ।
मैनिक इव लघुमीनं ॥ वि० ॥ २ ॥

**મીન અને ધીવર તેમ જીવ અને યમ**

**અર્થ**—અહો ! જેમ મચ્છીમાર માછલીઓ પકડી તેને દીન કરી મૂકે છે તેમ જેની આસપાસ અશ્વ, રથ, હાથી, પાયદળ એ રૂપ ચતુરંગી સેના વીંટાઇ રહી છે, અને અસ્ખલિત બળને ધરવાવાળા છે એવા રાજા પણ યમના મુખમાં પડતા દીન થઇ જાય છે તેવા સેના અને ભુજાબળ ઉપર મુસ્તાક રહેનારા નૃપતિઓ પણ કાળ આગળ અશરણ છે. મચ્છીમાર આગળ પામર માછલીઓ જેમ દીન–લાચાર છે તેમ કાળ આગળ આવા બળવાન્ ઋદ્ધિમાન્ રાજાઓ પણ લાચાર છે.

" અતુલ બલી હરિ ચક્રી રામા,
" ભુજોર્જિત મદમત્ત રે,
" ક્રૂર જમ બલ નિકટ આવે,
" ગલિત જાયે સત્ત ..માયા જાલ રે."

શ્રી રૂપવિજયજી. ૨

प्रविशति वज्रमये यदि सदने,
तृणमथ घटयति वदने ॥
तदपि न मुञ्चति हत समवर्ती,
निर्दयपौरुषनर्ती ॥ वि० ॥ ३ ॥

**અર્થ**—અહો ! આ કાલ–કૃતાંત કેવળ દયા રહિત છે. તે

**બધાને નચાવનારો નિર્દય કાળ !** પોતાના બળે નાચી રહ્યો છે, અને જગતના બળવાન્ જીવોને પણ નચાવી રહ્યો છે. તે બધા પર એક સરખો પ્રહાર કરવાવાળો છે. નથી જોતો એ રાંક, નથી જોતો એ રાજા, નહિં નાનો, નહિં મોટો–ગમે તે હોય–બધા પર એક સરખી રીતે પોતાના વજ્રમય કાયદાનો અમલ કરે છે. કોઇ જીવ ભલે વજ્રમય, ચોતરફ મજબુત બંધ એવા ઘરમાં પૂરાય, પણ ત્યાં તેને કાળ છોડતો નથી. અથવા ભલે તે જીવ મોંઢામાં તણખલું લઇ કાળને બચાવવા આજીજી કરે, પણ કાળ તો તે આજીજી ઉપર ધ્યાન જ આપતો નથી. આમ કાળ આગળ આખું જગત્ અશરણ છે. મ્હોટા મ્હોટા રાજવીઓ કાળને વશ થઇ જમદેશ ચાલી ગયા છે.

" જે તખત બેસી હુકમ કરતા,
  " પહેરી નવલા વેષ રે;
" પાઘ સેહેરા ધરત ટેઢા,
  " મરી ગયા જમ દેશ–માયા જાલ રે.
" પૃથ્વીને જે છત્ર પરે કરે,
  " કરે મેરુનો દંડ રે,
" તે પણ ગયા હાથ ઘસંતા,
  " મૂકી સર્વ અખંડ–માયા જાલ રે."

શ્રી રૂપવિજયજી.

આમ હે વિનય ! આખો સંસાર અશરણરૂપ છે, માટે તું તો પવિત્ર શ્રી જૈન ધર્મનું શરણ આદર અને પવિત્ર ચારિત્રની અનુસંધિ કર. ૩.

विद्यामंत्रमहौषधिसेवां,
सृजतु वशीकृतदेवां ॥
रसतु रसायनमुपचयकरणं,
तदपि न मुञ्चति मरणं ॥ वि० ॥ ४ ॥

**વિદ્યા, મંત્ર, તંત્ર, ઔષધ, બધાં કાળ આગળ અફળ.**

અર્થઃ—ચેતન ! ભલે ચાહે તો કોઇ વિદ્યાસિદ્ધિથી કે મંત્રસિદ્ધિથી કે કોઇ મહાઔષધિવડે દેવતાને સાધે, અથવા શરીરને મજબૂત કરવા, પુષ્ટ કરવા, વજ્ર જેવું કરવા રસાયન સેવે, પણ તેને એમ છતાં પણ મૃત્યુ છોડતું નથી. આયુષ્ય ક્ષીણ થયે મંત્ર સિદ્ધિ, કે વિદ્યાસિદ્ધિ, કે દેવતાની સાહાય્ય કાંઇ કામ આવતું નથી; એમાંથી કાંઇ પણ મૃત્યુ રોકવા સમર્થ નથી. તેમજ રસાયણવડે ભલે શરીરને તંદુરસ્ત કે પુષ્ટ કર્યું હોય, પણ તેવું શરીર પણ આયુ ક્ષીણ થયે કામ આવતું નથી. એવા શરીરમાંથી પણ આત્માને કાળ ધકેલી મૂકે છે, માટે વિદ્યા, કે મંત્ર, કે દેવસાધના, કે રસાયન કોઇ માન કરવા યોગ્ય નથી. મ્હોટા મ્હોટા ધન્વંતરી જેવા વૈદ્યો, ડૉકટરો પણ કાળ આગળ વિવશ થઇ પડી દેહ છોડી ચાલી નીકળ્યા છે. તેઓની વૈદક–કુશળતા કાંઇ કામ નથી આવી, તેમજ મ્હોટા વિદ્યાસિદ્ધિવાળા વિદ્યાધરો, કે તંત્રમાં કુશળ તાંત્રિકો પણ આયુ પૂર્ણ થયે હોતા નહોતા થઇ ગયા છે. આમ હે વિનય ! સર્વ જીવ કાળ આગળ અશરણ છે. એક પરમ આશ્રયરૂપથી જિનવર દેવ અને પવિત્ર ચારિત્ર છે તેને તું આદર. ૪.

वपुपि चिरं निरुणद्धि ममीरं ।
पतति जलधिपरतीरं ॥
शिरमि गिरेरधिरोहति तरमा ।
तदपि स जीर्यति जरसा ॥ वि० ॥ ५ ॥

**મરણને કશી અટકાયત નથી.**

અથઃ—કોઇ માણુસ ભલે પવન જય કરે, અર્થાત્ પ્રાણાયામવડે લાબા કાળ સુધી શરીરમા પવનનો રોધ કરે, ભલે કોઇ માણુસ સમુદ્રને પેલે પાર જઇ પડે, અથવા મહા-પરાક્રમે કરી ઉંચા પર્વતના શિખર પર ચડી જઇ બેસે, પણ ત્યાંયે તેને ઘડપણ છોડે એમ નથી, ત્યા પણ તેના દેહ જર્જરિત થઇ પડી જવાનો જ, ત્યા પણ મૃત્યુ આવવાનુ જ)

" જન્મ જરા મરણે કરીએ,
આ સસાર અસાર તો "

આ સસારમા જન્મ-જરા-મરણની અશરણતા ઠેરઠેર છવાઇ રહી છે એવુ કોઇ સ્થળ નથી કે કોઇ જીવ તેનો આશ્રય લઇ એ ત્રિપુટિથી બચે ઉંચા પર્વતની ટોચ ઉપર, ઉંડી ખાઇના તળિયે, સમુદ્રને પેલે પાર, ગમે ત્યા જાઓ પણ મરણ તો ચોક્કસ છે પવન રોધી કોઇ સમાધિ લગાવે, પણ આયુ પૂર્ણ થયે તેને દેહ મૂકવોજ પડશે. આમ હે, વિનય ! આ આખુ જગત્ અશરણભૂત છે શરણરૂપ તો અરિહત પરમાત્મા, સિદ્ધ પરમાત્મા, નિરાગી મુનિવરો અને તેઓશ્રીનો પ્રરૂપેલ ધર્મ છે તેનો હે વિનય ! તુ આશ્રય કરી તારા

આત્માની ચારિત્ર સાથે અનુસધિ કર તારા આત્માને ચારિત્રમા, સંયમમાં જોડ ૫

सृजती मसितशिरोरुहललितं,
मनुजशिरो* वलिपलितं ॥
को विदधानां भूघनमरसं,
प्रभवति रोद्धुं जरसं ॥ वि० ॥ ६ ॥

**અર્થ**—અહો ! આ જરા અવસ્થાને અટકાવવા કોણ સમર્થ છે ? કોઇ નથી માણસના કાળા **જરા પણ દુર્વાર** વાળ, જેથી માથુ શોભી રહ્યુ છે, તેને શ્વેત પલીયુલ કરી મૂકે છે. યુવાવસ્થારૂપ વર્ષાઋતુના આ સુદર કાળા વાળરૂપી પાણીથી ભરેલાં શ્યામ વાદળાને અહો ! આ જરાવસ્થા શ્વેત વાળરૂપ બીજી ઋતુના પાણી વિનાના વિરસ વાદળા કરી મૂકે છે. અર્થાત્ આ ઘડપણ વાળાને શ્વેત કરી મુકે છે, શરીરનો રસ હરી લે છે એવા ઘડપણને કોણ હઠાવી શકે એમ છે ? ઘડપણ આગળ પણ કોઇની કારી ફાવતી નથી, ટીકી લાગતી નથી, એવો અશરણભૂત આ સસાર છે, એમ જોઈ ચેતન વિનય ! તું શ્રી જિનેંદ્ર ભગવાનનુ શરણ લે ૬

उद्यत उग्ररुजा जनकायः,
कः स्यात्तत्र सहायः ॥
एकोऽनुभवति विधुरुपरागं,
विभजति कोऽपि न भागं ॥ वि० ॥ ७ ॥

---

*પાઠાતર–' मनुजशिर सितपलितं '

**શરીર રોગગ્રસ્ત**

અર્થ:—હે બંધુ ચેતન ! જ્યારે આ દેહ રોગવ્યાપ્ત થશે, ત્યારે તને કોઇ સહાયભૂત થશે ? ના, કોઇ નહિં. કોઇ એમાં ભાગ નહિં લે. કેમકે જો ! આ ચંદ્રનું રાહુવડે ગ્રહણ થાય છે ત્યારે એ ગ્રહણપીડામાં ચંદ્રની આસપાસનાં બીજા નક્ષત્ર–તારા ભાગ લે છે ? ના, નહિં જ. એ ગ્રહણ ચંદ્ર પોતેજ ભોગવે છે, તેમ આ શરીરમાં પ્રત્યક્ષ રોગાદિ ઉપજે, તે આત્મા-એજ ભોગવવાં પડે છે; આસપાસના ઇષ્ટ જન, મિત્ર, કુટું-બીઓ કે સ્વજન કોઇ તેમાં ભાગ લેતું નથી. કોઈ એ દુઃખ ઓછું કરી શકતું નથી, કે ટાળી શકતું નથી.

" શરીરમાં વ્યાધિ પ્રત્યક્ષ થાય;
તે કોઇ અન્યે લઇ ના શકાય. "

આમ હે ચેતન ! આ જગતને જન્મ, જરા, રોગ, મૃત્યુને વશ પડયું અશરણરૂપ દેખી તું શ્રી જિનેશ્વર ભગવાનનો આશ્રય લે, તેઓનો ધર્મ આદર. ૭.

शरणमेकमनुसर चतुरङ्गं,
परिहर ममतासङ्गं ॥
विनय रचय शिवसौख्यनिधानं,
शांतसुधारसपानं ॥ वि० ॥ ८ ॥

**શરણ એક ધર્મ.**

અર્થ:—હે વિનય ! આમ સર્વ પ્રકારે આ જગત્ અનાથ, અશરણ છે, એમ જાણી તું જેના જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ એ જ્ઞાન ચતુષ્ટયીરૂપ ચાર અંગ છે, એવા તારા શાશ્વત આત્માનો

જ આશ્રય કર; અથવા જેને એ ચતુષ્ઠયી વ્યક્ત, થઇ છે એવા વીતરાગ પરમાત્માનું શરણુ લે; અથવા દાન-શીલ-તપ-ભાવ-રૂપ જેનાં ચાર અંગ છે, એવા પવિત્ર ધર્મનો આશ્રય લે, પર વસ્તુ પરની મમતા અને આસક્તિ ત્યજી દે, અને હે વિનય ! આ શાંત સુધારસનું પાન કરી શિવસુખ પ્રાપ્ત કર. આ શાંત સુધારસના પાનથી તને મોક્ષથી મળશે માટે વિનય ! આ જગત્ અસાર અશરણરૂપ જાણી—

" ભજ સદા ભગવંત ચેતન,
" સેવ ગુરૂ પદપદ્મ રે;
" રૂપ કહે કર ધર્મકરણી,
" પામે શાશ્વત સદ્મ...માયા જાલ રે "

શ્રી રૂપવિજયજી. ૮

આ સંસારના અશરણપણા વિષે શ્રી ઉત્તરાધ્યયનમાં આપેલુ શ્રી અનાથી મુનિનું ચરિત્ર બહુ બોધક હોવાથી, આ નીચે આપેલુ છે, તે પરથી ચેતન ! તું તત્ત્વ શોધ.

## *અનાથી મુનિ.

અનેક પ્રકારની ઋદ્ધિવાળો મગધ દેશનો +શ્રેણિક રાજા અશ્વક્રીડા માટે મંડિકુક્ષ નામના વનમા નીકળી પડયો. વનની વિચિત્રતા મનોહારિણી હતી. નાના પ્રકારનાં વૃક્ષો ત્યા આવી રહ્યા હતા. નાના પ્રકારની કોમળ વેલ્લીઓ ઘટાટોપ થઇ રહી હતી. નાના પ્રકારના પંખીઓ આનદથી તેનું સેવન

* મોક્ષમાળા

+ શ્રેણિક રાજા પચીસસેં વરસ ઉપર હાલના પૂર્વ બંગાળાના એક મહાન્ જૈન ધર્મી રાજા હતા. શ્રી તીર્થંકર ભગવાન મહાવીર-સ્વામીના પરમ અનન્ય ભક્ત હતા.

કરતાં હતાં. નાના પ્રકારનાં પક્ષિઓનાં મધુરાં ગાયન ત્યાં સંભળાતા હતાં. નાના પ્રકારના જળના ઝરણ ત્યાં વ્હેતા હતાં. ટુંકામાં એ વન નંદનવન જેવું લાગતું હતું. તે વનમાં એક ઝાડ તળે મહાસમાધિવંત પણ સુકુમાર અને સુખોચિત મુનિને તે શ્રેણિકે બેઠેલા દીઠા. એનું રૂપ જોઇને તે રાજા અત્યંત આનંદ પામ્યો. ઉપમા રહિત રૂપથી વિસ્મિત થઇને મનમાં તેની પ્રશંસા કરવા લાગ્યો આ મુનિનો કેવો અદ્ભુત વર્ણ છે! એનું કેવું મનોહર રૂપ છે! એની કેવી અદ્ભુત સૌમ્યતા છે! આ કેવી વિસ્મયકારક ક્ષમાનો ધરનાર છે! આના અંગથી વૈરાગ્યનો કેવો ઉત્તમ પ્રકાશ છે! આની કેવી નિર્લોભતા જણાય છે! આ સંયતિ કેવું નિર્ભય નમ્રપણું ધરાવે છે! એ ભોગથી કેવો વિરક્ત છે! એમ ચિંતવતો ચિંતવતો, મુદિત થતો થતો, સ્તુતિ કરતો કરતો, ધીમેથી ચાલતો ચાલતો, પ્રદક્ષિણા દઇને, તે મુનિને વંદન કરી અતિ સમીપ નહિ, તેમ અતિ દૂર નહિ એમ તે શ્રેણિક બેઠો.

**શ્રેણિક અને અનાથીનો સંવાદ.**

પછી બે હાયની અંજલિ કરીને વિનયથી તેણે તે મુનિને પુછયું:–"હે આર્ય! તમે પ્રશંસા કરવા યોગ્ય એવા તરુણ છો, ભોગ વિલાસના માટે તમારૂં વય અનુકૂળ છે. સંસારમાં નાના પ્રકારના સુખ રહ્યાં છે. ઋતુ ઋતુના કામભોગ, જળ સંબંધીના વિલાસ, તેમ જ મનોહારિણી સ્ત્રીઓનાં મુખવચનનું મધુર શ્રવણ છતાં, એ સઘળાનો ત્યાગ કરીને મુનિત્વમાં તમે મહા ઉદ્યમ કરો છો એનું શું કારણ? તે મને અનુગ્રહથી કહો."

રાજાના આવા વચન સાંભળીને મુનિએ કહ્યું–" હે રાજન્ ! હું અનાથ હતો મને અપૂર્વ વસ્તુનો પ્રાપ્ત કરાવનાર તથા યોગ ક્ષેમનો આપનાર, મારા પર અનુકંપા આણનાર, કરુણાથી કરી પરમ સુખનો દેનાર એવો મારો કોઈ મિત્ર થયો નહિ, એ કારણ મારા અનાથીપણાનું હતું "

શ્રેણિક મુનિના ભાષણથી સ્મિત હસીને બોલ્યો –"તમારે મહા ઋદ્ધિવંતને નાથ કેમ ન હોય ? જો કોઈ નાથ નથી તો હું થઉં છું હે ભયત્રાણ ! તમે ભોગ ભોગવો હે, સંયતિ મિત્ર ! જાતિએ કરી દુર્લભ એવો આ તમારો મનુષ્યભવ સુલભ કરો."

અનાથીએ કહ્યું –" અરે ! શ્રેણિક રાજા ! પણ તું પોતે અનાથ છે તો મારો નાથ શું થઈશ ?

**વંધ્યા પુત્ર ક્યાંથી** નિર્ધન તે ધનાઢ્ય ક્યાંથી બનાવે ? અબુધ **આપે ?** તે બુદ્ધિદાન ક્યાંથી આપે ? અજ્ઞ તે વિદ્વત્તા ક્યાંથી દે ? વંધ્યા તે સંતાન ક્યાંથી આપે ? જ્યારે તું પોતે અનાથ છે તો મારો નાથ ક્યાંથી થઈશ ?"

**શ્રેણિકની આકુળતા.**

મુનિના વચનોથી રાજા-અતિ આકુળ અને અતિ વિસ્મિત થયો કોઈ કાળે જે વચનોનું શ્રવણ થયું નથી, તે વચનોનું યતિ-મુખથી શ્રવણ થયું એથી તે શંકિત થયો અને બોલ્યો – " હું અનેક પ્રકારના અશ્વનો ભોગી છું, અનેક પ્રકારના મદોન્મત્ત હાથીઓનો ધણી છું, અનેક પ્રકારની સૈન્યા મને આધીન છે, નગર, ગ્રામ અને ચતુષ્પાદની

કાંઇ મારે ન્યૂનતા નથી, મનુષ્ય સંબંધી સઘળા પ્રકારના ભોગ હું પામ્યો છું, અનુચરો મારી આજ્ઞાને રૂડી રીતે આરાધે છે, એમ રાજાને છાજતી સર્વ પ્રકારની સંપત્તિ મારે ઘેર છે, અનેક મનોવાંછિત વસ્તુઓ મારી સમીપ રહે છે. આવો હું મહાન્ છતાં અનાથ કેમ હોઉં ? રખે હે ! ભગવાન્ ! તમે મૃષા બોલતા હો ”

મુનિએ કહ્યું:-“ રાજા ! મારું કહેવું તું ન્યાયપૂર્વક સમજ્યો નથી. હવે હું જેમ અનાથ થયો, અને જેમ મેં સંસાર ત્યાગ્યો તેમ તને કહું છું; તે એકાગ્ર અને સાવધાન ચિત્તથી સાંભળ. સાંભળીને પછી તારી શંકાનો સત્યાસત્ય નિર્ણય કરજેઃ—

**અનાથીની અનાથતા.**

“ કાશાંબી* નામે અતિ જીર્ણ અને વિવિધ પ્રકારની ભવ્યતાથી ભરેલી એક સુંદર નગરી છે. ત્યાં ઋદ્ધિથી પરિપૂર્ણ ધનસંચય નામનો મારો પિતા રહેતો હતો. હે મહારાજા ! યૌવનવયના પ્રથમ ભાગમાં મારી આંખો અતિ વેદનાથી ઘેરાઇ. આખે શરીરે અગ્નિ બળવા માંડ્યો. શસ્ત્રથી પણ અતિશય તીક્ષ્ણ તે રોગ વૈરીની પેઠે મારા ઉપર કોપાયમાન થયો. મારું મસ્તક એ આંખની અસહ્ય વેદનાથી દુઃખવા લાગ્યું. વજ્રના પ્રહાર જેવી, બીજાને પણ રૌદ્ર ભય

* અલ્લાહાબાદથી ચાળીશ માઇલ દૂર “ કૌસાંબ ” ગામ છે, ગામડું છે, જુના ખંડિયેરો છે, જૈનોનું તીર્થ છે, વિચ્છેદ પ્રાય છે, General Cunningham ના Reports on the archiaeological researches of India મા એ બાબત ઘણું જાણવા જેવું મળે છે.

ઉપજાવનારી એવી તે દારુણ વેદનાથી હું અત્યંત શોકમાં હતો સંખ્યાબંધ વૈદ્યક શાસ્ત્રનિપુણ વૈદરાજો મારી તે વેદનાનો નાશ કરવા માટે આવ્યા, અને તેમણે અનેક ઔષધોપચાર કર્યા, પણ તે વૃથા ગયા એ મહાનિપુણ ગણાતા વૈદરાજો મને તે દર્દથી મુક્ત કરી શકયા નહિં, એજ હે રાજા! મારૂં અનાથપણું હતું. મારી આંખની વેદના ટાળવાને માટે મારા પિતાએ સર્વ ધન આપવા માંડયું, પણ તેથી કરીને મારી તે વેદના ટળી નહિં. હે રાજા! એજ મારૂં અનાથપણું હતું. મારી માતા પુત્રના શોકે કરીને અતિ દુઃખાર્ત્ત થઈ, પણ તે પણ મને દરદથી મૂકાવી શકી નહિં, એજ હે રાજા! મારૂં અનાથપણું હતું. એક ઉદરથી જન્મેલા મારા જ્યેષ્ઠ અને કનિષ્ઠ ભાઇઓ પોતાથી અનતો પરિશ્રમ કરી ચૂકયા, પણ મારી તે વેદના ટળી નહિં. હે રાજા! એજ મારૂં અનાથપણું હતું. એક પેટથી જન્મેલી મારી જ્યેષ્ઠા અને કનિષ્ઠા ભગિનીઓથી મારૂ તે દુઃખ ટળ્યું નહિં. હે મહારાજા! એજ મારૂં અનાથપણું હતું. મારી સ્ત્રી જે પતિવ્રતા, મારા ઉપર અનુરક્ત અને પ્રેમવંતી હતી તે આંસુ ભરી મારૂં હૈયું પલાળતી હતી, તેણે અન્ન-પાણી આપ્યા છતાં અને નાના પ્રકારનાં અંઘોલણ, ચુવાદિક સુગંધી પદાર્થો, તેમજ અનેક પ્રકારના પુલચંદનાદિકના જાણીતા અજાણીતા વિલેપન કર્યાં છતા, હું તે વિલેપનથી મારો રોગ શમાવી ન શકયો. ક્ષણ પણ અળગી રહેતી નહોતી એવી તે સ્ત્રી પણ મારા રોગને ટાળી ન શકી, એજ હે મહારાજા! મારૂં અનાથપણું હતું. એમ કોઇના પ્રેમથી, કોઇના ઓષધથી, કોઇના વિલાપથી, કે કોઇના પરિશ્રમથી એ રોગ ઉપશમ્યો નહિં. એ વેળા પુન પુનઃ મેં અસહ્ય વેદના ભોગવી. પછી હું પ્રપંચી સંસારથી ખેદ પામ્યો. એક વાર જો

આ મહાવિડંબનામય વેદનાથી મુક્ત થઉં તો ખંતી, દંતી અને નિરારંભી પ્રવ્રજ્યાને ધારણ કરૂં, એમ ચિંતવીને શયન કરી ગયો. જ્યારે રાત્રી વ્યતિક્રમી ગઇ ત્યારે હે મહારાજા! મારી તે વેદના ક્ષય થઇ ગઇ, અને હું નિરોગી થયો. માત-તાત-સ્વજન-બંધવાદિકને પૂછીને પ્રભાતે મેં મહાક્ષમાવંત, ઇંદ્રિયને નિગ્રહ કરવાવાળું, અને આરંભોપાધિથી રહિત એવું અણગારત્વ ધારણ કર્યું.

"હે શ્રેણિક રાજા! ત્યારપછી હું આત્મા-પરાત્માનો નાથ થયો. હવે હું સર્વ પ્રકારના જીવનો નાથ છું. તું જે શંકા પામ્યો હતો તે હવે ટળી ગઇ હશે.

**અનાથીની સનાથતા**

એમ આખું જગત્ ચક્રવર્તી પર્યંત અશરણ અને અનાથ છે. જ્યાં ઉપાધિ છે ત્યાં અનાથતા છે; માટે હું કહું છું તે કથન તું મનન કરી જજે. નિશ્ચય માનજે કે આપણો આત્માજ દુઃખની ભરેલી વૈતરણીનો કરનાર છે, આપણો આત્માજ ક્રૂર શાલ્મલી વૃક્ષના દુઃખનો ઉપજાવનાર છે આપણો આત્માજ નંદનવનની પેઠે આનંદકારી છે,

**આત્મા કર્ત્તા અને આત્મા હર્ત્તા**

આપણો આત્માજ વાંછિત વસ્તુરૂપી દુધની દેવાવાળી કામધેનુ સુખનો ઉપજાવનાર છે; આપણો આત્માજ કર્મનો કરનાર છે; આપણો આત્માજ "તે કર્મનો ટાળનાર છે; આપણો આત્માજ દુઃખોપાર્જન કરનાર છે, અને આપણો આત્માજ સુખોપાર્જન કરનાર છે; આપણો આત્માજ મિત્ર, અને આપણો આત્માજ વૈરી છે; આપણો આત્માજ કનિષ્ઠ આચારે સ્થિત,

અને આપણો આત્માજ નિર્મળ આચારે સ્થિત રહે છે."

**"શ્રેણિક સમકિત પામ્યો રે"**

એમ આત્મપ્રકાશક બોધ શ્રેણિકને તે અનાથી મુનિએ આપ્યો. શ્રેણિક રાજા બહુ સંતોષ પામ્યો. બે હાથની અંજલિ જોડી તે એમ બોલ્યો—"હે ભગવન્! તમે મને ભલી રીતે ઉપદેશ્યો, તમે જેમ હતું તેમ અનાથપણું કહી બતાવ્યું. મહર્ષિ! તમે સનાથ, સબાંધવ અને તમે સદ્ધર્મ છો. તમે સર્વ અનાથના નાથ છો. હે પવિત્ર સંયતિ! હું તમને ક્ષમાવું છું, તમારી જ્ઞાની શિક્ષાથી લાભ પામ્યો છું. ધર્મધ્યાનમાં વિઘ્ન કરવાવાળું ભોગ ભોગવવા સંબંધીનું મેં તમને હે મહાભાગ્યવંત! જે આમંત્રણ દીધું, તે સંબંધીનો મારો અપરાધ મસ્તક નમાવીને ક્ષમાવું છું." એવા પ્રકારથી સ્તુતિ ઉચ્ચારીને રાજપુરુષકેસરી શ્રેણિક વિનયથી પ્રદક્ષિણા કરી સ્વસ્થાનકે ગયો.

**તાત્પર્ય**

મહાતપોધન, મહામુનિ, મહાપ્રજ્ઞાવંત, મહાયશવંત, મહાનિર્ગ્રંથ અને મહાશ્રુત અનાથી મુનિએ મગધ દેશના શ્રેણિક રાજાને પોતાના વીતક ચરિત્રથી જે બોધ આપ્યો છે, તે ખરે, અશરણભાવના સિદ્ધ કરે છે. મહામુનિ અનાથીએ ભોગવેલી વેદના જેવી, કે એથી અતિ વિશેષ વેદના અનંત આત્માઓને ભોગવતા જોઇએ છીએ, એ કેવું વિચારવા લાયક છે! સંસારમાં અશરણતા અને અનંત અનાથતા છવાઇ રહી છે. તેનો ત્યાગ ઉત્તમ તત્ત્વજ્ઞાન અને પરમ શીલને સેવવાથી જ

થાય છે, એ જ મુક્તિના કારણરૂપ છે. જેમ સંસારમાં રહ્યા છતાં અનાથી અનાથ હતા, તેમ પ્રત્યેક આત્મા તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ વિના સદૈવ અનાથ જ છે."

॥ इति श्री शांतसुधारसगेयकाव्ये अशरणभावनाविभावनो नाम द्वितीयः प्रकाशः ॥

ઇતિ શ્રી શાંતસુધારસ નામના ઢાળબદ્ધ કાવ્યમાં અશરણભાવના નામનો બીજો પ્રકાશ સમાપ્ત.



ॐ

# ત્રીજી સંસારભાવના.

॥ शिखरिणी वृत्तं ॥

इतो लोभः क्षोभं जनयति दुरंतो दव इवो ।
ल्लसल्लाभाम्भोभिः कथमपि न शक्यः शमयितुं ॥
इतस्तृष्णाऽक्षाणां तुदति मृगतृष्णेव विफला ।
कथं स्वस्थैः स्थेयं विविधभयभीमे भववने ॥ २ ॥

અર્થ—અહો! આ ભવરૂપી વનમા અનેક પ્રકારના ભય રહેલા છે, એ ભવવન અત્યંત ભયંકર છે,

**લોભ દાવાનળ** તેમા જીવો સ્વસ્થતા કેમ પામી શકે?

આ ભવરૂપી વનમા લોભરૂપી દાવાનળ પ્રગટ્યો છે તે જીવોને ક્ષોભ પમાડી રહ્યો છે તે લોભ દાવાનળ દુરંત છે, તેનો જલદી રહેલાઇથી અંત આણી શકાય એમ નથી; અહો! એ લોભરૂપ દાવાનળ કેવા પ્રકારે શમાવી શકાય? એ શમાવવો દુષ્કર છે, કેમકે જેમ જેમ લાભ મળે છે, તેમ તેમ લોભ વધે છે. લાભરૂપી જળથી એ લોભ શમાવી શકાય એમ નથી

"जहा लाहो तहा लोहो।"

**જેમ જેમ લાભ મળે તેમ તેમ લોભ વધે. લોભ—તૃષ્ણા બહુ અનિષ્ટ વસ્તુ છે; એ આકાશના જેવી અનંત છે;** તે સદાકાળ નવયૌવન રહે છે; કંઇક ઇચ્છા જેટલું પ્રાપ્ત થયું કે એ ઇચ્છાને વધારી દે છે અથવા લોભ-તૃષ્ણા આદિ વિષયોનો એ સ્વભાવ જ છે, કે જેને અર્થે એ લોભ, વિષયવિકાર આદિ ઉપજેલ હોય, તે મધ્યે તે લોભ-વિષય વિકાર આદિ ઉપશમવાને બદલે વધે છે અગ્નિમા ઘી હોમવાથી, અગ્નિની શાંતિ થવાને બદલે જેમ વૃદ્ધિ થાય છે, તેમ વિષયને પુષ્ટ કરે એવી વસ્તુ આપવાથી વિષય વધે છે. તેમજ લાભથી લોભ વધે છે: આવો લોભ દાવાનળ આ સંસાર અરણ્યમાં પ્રજ્વળી રહ્યો છે, વળી

**ઝાંઝવાના પાણી અને વિષયરસ.**

**આ સંસાર અરણ્યમાં ઇંદ્રિયોરૂપ પશુઓ વિષયરસરૂપ ઝાંઝવાના પાણીની તૃષ્ણા રાખી નકામા દુઃખી થાય છે** વિષયરસ ઝાંઝવાના પાણી જેવા છે. ઝાંઝવાના પાણીથી જેમ તરસ છીપતી નથી, ઉલટી વધે છે, તેમ વિષયરસથી ઇંદ્રિયો તૃપ્ત થતી નથી, ઉલટી વધારે તરસી થાય છે, ભ્હેંડકી જાય છે અને આત્માને દુખી કરે છે. અહો ! આવી મૃગતૃષ્ણા જેવી તૃષ્ણા જે સંસારવનમા જીવોને હેરાન કરી રહી છે, તેમા તે જીવો કયાથી સુખ સ્વસ્થતા પામે ? અર્થાત ન જ પામે આવી ભયંકર આ સંસાર-અટવી છે. તૃષ્ણારૂપી દાવાનળ ચોતરફ પ્રજ્વલિત છે, અને

તે બિચારા પ્રાણીઓનો એકી હાથે સંહાર કરી રહ્યો છે. એવું આ સંસારનું ભયંકર સ્વરૂપ વિચારી હે ભવ્યો! તે-માંથી છૂટવાનો પ્રયાસ–પુરુષાર્થ કરો. ૧.

વળી—

गलत्येका चिंता भवति पुनरन्या तदधिका ।
मनोवाक्काये हा विकृतिरतिरोपात्तरजसः ॥
विपद्गर्तावर्ते झटिति पतयालोः प्रतिपदं ।
न जंतोः संसारे भवति कथमप्यार्त्तिविरतिः ॥ २ ॥

**ચિંતાનો અસ્ખલિત પ્રવાહ. આધિ, વ્યાધિ અને ઉપાધિ.**

અર્થઃ—અહો! આ સંસારમાં પ્રાણીઓને કોઇ પણ પ્રકારે દુઃખનો અંત આવતો નથી અર્થાત્ આ સંસાર દુઃખમય છે. જ્યાં એક ચિંતા મટી ન હોય, ત્યાં બીજી એથી મ્હોટી ચિંતા આવીને ઉભી રહે છે. જીવોના મન, વચન, કાયામાં વિકાર હોય છેઃ જીવો આધિ, વ્યાધિ, ઉપાધિગ્રસ્ત છે. કોઇ જીવોને માનસિક પીડા નડે છે; કોઇ ચિંતાથી, વ્હેમથી દુઃખિત હોય છે; તો કોઇ જીવોને શરીર સંબંધી, રોગ આદિનું દુઃખ હોય છે, તો કોઈ જીવોને મહાઉપાધિનું, વ્યવહાર–ખટપટનું દુઃખ હોય છે. કોઇને એ એક, કોઇને બે, તો કોઇને ત્રણેથી દુઃખ હોય છે. આમ આ સંસારમાં મન, વચન, કાયાના વિકારથી જીવો દુઃખી છે. આમ આ સંસાર વિપત્તિની ખાઇ જેવો છે. તેમાં પ્રતિક્ષણે જીવો પડી રહ્યા છે. આવી વિપત્તિની ખાઇરૂપ સંસારમાં પ્રાણીઓના દુઃખનો એકે આરો નથી. તે સંસાર પ્રતિ જીવે લેશમાત્ર મોહ કરવા જેવું નથી. જ્ઞાની-

ઓએ આ સંસારને અનંત ખેદમય, અનંત દુઃખમય, અવ્યવસ્થિત, ચળવિચળ અને અનિત્ય કહ્યો છે. અનંત તાપ, અનંત શોક, અનંત દુઃખ જોઇને એઓએ આ સંસારને પુઠ દીધી છે, તે સત્યજ છે. એ ભણી પાછું વળી જોવા જેવું નથી. ત્યાં દુઃખ, દુઃખ ને દુઃખ જ છે. દુઃખનો એ સમુદ્ર છે. ૨.

सहित्वा संतापानशुचिजननीकुक्षिकुहरे ।
ततो जन्म प्राप्य प्रचुरतरकष्टक्रमहतः ॥
सुखाभासैर्यावत्स्पृशति कथमप्यर्तिविरर्ति ।
जरा तावत्कार्यं कवलयति मृत्योः सहचरी ॥ ३ ॥

અર્થઃ—જીવ પ્રથમ તો માતાની અપવિત્ર કૂખમાં-ગર્ભમાં જ અનેક સંતાપ સહન કરે છે. પછી જન્મ પામી અનેક પ્રકારના મહાકષ્ટો પામી મોટો થઇ, હાશ, હવે દુઃખનો અંત આવ્યો, હવે નિરાત થઇ એમ જ્યાં દેખીતાં સુખ, કાલ્પનિક સુખનો સ્પર્શ કરે છે, ત્યાંજ મૃત્યુની બેનપણી જરા અવસ્થા કાયાનો કોળિયો કરી જાય છે; અર્થાત ઘડપણ આવે છે, દેહ જર્જરિત થવા માંડે છે અને કાળ આવી ઓચિંતો આયુ હરી લે છે. આવો દુઃખરૂપ આ સંસાર છે. ગર્ભનાં દુઃખથી માંડી મરણ પર્યંત જીવ દુઃખીજ છે.

“ જન્મ, જરા ને મૃત્યુ, મુખ્ય દુઃખના હેતુ; ”

દુઃખ કયું ? — અહો ! આ જગતમાં મોટામાં મોટા દુઃખના હેતુ હોય તો તે જન્મ-જરા-મરણરૂપ સંસાર જ છે.

" કારણ તેનાં બે કહ્યાં, રાગ-દ્વેષ અણહેતુ. "
શ્રીમદ્ રાજચંદ્ર

એ સંસાર દુઃખનાં કારણ જેનું કહ્યું પણ પ્રયોજન નથી, એવા રાગ-દ્વેષ કરવા એ જ છે. અર્થાત્

**દુઃખનાં કારણ**

જીવને રાગ-દ્વેષ કરવાનું કાંઇ પણ પ્રયોજન જ નથી. એને શું મળી જાય છે, અથવા એનું શું હરાઇ જાય છે કે એ રાગ-દ્વેષ કરે છે? એનું તો એની પાસે છે. નથી તલભાર વધતું કે નથી જવભાર ઘટતું, તો તે શા માટે રાગ-દ્વેષ કરે છે? એ રાગ-દ્વેષ કરવાથી તો ઉલટું એને જન્મ-મરણરૂપ સંસારમાં ભટકવું પડે છે. એ સંસાર કેવળ દુઃખમય જાણી એણે રાગ-દ્વેષ છાંડવા યોગ્ય છે.

**ગર્ભદુઃખ**

એક તરુણ સુકુમારને રોમે રોમે લાલચોળ સુયા ઘોંચિયે તેથી જે અસહ્ય વેદના ઉપજે છે તે કરતાં આઠગણી વેદના ગર્ભસ્થાનમાં જીવ જ્યારે રહે છે, ત્યારે પામે છે. લગભગ નવ માસ મળ, મૂત્ર, લોહી, પરૂ આદિમાં અહોરાત્ર મૂર્છાગત સ્થિતિમાં વેદના ભોગવી ભોગવીને

**જન્મદુઃખ**

જન્મ પામે છે. ગર્ભસ્થાનની વેદનાથી અનંતગુણી વેદના જન્મ સમયે ઉપજે છે. ત્યારપછી બાળાવસ્થા પમાય છે. મળ, મૂત્ર, ધૂળ અને અજ્ઞાનાવસ્થામાં અણસમજથી રઝળી રઝીને

**બાલ્યદુઃખ**

તે બાળાવસ્થા પૂર્ણ થાય છે અને યુવાવસ્થા આવે છે. ધન ઉપાર્જન કરવા માટે નાના પ્રકારના પાપમાં પડવું પડે છે. જ્યાંથી ઉત્પન્ન

થયો ત્યાં એટલે વિષયવિકારમાં વૃત્તિ
યૌવનદુઃખ જાય છે. ઉન્માદ, આળસ, અભિમાન, નિંદ્ય દૃષ્ટિ, સંયોગ, વિયોગ એમ ઘટમાળમાં યુવાવય ચાલ્યું જાય છે, ત્યાં વૃદ્ધાવસ્થા આવે છે.

વાર્દ્ધક્યદુઃખ શરીર કંપે છે, મુખે લાળ ઝરે છે, ત્વચા પર કરોચલી પડી જાય છે. સુંઘવું, સાંભળવું અને દેખવું એ શકિતઓ કેવળ મંદ થઇ જાય છે. કેશ ધવળ થઇ ખરવા માંડે છે. ચાલવાની આય રહેતી નથી. હાથમાં લાકડી લઇ લડથડીઆ ખાતા ચાલવું પડે છે. કાં તો જીવન પર્યંત ખાટલે પડ્યા રહેવુ પડે છે. શ્વાસ, ખાંસી ઇત્યાદિ રોગ આવીને વળગે છે, અને થોડા કાળમાં કાળ આવીને કોળિયો કરી જાય છે. આ દેહમાથી જીવ ચાલી નીકળે છે. કાયા હતી ન હતી થઇ જાય

મરણદુઃખ છે. મરણ સમયે પણ કેટલી બધી વેદના છે ? આમ ચ્યવનથી માંડી મરણ પર્યંત જીવને દુઃખ, દુઃખ ને દુઃખ જ આ સંસારમાં છે, સુખ નથી. આ સંસાર કેવળ દુઃખદાયી છે ૩

॥ उपजातिवृत्तं ॥

विभ्रान्तचित्तो बत बंभ्रमीति ।
पक्षीव रुद्धस्तनुपञ्जरेऽङ्गी ॥
नुन्नो नियत्याऽतनुकर्मतंतु—
—संदानितः सन्निहितांतकौतुः ॥ ४ ॥

**અર્થઃ**—અહો ! આ દેહરૂપી પાંજરામા પૂરાએલો જીવરૂપ પક્ષી ભ્રાંતિવાળા ચિત્તે કરી, વિભ્રમે

**જીવ પંખી, દેહ પિંજર, કાળ બિલાડો.** કરી, મિથ્યાત્વે કરી, વસ્તુના અનિર્ણયે કરી, ચોતરફ, ચતુર્ગતિમા ભટકી રહ્યો છે, પરિભ્રમણ કરી રહ્યો છે. આહટ દોહટ ચિતવી રહ્યો છે, કર્મ બાધી રહ્યો છે પ્રારબ્ધે પ્રેર્યો થકો મ્હોટા કર્મરૂપ તાતણાથી વીંટાયો છે કાળરૂપ બિલાડો તેની પાસે બેઠો છે તે આ જીવપખી ઉપાડશે કે ઉપાડ્યો એમ થઇ રહ્યુ છે પ્રથમ તો ભ્રાતિવાળા ચિત્તને લઇ આ જીવને કાઇ પણ સુખનો લેશ નથી, એ નિરંતર કાળના મુખમા પડ્યો છે આવો આ સસારનો પરિભ્રમણનો દુ ખદ પ્રકાર છે. ૪

॥ अनुष्टुपवृत्तं ॥

अनंतान् पुद्गलावर्त्तानन‌तानंतरूपभृत् ।
अनंतशो भ्रमत्येव, जीवोऽनादि भवार्णवे ॥ ५ ॥

**અર્થ**—આ સસાર અનાદિ છે એ સસાર-સમુદ્રમા જીવ અનતીવાર અનતા પુદ્ગલપરાવર્ત્તન કરી રહ્યો છે, અનંતાનત રૂપ ધારણ કરતો તે ફરી રહ્યો છે અહો! આ પરિભ્રમણ દુ ખ ઓછુ નથી. હે જીવ! એ પરિભ્રમણરૂપ દુઃખથી નિવૃત્ત થા, નિવૃત્ત થા તેમ થવા પુરુષાર્થ કર, પુરૂષાર્થ કર. તે બહુ ભવ કર્યા ૫

" હો, સાહિબ, બાહુ જિનેશ્વર વિનવુ,
" વિનતડી અવધાર હો,
" હો, સાહેબ, ભવમંડપમાં નાટક નાચિયો,
" હવે મુજ પાર ઉતાર હો. હો સાહેબ "

પ્રકૃત સ્તવન.

હવે આ ત્રીજી ભાવનાનું અષ્ટ ઢાળિયું કહે છે,

કેદારા રાગ—શાંત સુધારસ કુંડમાં-એ દેશી ॥

कलय संसारमतिदारुणं,
जन्ममरणादिभयमीत रे ॥
मोहरिपुणेह सगलग्रहं,
प्रतिपदं विपदमुपनीत रे ॥ क० १ ॥

અર્થઃ—હે ! વિનય ! જો તને જન્મ, મરણાદિના ભય લાગ્યા હોય, અર્થાત જો તું જન્મ-મરણથી ડરતો હોય તો આ સંસારને અત્યત દારુણ જાણ અરે ! તને મોહરૂપી શત્રુ ગળેથી પકડી પ્રતિક્ષણે વિપત્તિ પમાડી રહેલ છે. જેને જન્મવાનો, મરવાનો, જરાવસ્થાનો, અનિષ્ટ સયોગનો, ઇષ્ટ વિયોગનો, રોગ આદિનો ભય ન હોય, તે ભલે સુખેથી સંસારમા સુખ માનો ! પણ તને હુ કહું છે કે વિનય ! જો તું એ જન્મ-મરણના દુખથી બ્હીતો હોય તો મોહ છોડી દઇ આ સંસારને કેવળ દારુણ, દુખમય જાણ જન્મ-મરણથી ન થાકયા હોય, ભય ન પામ્યા હોય, એવા બીજા જીવો ભલે સુખે સુએ, મોહ કરી સસારને ભલે સુખરૂપ માને-પણ તુ તો હે વિનય ! જો તારે એ દુઃખમાથી-ભયમાથી જાણે તે માણે છૂટવું હોય, તો આ સંસારને દુઃખરૂપ દારણ જાણ, કેમકે દુખનું કારણ જાણવામાં આવે તો તે ટાળવા પ્રત્યન થાય; માટે પ્રથમ તો તું આ સંસારને દુઃખરૂપ જાણ દુઃખરૂપ એને જાણીશ તો તું એમાંથી ઓસરીશ, તો તું એનો મોહ મૂકીશ; એનાથી પરા-

ઙ્મુખ થઇશ; અને એનો મોહ જતા તારી સત્ય વસ્તુ ઉપર તને ભાવ આવશે, તેનુ ભાન થશે, તેનું જ્ઞાન થશે, તેનો પ્રત્યક્ષ અનુભવ થશે; માટે વિનય, તું આ સંસારને દારુણુ જાણુ ૧.

स्वजनतनयादिपरिचयगुणै-
-रिह मुधा वध्यसे मूढ रे ।
प्रतिपदं नवनवैरनुभव वैः
परिभवैरसकृदुपगूढ रे ॥ क० २ ॥

અર્થ:—ચેતન ! આ પુત્ર સ્વજનાદિના પરિચયમા ક્ષણે ક્ષણે વારંવાર જાતજાતના, નવાનવા, અનુ-

**સસાર અનુભવ**

કૂળ-પ્રતિકૂળ અનુભવ નથી થતા ? થાય છે કોઇના પરિચયથી હર્ષ થાય છે, કોઇના પરિચયથી શોક થાય છે, કોઇના પ્રસગથી માન, કોઇના પ્રસગથી અપમાન, કોઇના પ્રસગથી તેનું મન દુભાવું, કોઇના પ્રસગથી આપણું દિલ દુભાવું, કોઇનાથી વૈરવિરોધ, કોઇનાથી સ્નેહ, કોઇનાથી અભાવ,--આમ અરસ્પરસ પરિચયથી જાતજાતના અનુભવ થાય છે તો હે ચેતન! એ સ્વજન પુત્રાદિના પરિચયરૂપી દોરડાથી તુ શા માટે ફોકટ બંધાય છે ? એ બધન તને હિતકારી નથી, અહિતકર છે. સ્વજનાદિના સંગપ્રસગથી નકામા બધાવુ એ આ દારુણ સસારનોજ ચમત્કાર છે. તે તું હે વિનય! વિચાર, વિચાર. ૨

घटयसि क्वचनमदमुन्नतेः ।
क्वचिदहो हीनतादीन रे ॥
प्रतिभवं रूपमपरापरं ।
वहसि बत कर्मणाधीन रे ॥ क० ३ ॥

અસ્તોદય અને સમવૃત્તિ

અર્થ:—ચેતન, કોઇ વખત તું ઉન્નતિ પામે છે, અધિકાર પામે છે, માન પામે છે, યશ મેળવે છે, ધન કમાય છે, એ વગેરે રૂપ સારા દિવસો પામી સારી અવસ્થામાં આવે છે ત્યારે અભિમાન નથી કરતો ? કરે છે. તેમ માઠી અવસ્થા આવ્યે દીન–રાંક નથી થતો ? થાય છે. વળી કર્મને વશ પડયો તું ભવભવમાં નવાંનવાં રૂપ નથી કરતો ? કરે છે. કોઇ જન્મમાં નારકી, કોઇમાં તિર્યંચ, કોઇમાં દેવ, કોઈમાં મનુષ્ય, વળી મનુષ્ય ભવમાં પણ કોઇમાં રાજા, કોઇમાં રાંક, કોઇમાં સ્ત્રી કોઇમા નપુંસક ઇત્યાદિ જુદાં જુદાં રૂપે તું નથી જન્મતો ? જન્મે છે. વળી ઘણી વાર તો એક જ ભવમાં જુદી જુદી સારી–માઠી સ્થિતિ–અવસ્થા તું પામે છે. એકજ ભવમાં રાજાપણું, રંકપણું, ધનલાભ, ધનહાનિ, કીર્ત્તિ, અપકીર્ત્તિ આદિ વિરોધી અવસ્થાઓ તું પામે છે. આ બધું મહાખેદ ઉપજાવે એવું છે, પણ ચેતન ! આમાં હર્ષ–ખેદ પામવા જેવું કંઇ નથી. આ સંસારનોજ એવો વિચિત્ર ખેદરૂપ, દુઃખરૂપ સ્વભાવ છે. આ સંસારજ એવો દારુણ છે, તે તું જો; વિચાર. ૩.

जातु शैशवदशापरवशो ।
जातु तारुण्यमदमत्तरे ॥

जातु दुर्जयजराजर्जरो ।
जातु पितृपतिकरायत्त रे ॥ क० ४ ॥

અર્થઃ—જુદા જુદા ભવની વાત તો કોરે મૂક; પણ આ એકજ ભવમાં તું કેવી જુદી જુદી અવસ્થાઓ પામે છે, અને તે દરેકમાં કેવાં દુઃખ છે, તે તું જરા વિચારી જો.

**એકમાં અનેક**

(૧) બાલક અવસ્થામા તું પરવશ રહે છે. ખાવા-પીવા માટે, પહેરવા–ઓઢવા આદિ માટે તારે પારકાને આધીન રહેવું પડે છે.

(૨) યુવાવસ્થામાં તુ મદમાં છાકી જાય છે, એ પણ તનેજ દુઃખ છે.

(૩) જરાવસ્થા—આમાં પ્રતિક્ષણે તારી કાયા લડ-થડવા માંડે છે.

(૪) મરણ–અને છેવટે યમરાજાના હાથ તારા તરફ લંબાવ છે. તે તને લઈ જાય છે અર્થાત્ તું મરણ પામે છે.

આમ એકજ ભવમાં જુદી જુદી માઠી અવસ્થાઓ ભોગ-વવી પડે છે. તે હે વિનય ! આ દારુણ સંસાર છે. તે દારુણ-પણું વિચારી તેમાથી છૂટવાનો પ્રયત્ન આદર. ૪.

व्रजति तनयोऽपि ननु जनकतां ।
तनयतां व्रजति पुनरेप रे ॥
भावयन् विकृतिमिति भवगते–
स्त्यजतमां नृभवशुभशेप रे ॥ क० ५ ॥

**પિતા તે પુત્ર, સંસારની વિકૃતિ!!!**

અર્થ—આ સંસારમાં કોઇ ભવમાં પુત્ર હોય, તે બીજા ભવમાં પિતા થાય છે; વળી તે જ ફરી ભવાંતરે પુત્ર થાય છે. આવી આ સંસારની વિકૃતિ, વિચિત્રતા છે, તે તું વિચાર. અને આ નરભવનાં તારાં કાંઇ પુણ્ય બાકી રહ્યાં હોય તો આ દારુણ સંસારને સર્વથા એકદમ ત્યજી દે. તાત્પર્ય કે તારાં શુભ કર્મ રહ્યાં હશે તોજ તું આ સાત્વિક વિચાર કરી શકીશ; તો જ તને સંસારની અસારતા સૂજશે; અને તોજ તું એથી છૂટી શકીશ, બાકી તારાં પુણ્યનાં શેષ પણ ખવાઇ ગયાં હશે, તો તો તને સર્વજ્ઞ વીતરાગ પરમાત્મા પણ સમજાવી નહિં શકે. પણ ચેતન! તને આ નરદેહ પ્રાપ્ત થયો છે, એ જ હું તો તારૂં પુણ્ય, શુભશેષ સમજું છું; કેમકે તારાં પુણ્ય ખવાઇ ગયાં હત તો તને આ નરદેહ ન મળત. પણ જ્યારે તને એ નરદેહ સાંપડયો છે, તો તારાં એ બાકી રહેલાં પુણ્યનો લાભ લઇ લે; તારી મતિ આ સંસારનો પ્રકાર ચિંતવવામા જોડ. નિશ્ચયે તને આ સંસાર દારુણ લાગશે. ૫

**નરદેહ અને પુણ્ય શેષ**

વળી—

यत्र दुःखार्त्तिगददवलवै-
रनुदिनं दह्यसे जीव रे॥
हंत तत्रैव रज्यसि चिरं।
मोहमदिरामदक्षीव रे ॥ क० ६ ॥

અર્થ--હે જીવ ! તું આ સંસાર-અરણ્યમાં પ્રતિદિવસ દુઃખ,-ચિંતા,-રોગરૂપી દાવાનળવડે બળીઝળી રહ્યો છે; છતાં હજી તું ત્યાંજ રાચી રહ્યો છે! અરે, મોહરૂપી મદિરાપાનથી તારી બુદ્ધિજ વિપરીત થઇ ગઇ છે. મોહ મદિરાનો તને છાક ચડયો છે. ઉન્માદ( Delirium ) થયો છે. નહિં તો જેમાં તને અનેક પ્રકારનાં દુઃખ, માનસિક ચિંતા કે શારીરિક રોગ, પ્રતિક્ષણ હેરાન કરી રહ્યાં છે, તેમાં તારૂં ફરી ફરી રાચવાપણું કેમ હોય? નજ હોય. ચેતન! તને આ મોહથી જ દુઃખ થયું છે; એ મોહ આડે તું સંસારની અસારતા વિચારી શકતો નથી; માટે તું એ મોહ છોડી દઇ આ સંસારનું દારુણ સ્વરૂપ વિચાર ૬.

**મોહ મદિરા અને Delirium**

दर्शयन् किमपि सुखवैभवं ।
संहरंस्तदथ सहसैव रे ॥
विप्रलंभयति शिशुमिव जनं ।
कालबटुकोऽयमत्रैव रे ॥ क० ७ ॥

અર્થ—આ બટુક કાળનો વિપ્રલંભ તો જુઓ. આ "મારા બેટા" કાળની ઠગાઇ તો જુઓ! જેમ કોઇ માણસ બાળકને હીસલાવવા કાઇ ચીજ ઘડીભર આપી પાછી તેની પાસેથી ખૂંચવી લે, તેમ આ કાળ બટુક પણ આ સંસારમાંજ કાંઇક સુખવૈભવનાં દર્શન કરાવ્યાં, ન કરાવ્યાં ત્યાંજ તેને અકસ્માત્ એકી સાથે હરી લે છે. અર્થાત્ આ સંસારમાં કાળરૂપી ચોર લપાઇને બેઠો

**મારો બેટો ઠગ કાળ!!!**

છે. તે ઓચિંતા આયુ હરી લે છે. મનનું ધાર્યું મનમાં રહે છે. એવો દારુણ આ સંસારનો પ્રકાર છે. તેમાં લેશ માત્ર તારે પ્રમાદ કર્તવ્ય નથી. ૭.

सकलसंसारभयभेदकं ।
जिनवचो मनसि निवधान रे ॥
विनय परिणमय निःश्रेयसं ।
विहितशमरससुधापान रे ॥ क० ८ ॥

**સંસારદર્શન અને મોક્ષનો ઉપાય**

**અર્થઃ**—વિનય! સંસાર તો આ પ્રમાણે ભયંકર છે. તે ભયમાંથી તારે છૂટવું હોય તો એ ભયને નાશ કરનારી શ્રી જિનદેવની પવિત્ર વાણી તારા હૃદયમાં ધારણ કર, અને આ શાંત-સુધારસનું પાન કરી પરિણામરૂપે મોક્ષ સુખ પ્રાપ્ત કર. શ્રી સર્વજ્ઞ વીતરાગ પરમાત્માનાં પવિત્ર વચનામૃતોનો વિચાર કરીશ, તો તને આ સંસારની અસારતા માલમ પડશે; સમતા આવશે; અને મોક્ષ-સુખ મળશે. ૮.

## સંસાર કોના જેવો છે?

ઉપમાઃ આ સંસારને જેટલી અધો ઉપમા આપીએ એટલી થોડી છે.

**સંસાર સમુદ્ર**

(૧) **સંસાર સમુદ્ર**—સંસારને તત્ત્વજ્ઞાનીઓ એક મહા-સમુદ્રની પણ ઉપમા આપે છે. સંસારરૂપી સમુદ્ર અનંત અને અપાર છે. અહો! લોકો! એનો પાર પામવા પુરૂષાર્થનો ઉપયોગ કરો, ઉપયોગ કરો, આવાં એમનાં સ્થળે સ્થળે વચનો

છે. સંસારને સમુદ્રની ઉપમા છાજતી પણ છે સમુદ્રમાં જેમ મોજાંની છોળો ઉછળ્યા કરે છે, તેમ સંસારમા વિષયરૂપી અનેક મોજાંઓ ઉછળે છે. જળનો ઉપરથી જેમ સપાટ દેખાવ છે, તેમ સંસાર પણ સરળ દેખાવ દે છે. સમુદ્ર ક્યાંક જેમ બહુ ઉંડો છે અને ભમરીઓ ખવરાવે છે, તેમ સંસાર કામ-વિષય પ્રપંચાદિકમાં બહુ ઉંડો છે, તે મોહરૂપી ભમરીઓ ખવડાવે છે. થોડું જળ ભલે હોય, છતાં જેમ સમુદ્રમાં ઉભા રહેવાથી કાદવમાં ગુચી જઇએ છીએ, તેમ સંસારના લેશ પ્રસગમાં તે તૃષ્ણારૂપી કાદવમા ગુચવી દે છે. સમુદ્ર જેમ નાના પ્રકારના ખરાબા અને તોફાનથી નાવ કે વહાણને જોખમ પહોચાડે છે, તેમ સ્ત્રીઓરૂપી ખરાબા અને કામરૂપી તોફાનથી સંસાર આત્માને જોખમ પહોચાડે છે. સમુદ્ર જેમ અગાધ જળથી શીતળ દેખાતો છતાં વડવાનળ નામના અગ્નિનો તેમા વાસ છે, તેમ સંસારમા માયારૂપી અગ્નિ બળ્યા જ કરે છે. સમુદ્ર જેમ ચોમાસામાં વધારે જળ પામીને ઉંડો ઉતરે છે, તેમ પાપરૂપી જળ પામીને સસાર ઉંડો ઉતરે છે, અર્થાત મજબૂત પાયો કરતો જાય છે.

(૨) **સંસારાનલ**—સસારને બીજી ઉપમા અનલની અગ્નિની છાજે છે. અગ્નિથી કરી જેમ મહાતાપની ઉત્પત્તિ છે, અગ્નિથી બળેલો જીવ જેમ મહા વિલવિલાટ કરે છે, તેમ સસારથી બળેલો જીવ અનંત દુઃખરૂપ નરકથી અસહ્ય વિલ-વિલાટ કરે છે. અગ્નિ જેમ સર્વ વસ્તુનો ભક્ષ કરી જાય છે, તેમ સસારના મુખમા પડેલાંનો તે ભક્ષ કરી જાય છે અગ્નિમાં જેમ જેમ ઘી અને ઇંધન હોમાય છે, તેમ તેમ તે વૃદ્ધ પામે

**સંસાર અગ્નિ**

છે, તેવી જ રીતે સંસારરૂપ અગ્નિમાં તીવ્ર મોહરૂપ ઘી અને વિષયરૂપ ઇંધન હોમાતાં તે વૃદ્ધિ પામે છે.

(૩) **સંસારાંધકાર**—સંસારને ત્રીજી ઉપમા અંધકારની છાજે છે. અંધકારમાં જેમ સિંદરી સર્પનું ભાન કરાવે છે, તેમ સંસાર સત્યને અસત્યરૂપે બતાવે છે. અંધકારમાં જેમ પ્રાણીઓ આમતેમ ભટકી વિપત્તિ ભોગવે છે, તેમ સંસારમાં બેભાન થઇને અનંત આત્માઓ ચતુર્ગતિમાં આમ-તેમ ભટકે છે. અંધકારમાં જેમ કાચ અને હીરાનું જ્ઞાન થતું નથી, તેમ સંસારરૂપી અંધકારમાં વિવેક અવિવેકનું જ્ઞાન થતું નથી. જેમ અંધકારમાં પ્રાણીઓ છતી આંખે અંધ બની જાય છે, તેમ છતી શક્તિએ તેઓ સંસારમાં મોહાંધ બની જાય છે. અંધકારમાં જેમ ઘુવડ ઇત્યાદિનો ઉપદ્રવ વધે છે, તેમ સંસારમાં લોભ, માયાદિકનો ઉપદ્રવ વધે છે. એમ અનેક ભેદે જોતાં સંસાર તે અંધકારરૂપ જ જણાય છે.

**સંસાર અંધકાર**

(૪) **સંસાર શકટચક્ર**—સંસારને ચોથી ઉપમા શકટ એટલે ગાડાંનાં પૈડાંની છાજે છે. શકટ-ચક્ર જેમ ફરતું રહે છે, તેમ સંસારમાં પ્રવેશ કરતાં તે ફરવારૂપે રહે છે. શકટચક્ર જેમ ધરી વિના ચાલી શકતું નથી, તેમ સંસાર મિથ્યાત્વ ધરી વિના ચાલી શકતો નથી. શકટચક્ર જેમ આરાવડે કરીને રહ્યું છે, તેમ સંસાર શકટ પ્રમાદાદિ આરા-વડે ટકયો છે. એમ અનેક પ્રકારે શકટચક્રની ઉપમા પણ સંસારને લાગી શકે છે. સંસારને બીજી ઘણી ઉપમા આપી શકાય એમ છે. સંસાર વન, સંસાર દાવાનલ, સંસારગર્ત,

**સંસારચક્ર**

ઈત્યાદિ. પણ આ ચાર મુખ્ય ઉપમા છે. આમાં તત્ત્વ લેવું યોગ્ય છે.

### (૧) સંસાર સમુદ્ર કેમ તરી શકાય ?

સાગર જેમ મજબુત નાવ અને માહીતગાર નાવિકથી તરીને પાર પમાય છે, તેમ **સદ્ધર્મરૂપી નાવ**, અને **સદ્ગુરૂરૂપી નાવિક**થી સંસારસાગર પાર પામી શકાય છે. સાગરમા જેમ ડાહ્યા પુરૂષોએ નિર્વિઘ્ન રસ્તો શોધી કાઢયો હોય છે, તેમ જિનેશ્વર ભગવાને તત્ત્વજ્ઞાનરૂપ નિર્વિઘ્ન ઉત્તમ રાહ બતાવ્યો છે.

### (૨) સંસારાગ્નિ કેમ ઠારી શકાય ?

અગ્નિ જેમ સર્વને ભક્ષ કરી જાય છે, પરંતુ પાણીથી બૂઝાઈ જાય છે, તેમ **વૈરાગ્યજળથી સંસારાગ્નિ** બૂઝવી શકાય છે.

### (૩) સંસારાંધકાર કેમ ઓલવી શકાય ?

અંધકારમાં જેમ દીવો લઇ જતા પ્રકાશ થતા જોઇ શકાય છે, તેમ તત્ત્વજ્ઞાનરૂપી નિર્ણુજ દીવો સંસારરૂપી અંધકારમા પ્રકાશ કરી સત્ય વસ્તુ બતાવે છે.

### (૪) સંસારચક્ર કેમ અટકે ?

શકટ ચક્ર જેમ બળદ વિના ચાલી શકતું નથી, તેમ સંસારચક્ર રાગદ્વેષ વિના ચાલી શકતુ નથી.

એમ એ સંસાર રોગનુ નિવારણ ઉપમાવડે અનુપાનાદિ પ્રતીકાર સાથે કહ્યું આત્માર્થીએ પોતે એ નિરંતર મનન કરવા અને બીજાને બોધવા યોગ્ય છે.

આ સંસારભાવનાનું સ્વરૂપ ભાવતાં ઘણા મહાનુભાવો પરમસિદ્ધિને પામ્યા છે. તેમાં મૃગાપુત્ર પણ એક મહાપુરૂષ થઇ ગયા છે. તેનું ચરિત્ર બહુ બોધક હોવાથી અત્રે આપ્યું છે, તે વિચારવા જેવું છે.

## મૃગાપુત્ર.

"અનંત સૌખ્ય નામ દુઃખ ત્યાં રહી ન મિત્રતા,
"અનંત દુઃખ નામ સૌખ્ય પ્રેમ ત્યાં વિચિત્રતા;
"ઉઘાડ ન્યાય નેત્રને નિહાળ રે નિહાળ તું,
"નિવૃત્તિ શીઘ્રમેવ ધારી તે પ્રવૃત્તિ બાળ તું.

"નાના પ્રકારનાં મનોહર વૃક્ષથી ભરેલા ઉદ્યાનોવડે સુગ્રીવ નામનું એક સુશોભિત નગર છે. તે નગરના રાજ્યાસન પર બળભદ્ર નામનો એક રાજા થયો. તેની પ્રિયંવદા પટરાણીનું નામ મૃગા હતું. એ પતિ-પત્નીથી બલશ્રી નામે એક કુમારે જન્મ લીધો હતો. મૃગાપુત્ર એવું એનું પ્રખ્યાત નામ હતું. જનક—જનેતાને તે અતિ વલ્લભ હતો. એ યુવરાજ. ગૃહસ્થાશ્રમમાં રહ્યા છતાં સંયતિના ગુણને પામ્યો હતો એથી કરીને દમીશ્વર એટલે યતિમાં અગ્રેસર ગણવા યોગ્ય હતો."

"તે મૃગાપુત્ર શિખરબંધ આનંદકારી પ્રાસાદમાં પોતાની સ્ત્રી સાથે દોગંદુક દેવનાની પેઠે વિલાસ કરતો હતો નિરંતર પ્રમોદ સહિત મનથી વર્ત્તતો હતો. ચંદ્રકાંતાદિક મણિ તેમજ વિવિધ રત્નથી પ્રાસાદનો પટશાળ જડિત હતો. એક દિવસ તે કુમાર પોતાના ગોખમાં બેસી ચોતરફ આખા નગરને નિરખી રહ્યો છે.

**મુનિનું દર્શન, જાતિસ્મરણજ્ઞાન અને વૈરાગ્યનું પ્રકટવું**

તેવામાં એક મ્હોટા ચોક ઉપર તેની દૃષ્ટિ પડી. ત્યાં તેણે એક પરમ શાંત મુનિને જોયા. તેને મૃગાપુત્ર નિહાળી નિહાળીને જોવા લાગ્યા. નિરખી નિરખીને જોતાં યાદ આવ્યું હોય એમ બોલ્યાઃ હું જાણું છું કે આવું રૂપ મેં ક્યાંક દીઠું છે. આમ બોલતાં બોલતાં રાજકુમાર શોભનિક પરિણામ પામ્યા, તેનો મોહપટ ટળ્યો અને ઉપશમ પામ્યા, જાતિસ્મરણ જ્ઞાન થયું. પૂર્વભવનું સ્મરણ થતાં, તે મહાઋદ્ધિના ભોક્તા મૃગાપુત્રને પૂર્વના ચારિત્રની સ્મૃતિ થઇ, એકદમ વિષય ઉપરથી એનો રાગ નાશ પામ્યો. માતાપિતા સમીપે આવી બોલ્યા કે–" પૂર્વ ભવમાં મેં પાચ મહાવ્રત સાંભળ્યાં હતાં. તિર્યંચના અનંત દુઃખ પણ મે સાંભળ્યાં હતાં એ અનંત દુઃખથી નિવૃત્તવાનો હું હવે અભિલાષી થયો છું. સંસારરૂપી સમુદ્રથી પાર પામવા માટે ગુરૂજનો, મને તે પાંચ મહાવ્રત ધારણ કરવાની અનુજ્ઞા આપો. "

" કુમારના નિવૃત્તિથી ભરેલાં વચનો સાંભળીને માતાપિતાએ ભોગ ભોગવવાનું આમંત્રણ કર્યું. આમંત્રણ વચનથી ખેદ પામીને મૃગાપુત્ર એમ કહે છેઃ—

**વિષયભોગ કિંપાક ફળ.**

" અહો માત અને અહો તાત ! જે ભોગોનું તમે મને આમંત્રણ કરો છો, તે ભોગ મેં ભોગવ્યા. તે ભોગ વિષફળ, કિંપાક ફળ જેવા છે. ભોગવ્યા પછી કડવા વિપાકને આપે છે એ ભોગ સદૈવ દુઃખોત્પત્તિનાં કારણ છે. આ શરીર અનિત્ય અને કેવળ અશુચિમય છે. અશુચિથી ઉત્પન્ન

થયું છે. જીવનો એ અશાશ્વત વાસ છે, અનંત દુઃખનો હેતુ છે; રોગ, જરા અને કલેશાદિનું એ શરીર ભાજન છે. એ શરીરને વિષે હું કેમ રતિ કરૂં ? બાળપણે એ છાંડવું છે, કે વૃદ્ધપણે એવો આ શરીરનો નિયમ નથી. જે શરીર પાણીના પરપોટા જેવું છે, તે શરીર વિષે સ્નેહ કેમ યોગ્ય હોય ? મનુષ્યપણામાં પણ એ શરીર પામીને કોઢ, જ્વર વિગેરે વ્યાધિને તેમજ જરા-મરણને વિષે ગ્રહાવું રહ્યું છે, તેમાં હું કેમ પ્રેમ બાંધું ? જન્મનું દુઃખ, જરાનું દુઃખ, રોગનું દુઃખ, કેવળ દુઃખના હેતુ સંસારમાં છે. ભૂમિ—ક્ષેત્ર, કંચન, કુટુંબ, આવાસ, પુત્ર, પ્રમદા, બાંધવ એ બધાને છાંડીને માત્ર કલેશ પામીને આ શરીરમાથી ચોક્કસ જવું છે. કિંપાક વૃક્ષનાં ફળનું પરિણામ સુખદાયક નથી, તેમ ભોગનું પરિણામ પણ સુખદાયક નથી. જેમ કોઇ પુરૂષ મહાપ્રવાસને વિષે જતાં સાથે અન્નજળ ન લે અને ક્ષુધા-તૃષાથી દુઃખી થાય, તેમ ધર્મના

**પુણ્ય સંબલ.**

અનાચરણથી પુરૂષ પરભવ પ્રતિ પરવરતાં સુખ ન પામે, જન્મ-જરાદિકનાં દુઃખ પામે મહાપ્રવાસમાં પ્રયાણ કરતાં કોઇ પુરૂષ અન્નજળ સાથે લે અને ક્ષુધા-તૃષાથી પીડિત ન થાય, તેમ ધર્મનો આચરનાર પુરૂષ પરભવને વિષે પરવરતાં સુખ પામે, અલ્પ કર્મવાળો હોય, અશાતાવેદનીય રહિત હોય. હે પવિત્ર માતાપિતા! જેમ કોઇ ગૃહસ્થના ઘરમાં આગ લાગે છે ત્યારે તે ઘરધણી અમૂલ્ય વસ્ત્રાદિ લઇ જીર્ણ વસ્તુ રહેવા દે છે, તેમ આ લોક બળતા દેખી જીર્ણ વસ્ત્રરૂપ જરા-મરણને છાંડીને અમૂલ્ય આત્માને તમે આજ્ઞા આપો એટલે હું તારીશ."

**ચારિત્રનું સ્વરૂપ અને તેની દુષ્કરતા**

"મૃગાપુત્રના વચન સાંભળીને શોકાર્ત્ત થયેલા એનાં માતા-પિતા બોલ્યાં:-હે પુત્ર આ તું શું કહે છે ? ચારિત્ર પાળવું બહુ દુષ્કર છે. ક્ષમાદિ ગુણને યતિએ ધરવા પડે છે, રાખવા પડે છે, યતનાથી સાચવવા પડે છે. સંયતિએ મિત્રમા અને શત્રુમાં સમભાવ રાખવો પડે છે. સયતિને પોતાના આત્મા ઉપર અને પરાત્મા ઉપર સમબુદ્ધિ રાખવી પડે છે. અથવા સર્વ જગત્ ઉપર સરખો ભાવ રાખવો પડે છે. એવું

**પંચમહાવ્રત**

એ **પ્રાણાતિપાતવિરતિ પ્રથમ વ્રત** યાવજ્જીવ પાળવું દુષ્કર તે પાળવું પડે છે સંયતિને સદાકાળ અપ્રમાદપણે મૃષા-વચનનું વર્જવું, હિતવચન વદવું, એવું પાળતાં દુષ્કર **બીજું મૃષાવાદવિરતિ વ્રત** ધારવું પડે છે. સંયતિને દંતશોધન અર્થે એક સળીનું પણ અદત્ત વર્જવુ, નિર્વદ્ય અને દોષ રહિત ભિક્ષાનું આચરવું, એવું પાળવું દુષ્કર **ત્રીજું અદત્તાદાન વિરમણવ્રત** ધારણ કરવું પડે છે કામભોગના સ્વાદ અને મૈથુન સેવન ત્યાગીને **બ્રહ્મચર્યરૂપ ચોથુ મૈથુનવિરતિવ્રત** ધારણ કરવું પડે છે, તેમજ ધન, ધાન્ય, દાસ, પરિગ્રહ, મમત્વ, સઘળા પ્રકારનો આરંભ,-એ બધાના ત્યાગરૂપ નિર્મમત્વપણે **પાંચમુ પરિગ્રહ વિરમણવ્રત** ધારણ કરવુ પડે છે. આ બધા વ્રતો પાળવા અતિ અતિ વિકટ અને દુષ્કર છે. વળી રાત્રિભોજનનો ત્યાગ, ઘૃતાદિ પદાર્થ વાસી રાખવાનો ત્યાગ,- આ અતિ દુષ્કર છે, માટે, તુ હે પુત્ર, ચારિત્ર ચારિત્ર શું કરે છે? ચારિત્ર ખાડાની ધાર છે. ભૂખના પરીષહ, તરસના

**બાવીશ પરીષહ અને ખાંડાની ધાર**

પરીષહ, ટાઢ–તાપના પરીષહ, ડાંસ-મચ્છરના પરીષહ, આક્રોશ, ઉપાશ્રય, તૃણસ્પર્શ, મલ એ વગેરેના પરીષહ સહન કરવા. આવું વિકટ ચારિત્ર કેમ પાળી શકાય? વધના પરીષહ, બંધના પરીષહ કેવા વિકટ? ભિક્ષાચરી કેવી દુષ્કર? મળ્યું ન મળ્યું–યાચના કરવી કેવી દુઃખદ? યાચના કરતાં છતાં ન મળે, એ અલાભ પરીષહ કેવો દુઃખદ? કાયર પુરૂષના હૃદયને ભેદી નાખનારૂં કેશ-લુંચન કેવું વિકટ છે? પુત્ર, તું વિચાર કર. કર્મવૈરીને રૌદ્ર એવું બ્રહ્મચર્ય કેવું વિકટ છે? ખરે, અધીર આત્માને એ બધાં અતિ અતિ વિકટ છે. પ્રિય પુત્ર! તું સુખ ભોગવવા યોગ્ય છે. અતિ રમણીય રીતે નિર્મળ સ્નાન કરવાને તારૂં સુકુમાર શરીર યોગ્ય છે. પ્રિય પુત્ર! નિશ્ચય તું ચારિત્ર પાળવાને સમર્થ નથી. યાવજ્જીવ એમાં વિસામો નથી. સંયતિના મહાગુણનો સમુદાય લોઢાની પેઠે બહુ ભારે છે. સંયમભાર વહન કરવો અતિ અતિ વિકટ છે. આકાશગંગાના સામે પાર જવું જેમ દોહિલું છે, તેમ યૌવન વયને વિષે સંયમ મહાદુષ્કર છે. સામે પ્રવાહે જવું જેમ દુઃકર છે તેમ યૌવનને વિષે સંયમ મહાદુર્લભ છે. ભુજાએ કરીને જેમ સમુદ્ર તરવો દુર્લભ છે તેમ સંયમ-ગુણ-સમુદ્ર તરવો યૌવનમાં મહા દુર્લભ છે. વેળુનો કવલ જેમ નીરસ છે, તેમ સંયમ પણ નીરસ છે. ખડ્ગધારા પર ચાલવું જેમ વિકટ છે તેમ તપ આચરવું મહાવિકટ છે. જેમ સર્પ એકાંત દૃષ્ટિથી ચાલે છે, તેમ ચારિત્રમાં ઇર્યાસમિતિ માટે એકાંતિક

**લોઢાના જવ ચાવવા અને સંયમ**

ચાલવું મહાદુર્લભ છે. હે પુત્ર! જેમ લોઢાના જવ ચાવવા દુર્લભ છે તેમ સંયમ

**આચરવો.** આચરતાં દુર્લભ છે. જેમ અગ્નિની શિખા પીવી દુર્લભ છે તેમ જુવાનીમાં યતિ થવું મહાદુર્લભ છે. જેમ ત્રાજવે કરી મેરુ તોલવો દુર્લભ છે તેમ નિશ્ચળપણાથી, નિઃશંકતાથી દશવિધ યતિધર્મ પાળવો દુષ્કર છે. ભુજાએ કરી સ્વયંભૂરમણ સમુદ્ર તરવો જેમ દુષ્કર છે, તેમ જે નથી ઉપશમવંત તેને ઉપશમરૂપી સમુદ્ર તરવો દોહીલો છે. હે પુત્ર ! શબ્દ, ગંધ, રૂપ, રસ, સ્પર્શ એ પાંચ પ્રકારે મનુષ્ય સંબંધી ભોગ ભોગવી ભુક્તભોગી થઇને વૃદ્ધપણામાં તું ધર્મને આચરજે."

**Where there is will, there is way વિરક્તને સંયમ સુકર.** " માતાપિતાનો ભોગ સંબંધી ઉપદેશ સાંભળી તે મૃગાપુત્ર માતા-પિતા પ્રતિ એમ બોલી ઉઠ્યા કે—વિષયની વૃત્તિ ન હોય તેને સંયમ પાળવો કંઇએ દુષ્કર નથી. આ આત્માએ શારીરિક અને માનસિક વેદના અશાતારૂપે અનંતવાર સહી છે; ભોગવી છે. મહાદુઃખથી ભરેલી, ભયને ઉપજાવનારી અતિ રૌદ્ર વેદના આ આત્માએ ભોગવી છે. જન્મ-જરા-મરણ એ ભયનાં ધામ છે. ચતુર્ગતિરૂપ સંસારાટવીમાં ભમતાં અતિ રૌદ્ર દુઃખો મેં ભોગવ્યાં છે. હે ગુરૂજનો ! મનુષ્ય લોકમાં, જે અગ્નિ અતિશય ઉષ્ણ મનાયો છે, તે અગ્નિથી અનંતગણી ઉષ્ણ તાપ-

**નર્કની યાતના** વેદના નર્કને વિષે આ આત્માએ ભોગવી છે. મનુષ્ય લોકમાં જે ટાઢ અતિ શીતળ મનાઇ છે, એ ટાઢથી અનંતગણી ટાઢ નર્કને વિષે અશાતાએ આ આત્માએ ભોગવી છે. લોહમય ભાજન-તેને વિષે ઉંચા પગ બાંધી, નીચું મસ્તક કરીને દેવતાએ વૈક્રિય કરેલા આકરા

બળતા અગ્નિમાં આક્રંદ કરતાં આ આત્માએ અત્યુગ્ર દુઃખ ભોગવ્યાં છે. મહાદવના અગ્નિ જેવા મરુદેશમાં જે વેળુ છે તે વેળુ જેવી વજ્રમય છે, તેવી વજ્રમય વેળુ કદંબ નામે નદીની છે. તે સરીખી ઉષ્ણ વેળુમાં પૂર્વે મારા આ આત્માને અનંતીવાર બાળ્યો છે. નર્કમાં મહારૌદ્ર પરમાધામીએ મારા કડવા વિપાકને લઇ અનંતીવાર ઉંચા વૃક્ષની શાખાએ મને બાંધ્યો હતો. બંધવ રહિત એવા મને લાંબી કરવત લઇ છેદ્યો હતો. અતિ તીક્ષ્ણ કંટકે કરી વ્યાપ્ત ઉંચા શાલ્મલી વૃક્ષને વિષે બાંધીને મહાખેદ પમાડ્યો હતો. પાશે કરીને બાંધી આઘો-પાછો ખેંચવે કરી મને અતિ દુઃખી કર્યો હતો. મહા અસહ્ય કોલ્હુને વિષે શેલડીની પેઠે આક્રંદ તરતો હું અતિ રૌદ્રતાથી પીડાયો હતો એ ભોગવવુ પડયુ, તે માત્ર મારા અશુભ કર્મના અનંતીવાર ઉદયથી જ હતું. શ્વાનરૂપે સામનામા પર-માધામીએ કીધો. શબલનામા પરમાધામીએ તે શ્વાનરૂપે મને ભોંયપર પાડ્યો,-જીર્ણ વસ્ત્રની પેઠે ફાડ્યો; વૃક્ષની પેરે છેદ્યો; એ વેળા હું અતિ અતિ તરફડતો હતો.”

**કદંબ નદીની વેળુ**

**ખીજડાનાં ઝાડનાં કાંટા**

“વિકાળ ખડ્ગે કરી, ભાલાએ કરી, તથા બીજા શસ્ત્ર-વડે કરી મને તે પ્રચંડીઓએ વિખંડ કીધો હતો. નર્કમાં પાપ-કર્મે જન્મ લઇને વિષમ જાતિના ખંડનું દુઃખ ભોગવ્યામાં મણા રહી નથી.

પરતંત્ર કરી અનંત પ્રજ્વલિત રથમાં રોઝની પેઠે પરાણે મને જોતર્યો હતો. મહિષની પેઠે દેવતાના વૈક્રિય કરેલા અગ્નિમાં

હું બળ્યો હતો. ભડથું થઇ અશાતાથી અત્યુગ્ર વેદના ભોગવતો હતો. ઢંક-ગીધ નામના વિકરાળ પક્ષીઓની સાણસા જેવી ચાંચથી ચુંથાઇ અનંત વલવલાટથી કાયર થઇ હું વિલાપ કરતો હતો તૃષાને લીધે જળપાનનું ચિંતવન કરી વેગમાં દોડતાં, વૈતરણીનું છરપલાની ધાર જેવું અનત દુઃખદ પાણી પામ્યો હતો. જેનાં પાંદડાં તીવ્ર ખડ્ગની ધાર જેવા છે, મહાતાપથી જે તપી રહ્યું છે, તે અસિપત્રવન હું પામ્યો હતો. ત્યાં

**અસિપત્રવન**

આગળ પૂર્વકાળે મને અનંતવાર છેદ્યો હતો. મુદ્ગરથી કરી, તીક્ષ્ણ શસ્ત્રથી કરી, ત્રિશૂળથી કરી, મૂશળથી કરી તેમજ ગદાથી કરી મારાં ગાત્ર ભાગી નાંખ્યા હતા શરણરૂપ સુખ વિના હું અશરણરૂપ અનંત દુઃખ પામ્યો હતો. વસ્ત્ર પેઠે મને છરપલાની તીક્ષ્ણ ધારે કરી, પાળીએ કરી, અને કાતરણીથી કરી કાપ્યો હતો. મારા ખંડોખંડ કટકા કર્યા હતા. મને તિર્છો છેદ્યો હતો. ચરરર કરતી મારી ત્વચા ઉતારી હતી, એમ હું અનંત દુ.ખ પામ્યો હતો પરવશતાથી મૃગની પેઠે અનંતવાર પાશમા હું સપડાયો હતો. પરમાધામીએ મને મગરમચ્છરૂપે જાળ નાખી અનંતવેળા દુઃખ આપ્યું હતું. સિંચાણારૂપે પંખીની પેઠે જાળમા બાંધી અનંતવાર મને હણ્યો હતો. ફરશી ઇત્યાદિક શસ્ત્રથી કરીને મને અનંતીવાર વૃક્ષની પેઠે કૂટીને મારા સૂક્ષ્મ છેદ કર્યા હતા. મુદ્ગરાદિકના પ્રહારવતી લોહકાર જેમ લોહ ટીપે, તેમ મને પૂર્વ-

**પરમાધામી લુહાર**

કાળે પરમાધામીઓએ અનંતીવાર ટીપ્યો હતો. ત્રાંબું, લોઢું અને સીસું અગ્નિથી ગાળી તેનો કળકળતો રસ મને અનંત વાર પાયો હતો. અતિ રૌદ્રતાથી તે પરમાધામીઓ મને એમ

કહેતા હતા કે પૂર્વભવમાં તને માંસ પ્રિય હતું, તે લે આ માંસ. એમ મારા શરીરના ખંડેખંડ કટકા મેં અનંતીવાર ગળ્યા હતા. મદ્યની વલ્લભતા માટે પણ એથી કંઇ ઓછું દુઃખ પડયું નહોતું. એમ મેં મહાભયથી, મહાત્રાસથી, મહાદુઃખથી કંપાયમાન કાયાએ અનંત વેદના ભોગવી હતી. જે સહન કરતાં અતિ તીવ્ર-રૌદ્ર અને ઉત્કૃષ્ટ કાળસ્થિતિની વેદના, સાંભળતાં પણ અતિ ભયકર, અનંતવાર તે નર્કમાં મેં ભોગવી હતી. જેવી વેદના મનુષ્ય લોકમાં છે તેવી દેખાતી પણ તેથી અનંતગણી અધિક અશાતાવેદની નર્કને વિષે રહી હતી. સર્વ ભવને વિષે મેં અશાતાવેદની ભોગવી છે. મેષાનુમેષ માત્ર પણ ત્યાં શાતા નથી. એ પ્રમાણે મૃગાપુત્રે વૈરાગ્ય ભાવથી સંસાર પરિભ્રમણ દુઃખ કહ્યાં."

"એના ઉત્તરમા માતા-પિતા બોલ્યાં: કે હે પુત્ર ! જો તારી ઇચ્છા દીક્ષા લેવાની છે, તો દીક્ષા ગ્રહણ કર; પણ ચારિત્રમાં રોગોત્પત્તિ વેળા વૈદક કોણ કરશે? દુઃખ નિવૃત્તિ કોણ કરશે? એ વિના બહુ દોહિલું છે."

**મૃગચર્યા અને સંયમ**

"મૃગાપુત્રે કહ્યું:—એ ખરું, પણ તમે વિચારો, કે અટવીમાં મૃગ તેમજ પંખી એકલું હોય છે. તેને રોગ ઉત્પન્ન થાય છે, ત્યારે તેનું વૈદું કોણ કરે છે? જેમ વનમાં મૃગ વિહાર કરે છે તેમ હું ચારિત્રવનમાં વિહાર કરીશ; અને સત્તર ભેદે શુદ્ધ સંયમનો રાગી થઇશ. બાર ભેદે તપ આદરીશ; અને મૃગચર્યાથી વિચરીશ. મૃગને વનમાં રોગનો ઉપદ્રવ થાય છે, ત્યારે તેનું વૈદું કોણ કરે છે? એમ પુનઃ કહી તે બોલ્યો,

કે—કોણ તે મૃગને ઔષધ દે છે? કોણ તે મૃગને આનંદ, શાંતિ, અને સુખ પૂછે છે? કોણ તે મૃગને આહાર–જળ આણી આપે છે? જેમ તે મૃગ ઉપદ્રવ મુક્ત થયા પછી વનગહને જ્યાં સરોવર હોય છે ત્યાં જાય છે, તૃણાદિકનું–પાણીનું સેવન કરે છે અને પાછું જેમ તે મૃગ વિચરે છે, તેમ હું વિચરીશ. એ મૃગરૂપચર્યા હું આચરીશ. એમ હું મૃગની પેઠે સંયમવંત હોઇશ. અનેક સ્થળે વિચરતો યતિ મૃગની પેઠે અપ્રતિબદ્ધ રહે. મૃગની પેઠે વિચરીને, મૃગચર્યા સેવીને, સાવદ્ય ટાળીને, યતિ વિચરે જેમ મૃગ તૃણ—જળાદિકની ગોચરી કરે, તેમ યતિ ગોચરી કરીને સંયમભાર નિર્વાહ કરે દુરાહાર માટે ગૃહસ્થને હીલે નહિં; નિંદા કરે નહિ, એવો સંયમ હું આચરીશ"

"એવં પુત્તા જહાસુખં."—હે પુત્ર, તને સુખ ઉપજે એમ કર. એમ માતા–પિતાએ અનુજ્ઞા આપી. અનુજ્ઞા મળ્યા પછી મમત્વ ભાવ છેદીને જેમ મહાનાગ કંચુકી છોડી ચાલ્યો જાય છે, તેમ તે મૃગાપુત્ર સંસાર ત્યાગી સંયમધર્મમાં સાવધાન થયા. કંચન, કામિની, મિત્ર, પુત્ર, જ્ઞાતિ અને સગા–સંબંધીઓના ત્યાગી થયા. વસ્ત્રને ધૂણી જેમ રજ ખંખેરી નાંખીએ, તેમ તે સઘળા પ્રપંચ ત્યાગીને દીક્ષા લેવા માટે નીકળી પડ્યા પવિત્ર પંચમહાવ્રત યુક્ત થયા.

**સંયમસ્વરૂપ.** પચ સમિતિથી સુશોભિત થયા. ત્રિગુપ્તાનુગુપ્ત થયા. બાહ્યાભ્યંતરે બાર પ્રકારના તપથી સંયુક્ત થયા. મમત્વ રહિત થયા. નિરહંકારી થયા. સ્રિયાદિકના સંગ રહિત થયા. સર્વાત્મભૂતમાં એનો સમાન ભાવ થયો. આહાર–પાન પ્રાપ્ત થાઓ કે ન થાઓ, સુખ ઉપજો કે દુઃખ, જીવિતવ્ય હો કે મરણ હો, કોઇ સ્તુતિ કરો કે કોઈ નિંદા

કરો, કોઇ માન દ્યો કે કોઇ અપમાન દ્યો, તે સઘળા પર તે સમભાવી થયા. ઋદ્ધિ,રસ અને શાતા એ ત્રિગારવના અહંપદથી તે વિરક્ત થયા. મનદંડ, વચનદંડ અને તનદંડ નિવર્ત્તાવ્યા. ચાર કષાયથી વિમુક્ત થયા. માયાશલ્ય, મિથ્યાત્વ શલ્ય અને નિદાનશલ્ય એ ત્રણ શલ્યથી વિરાગી થયા. સપ્ત મહાભયથી એ અભય થયા. હાસ્ય અને શોકથી નિવર્ત્ત્યા. નિદાન રહિત થયા. રાગ–દ્વેષરૂપી બંધનથી છૂટી ગયા. વાંચ્છા રહિત થયા. સર્વ પ્રકારના વિલાસથી રહિત થયા. કરવાલથી કોઇ કાપે અને કોઇ ચંદન વિલેપન કરે, તે પર સમભાવી થયા. પાપ આવવાનાં સઘળાં દ્વાર તેણે રૂંધ્યા. શુદ્ધ અંતઃકરણ સહિત ધર્મધ્યાનાદિક વ્યાપારે તે પ્રશસ્ત થયા. જિનેંદ્ર શાસનતત્ત્વ પરાયણ થયા. જ્ઞાને કરી, આત્મ ચારિત્રે કરી, સમ્યક્ત્વે કરી, તપે કરી, પ્રત્યેક મહાવ્રતની પાંચ ભાવના એમ પાંચ મહાવ્રતની પચીશ ભાવનાએ કરી અને નિર્મળતાએ કરી એ અનુપમ વિભૂષિત થયા. સમ્યક્ પ્રકારે ઘણાં વર્ષ સુધી આત્મ ચારિત્ર પરિષેવીને એક માસનું અનશન કરીને તે.મહાજ્ઞાની યુવરાજ મૃગાપુત્ર પ્રધાન મોક્ષગતિએ પરવર્યા.

**મૃગાપુત્રની વીતરાગતા.**

તત્ત્વજ્ઞાનીઓએ સપ્રમાણ સિદ્ધ કરેલી બાર ભાવનામાંની સંસાર ભાવના દૃઢ કરવા આ મૃગાપુત્રનું ચરિત્ર અહિં વર્ણવ્યું. મહર્ષિ મૃગાપુત્રનું સર્વોત્તમ ચરિત્ર સંસાર પરિભ્રમણ નિવૃત્તિનો અને તે સાથે અનેક પ્રકારની નિવૃત્તિનો બોધ આપે છે.”*

*શ્રી અનાથી મુનિ, મૃગાપુત્ર એ આદિનો આ ભાવનાઓમાં જે સદ્બોધક કથાપ્રસંગ દાખલ કર્યો છે, તે મ્હોટે ભાગે શ્રી મોક્ષમાળા

॥ इति श्री शांतसुधारसगेय काव्ये संसारभावनाविभावनो नाम तृतीयः प्रकाशः ॥

ઇતિ શ્રી શાંતસુધારસ નામના ઢાળબદ્ધ કાવ્યમાં સંસાર ભાવના નામનો ત્રીજો પ્રકાશ સમાપ્ત.



તથા ભાવનાબોધમાંથી લીધેલ છે. એ પ્રસંગો શ્રી ઉત્તરાધ્યયનાદિ પવિત્ર સૂત્રોના ભાષાનુવાદરૂપે છે એ કથાઓનો મુખ્ય આશય તો તત્ત્વજ્ઞાનનો બોધ છે, છતાં તે પ્રસંગોની એ પવિત્ર સૂત્રોમાંની ભાષા ગદ્યપદ્ય પણ એવા ચમત્કારિક, અર્થ સંગીતવાળા, અલંકારિક, ગૂઢરહસ્યમય છે કે વિદ્વાનોને વિનોદનું સ્થાન થઇ પડે છે વિનોદરૂપે ઉપદેશ આપે છે શ્રી મૃગાપુત્રનં' આ ગુજરાતી ચરિત્ર એનો ખ્યાલ આપે એમ છે

# ચોથી એકત્વ ભાવના.

॥ स्वागतावृत्तं ॥

एक एव भगवानयमात्मा,
ज्ञानदर्शन तरंगसरंगः ॥
सर्वमन्यदुपकल्पितमेतत्,
व्याकुलीकरणमेव ममत्वं ॥१॥

અર્થઃ—એકજ ભગવાન્ તે આ આત્મા છે. જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ તેના ગુણ છે. તેમા તે આનંદ-
આત્મા એકલો કલ્લોલ કરી રહ્યો છે બાકી આ બીજું બધુ કલ્પના માત્ર છે; વાસ્તવિક નથી. તે પર મમતા રાખવી એ વ્યાકુલતાનુંજ કારણ છે. ૧

॥ वैतालीयवृत्तं ॥

अबुधैः परभावलालसा–
लसदज्ञानदशानशात्मभिः ॥
परवस्तुषु हा स्वकीयता,
विषयावेशवशाद्विकल्प्यते ॥२॥

અર્થ.—પર વસ્તુમા અત્યંત તીવ્ર ઇચ્છા-મોહ રાખવા એ અજ્ઞાન દશાનું કારણ છે વિષયના આવેશમા તણાવાથી પરવસ્તુને વિષે મારાપણાની બુદ્ધિ થાય છે. અર્થાત્ વાસ્તવિક રીતે પૌદ્‌ગલાદિક પારકી વસ્તુઓમાં જીવ મમત્વ કરે છે આમ પર વસ્તુમાં મમત્વ રાખનારા કેવળ અબુધ છે, બોધ રહિત,-અજ્ઞાની છે. અજ્ઞાની જીવોજ પરભાવમા આસક્ત થઇ સ્વ સ્વ ભાવપર આવરણ આણે છે એઓજ વિષયવિવશ થઇ પરવસ્તુને "આ મારી, આ મારી" એમ કલ્પે છે વસ્તુત આત્મા એકલો છે, જ્ઞાન-દર્શન-ચારિત્ર જ તેના આત્મા અસગ પોતાના ઋદ્ધિ-પરિવાર છે એને ગૃહ, કુટુબ, પરિગ્રહાદિક પરવસ્તુ સાથે કશો સબધ નથી એ એના નથીજ, છતા એને પોતાના ગણી મમત્વ દાખવે છે અને વ્યાકુળ-દુખી થાય છે, એ ખરેખર ખેદવાર્ત્તા છે ૨

कृतिना दयितेति चिंतनं
परदारेषु यथा निपत्तये ॥
विविधार्त्तिभयावहं तथा
परभावेषु ममत्वभावनं ॥ ३ ॥

અર્થ —પારકી સ્ત્રીઓ પ્રતિ આ મારી સ્ત્રી એમ ચિતવન ્યવાન્ જીવોને જેમ વિપત્તિનુ કારણ થાય છે, તેમ સ્વ સ્વભાવને છાડી પરભાવમા મમત્વ દાખવવુ એ જાતજાતન દુખ અને ભય ઉપજાવે છે ૩.

अधुना परभावसंवृत्ति
हर चेतः परितोऽवगुंठितं ॥
क्षणमात्मविचारचंदन—
द्रुमवातोर्मिरसाः स्पृशंतु मां ॥ ४ ॥

અર્થઃ—આમ પર વસ્તુના મમત્વને દુઃખ-ભયનાં કારણ જાણી, ચેતન, ચોતરફ બિછાવેલી પરભાવરૂપી ચાદર સંકેલી મૂક; ચોતરફ ગુંથેલી પરભાવ જાલ સમેટી લે; પરભાવ મમત્વનો નાશ કર; અને આત્મ વિચારરૂપ બાવનાચંદન પાસેથી આવતી પવનની લહેરો મને સ્પર્શ કરી આનંદ આપો; જેમ ચંદન વૃક્ષનો વાયુ આસપાસ સુગંધ ફેલાવી આનંદ આપે છે તેમ આત્મ વિચારરૂપ ચંદનવાયુ મને મીઠી સુગંધ આપો; અર્થાત્ ચેતન, તુ તારા વિચારમાં લીન થાઃ પરવચાર મૂકી દે. ૪.

॥ अनुष्टुब्वृत्तं ॥

एकतां समतोपेतामेना मात्मन् विभावय ।
लभस्व परमानंदसंपदं नमिराजवत् ॥ ५ ॥

અર્થઃ—આત્મા, તું એકલો છે; તું એકલો આવ્યો; એકલો જઇશ; પાપ-પુણ્ય એકલો ભોગવીશ; બીજું કોઇ તારી સાથે નહિં આવે; એકલો જન્મ્યો; એકલો મરીશ.

એગોહં

"આયા એકિલા, જવું એકિલા."

આમ બીજા સાથે સ્પર્શના પણ તારે નથી; કાંઇ લેવા-દેવા નથી. તારૂં તે તારી પાસે છે. જ્ઞાન, દર્શનાદિ તારાં છે તે તારી પાસે છેઃ બાકી બીજું કાંઇ તારૂં નથી.

" एगोहं नथ्थि मे कोइ, नाहमन्नस्स कस्सइ, ।
एगो मे सासओ अप्पा, नाणदंसण संजुओ ॥ "

હું એકલો છું; મારૂં કોઇ નથી; હું બીજા કોઇનો નથી; જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ હું શાશ્વત આત્મા છું." આમ હે! ચેતન, સમતા આદરી, તું આ એકત્વ ભાવના ભાવ, અને આ એકત્વ ભાવના ભાવતાં જેમ નમિરાજર્ષિ પરમાનંદરૂપ સંપત્તિ પામ્યા, તેમ તું પણ એકત્વ ભાવી પરમાનંદ સંપદા પામ. ૫.

* નમિરાજર્ષિ.

" શરીરમાં વ્યાધિ પ્રત્યક્ષ થાય,
" તે કોઇ અન્યે લઇ ના શકાય;
" એ ભોગવે એક સ્વ આત્મ પોતે,
" એકત્વ એથી નય સુજ્ઞ ગોતે. "

—શ્રીમદ્ રાજચંદ્ર.

મહાપુરૂષના આ ન્યાયને અચળ કરનાર શ્રી નમિરાજર્ષિ અને શક્રેંદ્રનો વૈરાગ્યોપદેશક સંવાદ બહુ બોધદાયક છે. નમિરાજર્ષિ વિદેહ દેશમાં આવેલા મિથિલા નગરીના રાજેશ્વર હતા. સ્ત્રી-પુત્રાદિકથી વિશેષ દુઃખનો સમૂહ પામ્યા નહોતા, છતાં એકત્વના સ્વરૂપને પિછાણવામાં રાજેન્દ્રે જરાએ વિભ્રમ કર્યો નહોતો

ચારિત્ર લીધા પછી નમિરાજર્ષિ જ્યા નિવૃત્તિમાં બિરાજ્યા છે, ત્યા શક્રેંદ્ર પ્રથમ વિપ્રરૂપે આવી પરીક્ષા નિમિત્તે પોતાનું વ્યાખ્યાન શરૂ કરે છેઃ—

* શ્રી ભાવના બોધ ઉપરથી

**શક્રેંદ્ર વિપ્રઃ**—હે રાજા ! મિથિલા નગરીમાં આજે પ્રબળ કોળાહળ વ્યાપી રહ્યો છે. હૃદયને અને મનને ઉદ્વેગકારી વિલાપના શબ્દોથી રાજમંદિર અને સામાન્ય ઘર છવાઇ ગયાં છે. માત્ર તારી દીક્ષા એ જ એ સઘળાં દુઃખનો હેતુ છે. પરના આત્માને જે દુઃખ આપણાથી ઉત્પન્ન થાય, તે દુઃખ સંસાર પરિભ્રમણનું કારણ ગણીને તું ત્યા જા. ભોળો ન થા.

**નમિરાજ અને ઇંદ્રનો સંવાદ**

**નમિરાજઃ**—હે વિપ્ર! તું જે કહે છે તે માત્ર અજ્ઞાનરૂપ છે. મિથિલા નગરીમાં એક બગીચો હતો; તેની મધ્યમાં એક વૃક્ષ હતું; શીતળ છાયા વડે તે વૃક્ષ રમણીય હતું; પત્ર, પુષ્પ, ફળથી એ શોભતું હતું; નાના પ્રકારનાં પક્ષીઓ એનો આશ્રય લેતાં હતાં, વાયુના હલાવવાથી તે વૃક્ષમાં રહેનારાં પક્ષીઓ દુઃખાર્ત્ત અને અશરણ થયાંથી આક્રંદ કરે છે. વૃક્ષના પોતાના માટે કાઇ તે વિલાપ કરતાં નથી; પોતાનું સુખ ગયું એ માટે એઓ શોકાર્ત્ત છે.

**જગત્ પોતાના સ્વાર્થને રડે છે.**

વિપ્રઃ—પણ આ જો જો ! અગ્નિ ને વાયુના મિશ્રથી તારૂં નગર, તારાં અંતઃપુર અને મંદિરો બળે છે; માટે ત્યાં જા અને તે અગ્નિને શાંત કર.

નમિરાજઃ—હે વિપ્ર, મિથિલા નગરીના તે અંતઃપુરો અને મંદિરોના દાઝવાથી મારૂં કંઇ પણ દાઝતું નથી. જેમ મને સુખ ઉપજે છે

**મારૂં મારી પાસે**

છે; બહાર નથી. તેમ હું વર્તું છું. એ મંદિરાદિકમાં મારૂં અલ્પ પણ નથી. (મેં પુત્ર, સ્ત્રી આદિના વ્યવહારને છાંડ્યો છે. મને એમાંનું કાંઇ પ્રિય નથી અને અપ્રિય પણ નથી.)

વિપ્રઃ—પણ હે રાજા! તારી નગરીને મજબૂત કિલ્લો, પોળ, કોઠા, કમાડ, ભોગળ, આસપાસ જબરી ખાઇ કરાવીને પછી જજે.

શ્રદ્ધાનગરી

નમિરાજઃ—હે વિપ્ર! હું શુદ્ધ શ્રદ્ધારૂપ નગરી વસાવીને, સંવર રૂપી ભોગળ કરીને, ક્ષમારૂપી શુભ ગઢ કરીશ; શુભ મનોયોગરૂપી કોઠા બાંધીશ, વચનયોગરૂપ ખાઇ કરીશ, કાયાયોગરૂપ શતઘ્ની કરીશ; પરાક્રમરૂપ ધનુષ્ય કરીશ; ઇર્યાસમિતિરૂપ પણછ કરીશ; ધીરજરૂપી કમાન સહાવાની મુઠ કરીશ, સત્યરૂપ ચાપ-વડે ધનુષ્ય બાંધીશ; તપરૂપ બાણ કરીશ; કર્મરૂપી વૈરીના સૈન્યને ભેદીશ, લૌકિક સંગ્રામની મને રુચિ નથી; હું માત્ર તેવા ભાવ-સંગ્રામને ઇચ્છું છું.

વિપ્રઃ—હે રાજન્! શિખરબંધ ઉંચા આવાસ કરાવીને, મણિકંચનમય ગવાક્ષ મૂકાવીને, તળાવમાં ક્રીડા કરવાના મનોહર મહાલય કરાવીને પછી જજે.

મહેલરૂપી

નમિરાજ.—તે જે જે પ્રકારના આવાસ ગણાવ્યા તે તે પ્રકારના આવાસ મને અસ્થિર અને અશાશ્વત જણાય છે. માર્ગના ઘર (Inn. ધર્મશાળા અને Carravansary) રૂપ જણાય છે, તે માટે

વર્ટેમાર્ગુનો વિસામો. જ્યાં સ્વધામ છે ત્યાં શાશ્વતતા છે, અને જ્યાં શાશ્વતતા, સ્થિરતા છે ત્યાં હું નિવાસ કરવા ચાહું છું.

વિપ્રઃ—હે ક્ષત્રિયશિરોમણિ ! અનેક પ્રકારના તસ્કરના ઉપદ્રવો ટાળીને, નગરીનું એ દ્વારે કલ્યાણ કરી પછી તું જજે.

નમિરાજઃ—હે વિપ્ર ! અજ્ઞાનવંત મનુષ્ય અનેક વાર મિથ્યા દંડ દે છે. ચોરીના નહિ કરનારા જે શરીરાદિક પુદ્ગળ તે લોકને વિષે બંધાય છે, અને ચોરીના કરનારા જે ઇંદ્રિયવિકાર તેને કોઇ બંધન કરી શકતું નથી; તો પછી એમ કરવાનું શું અવશ્ય ?

અપરાધી દંડાય નહિં; નિરપરાધી દંડાય!!!

વિપ્રઃ—હે ક્ષત્રિય ! જે રાજાઓ તારી આણ માનતા નથી અને જે નરાધિપો સ્વતંત્રતાથી વર્ત્તે છે, તેને તું વશ કરીને પછી જજે,

નમિરાજઃ—દશ લાખ સુભટને સંગ્રામમાં જીતવા એ દુર્લભ ગણાય છે; તોપણ એવા વિજય કરનારા અનેક પુરૂષો મળી આવે; પણ એક સ્વાત્માને જીતનાર મળવો અત્યંત દુર્લભ છે. દશ લાખ સુભટ પર વિજય મેળવનાર કરતાં એક સ્વાત્માને જીતનાર પુરૂષ પરમોત્કૃષ્ટ છે. આત્મા સંગાથે યુદ્ધ કરવું ઉચિત છે. બહિર્ યુદ્ધનું શું પ્રયોજન છે ? જ્ઞાનરૂપ આત્માવડે ક્રોધાદિક આત્માને જીતનાર સ્તુતિપાત્ર છે પાંચે ઇંદ્રિયોને, ક્રોધને, માનને, માયાને તેમજ લોભને જીતવાં દોહિલાં છે. જેણે મનોયોગાદિક જીત્યું તેણે સર્વ જીત્યું.

ખરા વીર

વિપ્ર —સમર્થ યજ્ઞો કરી શ્રમણ, તપસ્વી, બ્રાહ્મણાદિકને ભોજન આપી, સુવર્ણાદિ દાન દઈ, મનોજ્ઞ ભોગ ભોગવીને, રે ક્ષત્રિય ! પછી તુ જજે

નમિરાજ —મહીને મહીને જો દશ લાખ ગાયના દાન દે, તોપણ તે દશ લાખ ગાયોના દાન

સંયમ માહાત્મ્ય કરતા સયમ ગ્રહણ કરી સયમ આરાધે છે, તે તે કરતા વિશેષ મગળ પામે છે.

વિપ્ર —નિર્વાહ કરવા માટે ભિક્ષાથી સુશીલ પ્રવ્રજ્યામા અસહ્ય પરિશ્રમ વેઠવો પડે છે, તેથી તે પ્રવ્રજ્યા ત્યાગીને અન્ય પ્રવ્રજ્યામા રુચિ થાય છે માટે એ ઉપાધિભય ન આવે, તે અર્થે તુ ગૃહસ્થાશ્રમમાજ રહી પૌષધાદિ વ્રતમા તત્પર રહેજે. હે ! મનુષ્યના અધિપતિ ! હુ ઠીક કહુ છુ.

નમિરાજ.—હે વિપ્ર ! બાલ અવિવેકી ગમે તેવા ઉગ્ર તપ કરે, પરતુ સમ્યક્ ચારિત્ર તથા શ્રુતધર્મની તુલ્ય ન થાય એકાદ કળા તે સોળ કળા જેવી કેમ ગણાય ?

વિપ્ર —અહો ક્ષત્રિય ! સુવર્ણ, મણિ, મુક્તાફળ, વસ્રાલકાર અને અશ્વાદિકની વૃદ્ધિ કરીને પછી જજે.

નમિરાજઃ—મેરુપર્વત જેવા કદાચિત્ સોના રૂપાના અસંખ્યાતા પર્વત હોય, તો પણ લોભી

સદા નવયોવન લોભ જીવોની તૃષ્ણા છીપતી નથી. લેશમાત્ર તે સંતોષ પામતો નથી તૃષ્ણા આકાશના

જેવી અનત છે. ધન, સુવર્ણ, ચતુષ્પાદ ઇત્યાદિ સકળ લોક ભરાય એટલુ લોભી માણસની તૃષ્ણા ટાળવા સમર્થ નથી

લોભની એવી કનિષ્ઠતા છે, માટે સંતોષ નિવૃત્તિરૂપ તપને વિવેકી પુરૂષો આચરે છે.

વિપ્રઃ—હે ક્ષત્રિય ! મને અદ્દભુત આશ્ચર્ય ઉપજે છે કે તું છતા ભોગને છાડે છે. પછી અછતા કામભોગને વિષે સંકલ્પવિકલ્પ કરી હણાઇશ; માટે આ સઘળી મુનિત્વ સંબંધીની ઉપાધિ મૂક

**વિષયવિપાક**

નમિરાજઃ—કામભોગ શલ્ય સરખા છે, વિષ સરખા છે, સર્પ સરખા છે. તેની વાચ્છનાથી જીવ નર્કાદિક અધોગતિએ જાય છે, તેમજ ક્રોધે કરીને અને માને કરીને માઠી ગતિ થાય છે. માયાને લઇ સદ્દગતિનો વિનાશ હોય છે, લોભથકી આ લોક પરલોકમાં ભય આવે છે, માટે, હે વિપ્ર ! તુ મને એનો બોધ ન કર. મારૂ હૃદય કોઇ કાળે ચળનાર નથી, એ મિથ્યા-મોહિનીમા અભિરુચિ ધરાવનાર નથી. જાણી જોઇને ઝેર કોણ પીએ ? દીવો લઇને કુવામા કોણ ઉતરે ? જાણી જોઇને વિભ્રમમા કોણ પડે ? હું મારા અમૃત જેવા વૈરાગ્યનો મધુર રસ અપ્રિય કરી એ ઝેરને પ્રિય કરવા મિથિલામા આવનાર નથી.

**નમિરાજની કસોટી અને શક્રેંદ્રની પ્રસન્નતા તેણે કરેલી નમિ-**

મહર્ષિ નમિરાજની સુદૃઢતા જોઇ શક્રેંદ્ર આનંદ પામ્યો. પછી વિપ્રવેષ છાંડી ઇંદ્રપણુ વૈક્રિય કર્યું. વંદન કરી મધુર વચને પછી તે રાજર્ષિની સ્તુતિ કરવા લાગ્યોઃ– "હે મહાયશસ્વિ ! મહા આશ્ચર્ય છે કે તેં ક્રોધને જીત્યો; આશ્ચર્ય તેં અહંકારનો પરાજય કર્યો;

રાજની સ્તુતિ. આશ્ચર્ય તેં માયાને ટાળી; આશ્ચર્ય તેં લોભ વશ કર્યો; આશ્ચર્ય તારૂં સરળપણું; આશ્ચર્ય તારૂં નિર્મમત્વપણું;અહો, તારી આવી જબરી ક્ષમા; અહો ત્હારૂં નિર્લોભપણું. હે પૂજ્ય ! તું આ ભવને વિષે ઉત્તમ છે અને પરભવે ઉત્તમ હોઇશ. કર્મ રહિત થઇ પ્રધાન સિદ્ધિગતિમાં પરવરીશ.” એ રીતે સ્તુતિ કરતો કરતો, પ્રદિક્ષણા કરતો કરતો, શ્રદ્ધા ભક્તિએ તે ઋષિના પાદાંબુજને વંદન કરીને પછી તે સુંદર મુકુટવાળો શકેંદ્ર આકાશ વાટે ગયો.

પ્રમાણશિક્ષા

વિપ્રરૂપે ઇંદ્રે નમિરાજનો વૈરાગ્ય તાવવામાં શું બાકી રાખી છે ? કાંઈ નહીં. સંસારની જે જે લલુતા જીવોને ચળાવનારી છે, તે તે લલુતા સંબંધી મહાગૌરવથી પ્રશ્ન કરવામાં તે પુરંદરે નિર્મળભાવથી સ્તુતિપાત્ર ચાતુર્ય ચલાવ્યું છે; છતાં આપણે જોવાનું તો એ છે કે–નમિરાજ કેવળ કંચનમય રહ્યા છે. શુદ્ધ અને અખંડ વૈરાગ્યના વેગમાં એમનું વહન એમણે ઉત્તરમાં દેખાડી આપ્યું છે. હે વિપ્ર, તું જે જે વસ્તુઓ મારી છે એમ કહેવડાવવા માગે છે, તે વસ્તુઓ મારી નથી. હું એકજ છું; એકલો જનાર છું; અને માત્ર પ્રશંસનીય એકત્વને ચાહું છું. આવા રહસ્યમાં નમિરાજ પોતાના ઉત્તરને અને વૈરાગ્યને દૃઢ કરતા ગયા છે.

નમિરાજર્ષિ એકત્વ

એ નમિરાજને એકત્વ ભાન આ નીચેના પ્રસંગથી થયું. નમિરાજ રાજસુખ ભોગવતા હતા ત્યારે એક વેળા એના શરીરમાં દાહજ્વર ઉપ-

**શાથી પામ્યા?** જ્યો. એથી એને અત્યંત બળતરા થવા માંડી. ઘણા ઉપાયો કર્યા પણ એ રોગ શાંત થવાને બદલે ઉલટો વૃદ્ધિ પામ્યો. છેવટે એક કુશળ વૈદ્ય મળ્યો. તેણે મલયાગિરિ ચંદનનું વિલેપન કરવા સૂચવ્યું. મનોરમા રાણીઓ તે ચંદનને ઘસવામાં રોકાઇ. તે ચંદન ઘસવાથી હાથમાં પહેરેલાં કંકણનો સમુદાય પ્રત્યેક રાણીઓ કને ખળભળાટ કરવા મંડી પડયો. રાજા એક તો દાહની અસહ્ય વેદના ભોગવતો હતો ત્યાં આ કંકણનો કોળાહળ ઉપજ્યો. એથી રાજા ખળભળાટ ખમી શકયો નહિં.

**કંકણનો કોલાહલ.** એટલે રાણીઓને ચદન ઘસવા મના કરી. ખળભળાટ ન કરવા કહ્યું. ચંદન ઘસ્યા વિના તો ચાલે એમ નહોતું એટલે બધી રાણીઓએ મંગળ દાખલ એક એક કંકણ રાખી બાકી કંકણ ત્યાગ કર્યાં. એથી ખળભળાટ શાંત થયો. નમિરાજે પૂછયું કે શું તમે ચંદન ઘસવું બંધ કર્યું? રાણીઓએ કહ્યું ના, કોળાહળ શાંત કરવા અકેક કંકણ રાખી બીજાં કાઢી નાખ્યાં છે. ચંદન તો ઘસીયે છીએ. કંકણનો સમુદાય હાથમાં નથી. એટલે કોળાહળ થતો નથી. આટલાં વચનો સાંભળ્યાં ત્યાં તો નમિરાજને રોમે રોમે એકત્વ સિદ્ધ થયું; વ્યાપી ગયું; તેનું મમત્વ ટળી ગયું. ખરે, ઝાઝાં મળ્યે ઝાઝી ઉપાધિ જણાય છે. જો હવે આ એક કંકણથી લેશ માત્ર ખળભળાટ થતો નથી. કંકણના સમૂહે કરી માથું ફરી જાય એવો કોળાહળ થતો હતો. ચેતન! તું માન કે **એકત્વમાંજ સિદ્ધિ છે. વધારે મળવાથી વધારે** ઝાઝે ઝાઝી ઉપાધિ છે. સંસારમાં અનંત આ-

ઉપાધિ. આત્માના સંબંધમાં તારે ઉપાધિ, ભોગવવાનું શું અવશ્ય છે? તેનો ત્યાગ કર અને એકત્વમાં પ્રવેશ કર. જો આ એક કંકણ હવે ખળભળાટ વિના કેવી ઉત્તમ શાંતિમાં રમે છે? અનેક હતાં ત્યારે તે કેવી અશાંતિ ભોગવતું હતું? તેવીજ રીતે તું પણ કંકણરૂપ છો. તે કંકણની પેઠે તું જ્યાંસુધી સ્નેહી-કુટુંબીરૂપી કંકણ સમૂહમાં પડયો રહીશ ત્યાંસુધી ભવરૂપી ખળભળાટ સેવન કરવો પડશે. અને આ કંકણની વર્ત્તમાન સ્થિતિની પેઠે એકત્વને આરાધીશ, તો સિદ્ધગતિરૂપી મહાપવિત્ર શાંતિ પામીશ. એમ વૈરાગ્યના પ્રવેશમાં ને પ્રવેશમાં તે નમિરાજ જાતિસ્મૃતિજ્ઞાન પામ્યા. પ્રવ્રજ્યા ધારણ કરવાનો નિશ્ચય કરી શયન કરી ગયા. પ્રભાતે માંગલ્યરૂપ વાજિંત્રનો ધ્વનિ પ્રકટયો; દાહજ્વરથી મુક્ત થયા.

વૈરાગ્ય અને જાતિસ્મૃતિ. રોગશાંતિ અને પ્રવ્રજ્યા.

એકત્વને પરિપૂર્ણ સેવનાર તે શ્રીમાન્ નમિરાજર્ષિને અભિવંદન હો!

રાણી સર્વ મળી સુચંદન ઘસી ને ચર્ચવામાં હતી,
બૂઝયો ત્યા કકળાટ કંકણતણો, શ્રોવી નમિ ભૂપતિ;
સંવાદે પણ ઇંદ્રથી દ્રઢ રહ્યો, એકત્વ સાચું કર્યું,
એવા એ મિથિલેશનું ચરિત આ, સંપૂર્ણ અત્રે થયું.

**વિશેષાર્થ**:—રાણીઓનો સમુદાય ચંદન ઘસી ને વિલેપન કરવામાં રોકાયો હતો. તત્સમયમાં કંકણુના ખળભળાટને સાંભળીને નમિરાજ બુઝયો. ઇદ્રની સાથે સંવાદમાં પણ અચલ રહ્યો અને એકત્વને સિદ્ધ કર્યું. એવા એ મુક્તિસાધક મહા-વૈરાગીનું ચરિત્ર ભાવનાબોધ ગ્રંથે તૃતીય ચિત્રે પૂર્ણતા પામ્યું."

હવે આ ચોથી ભાવનાનું અષ્ટઢાળિયું કહે છે.

॥ परजीयो राग ॥

विनय चिंतय वस्तुतत्त्वं
जगति निजमिह कस्य किं ?
भवति मतिरिति यस्य हृदये।
दुरितमुदयति तस्य किं ? ॥ वि० १ ॥

**અર્થ**:—" હું કોણ છું ? કયાંથી થયો ? શું સ્વરૂપ છે મારૂં ખરૂં ?
**સ્વ શું ? પર શું ?** " કોના સંબંધે વળગણા છે, રાખું કે એ પરિહરૂં ? "

**—શ્રી મોક્ષમાળા.**

ચેતન ! આ તું વિવેકપૂર્વક વિચાર. વિનય, તું વસ્તુ-તત્ત્વ વિચાર. આ જગતમાં પોતાનું શું અને પારકું શું એનો વિવેક કર.

" એના વિચાર વિવેકપૂર્વક શાંત ભાવે જો કર્યાં,
" તો સર્વ આત્મિક જ્ઞાનનાં સિદ્ધાંતતત્ત્વ અનુભવ્યાં. "

—શ્રી મોક્ષમાળા.

વિનય! જેને મારૂ શુ અને પારકું શું એવો પ્રશ્ન ઉઠે છે અને જે એમા વિવેક કરે છે, તેને કદી પાપ-દુઃખ આવે ખરા ? ના, કદાપિ નહિં માટે વિનય ! તું વસ્તુતત્ત્વ વિચાર અને પરભાવ છાડી દે તારા જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ એકલા આત્માને ચિંતવ ) ૧.

एक उत्पद्यते तनुमान् ।
एक एव विपद्यते ॥
एक एव हि कर्म चिनुते ।
सैककः फलमश्नुते ॥ वि० २ ॥

**એકલો એકજ**

અર્થ.—આત્મા એકલોજ દેહરૂપે ઉપજે છે, એકલોજ દેહરૂપે વિપત્તિ પામે છે, મરે છે. એકલોજ કર્મ સંચે છે અને તે એકલોજ તેના ફળ ભોગવે છે આમા બીજું કોઈ ભાગીદાર નથી એમ હે વિનય! તુ વસ્તુ સ્થિતિ વિચાર. એકત્વ વિચાર. ૨.

यस्य यावान्परपरिग्रहः ।
विविधममतावीवधः ॥
जलधिविनिहितपोतयुक्तया ।
पतति तावदसावधः ॥ वि० ३ ॥

અર્થ.—જેમ ભરદરિયે વહાણ હોય અને તેમાં પથ્થર આદિ જબરો ભાર ભર્યો હોય અને તેમા જીવ જહાઝ, મોહ કાણું પડે તો જળ અંદર ભરાઇ જઇ તે

કાણું, કષાય જળ વહાણુ જેમ બૂડી જઇ તળિયે બેસે છે;

**સંસાર સમુદ્ર.** તેમ હે વિનય! પર પરિગ્રહભારથી ભરેલો આ જીવ-જહાઝ ભરસંસાર સમુદ્રે પડયો છે; તેમાં મમત્વરૂપ કાણાથી કષાય જળ ભરાતાં તે તળિયે ડુબે છે. તેમાંથી એ જીવ જહાઝને બહાર નિકળવું અતિ દુષ્કર છે, માટે હે વિનય! તું પરપરિગ્રહ અને તે પર મમત્વ બને છાંડી દે, તો હળવો થયો થકો આ સંસારસમુદ્ર તરી જઇશ. વિનય! તું વસ્તુતત્ત્વ વિચાર અને આ બીજી જંજાળ છોડી દઇ તારૂં એકત્વ વિચાર. ૩.

स्वस्वभावं मद्यमुदितो ।
भुवि विलुप्य विचेष्टते ॥
दृश्यतां परभावघटनात् ।
पतति विलुठति जृंभते ॥ वि० ४ ॥

**મોહ અને મદિરા**

**અર્થઃ**—જેમ કોઇ માણસ મદ્યપાનથીપોતાની શુદ્ધ-બુદ્ધ ખોઇ અનેક પ્રકારની ગાંડા જેવી વિચિત્ર ચેષ્ટા કરે છે, અને જમીન પર પડે છે, લોટે છે, બગાસાં ખાય છે; તેમજ પરભાવ પર મૂર્છા કરવાથી, પર વસ્તુ પર મોહ–મમતા રાખવાથી જીવ પોતાનો સ્વસ્વભાવ વિસરી જઇ અનેક પ્રકારની વિભાવિક ચેષ્ટાઓ કરે છે, અધોગતિમાં પડે છે, જાતજાતની ગતિમાં ભમે છે અને વિડંબના પામે છે. માટે જીવે પર વસ્તુ પર મોહ કર્ત્તવ્ય નથી. પરભાવનો મમત્વ મદ્યપાન જેવો છે, માટે રે વિનય! તું આ જગતમાં પોતાનું

શું અને પારકું શું ? સ્વ શું અને પર શું ? તારૂં શું અને બીજાનું શું ? આત્માનું શું અને પુદ્ગલનું શુ ? એ વિવેક કર; વસ્તુતત્ત્વ વિચાર. ૪.

पश्य कांचनमितरपुद्गल-
मिलितमंचति कां दशां ॥
केवलस्य तु तस्य रूपं ।
विदितमेव भवादृशां ॥ वि० ५ ॥

અર્થઃ—જો, સુવર્ણમાં બીજા પુદ્ગલનું મિશ્રણ થવાથી એની શું દશા થાય છે ? સુવર્ણનું કેવલ સુવર્ણ સ્વરૂપ કેવું હોય એ તો તારા જેવા જાણતાજ હોવા જોઇએ. સોનાની રજ માટી સાથે મળતાં માટીરૂપ થઈ જાય છે. સોનાની સાથે બીજી હલકી ધાતુનો ભેળ કરવામાં આવે તો તે હલકું થઇ જાય છે ફરી એમાથી એકાંત કેવળ સોનું ઘણા કષ્ટે થઇ શકે છે. માટી સાથે મળેલા સોનાનાં રજકણો માટી શોધી શોધીને તાવવાથી, ગાળવાથી, યંત્રપ્રયોગમાં આણવાથી જુદાં પડે છે. સુવર્ણ રજવાળી માટી ઉપર અનેક તાવવાના-ગાળવાના-શોધવાના પ્રયોગ કર્યા પછી તેમાંથી સોનાની રજ નીકળે છે. તે બધાને ફરી ફરી તપાવે ત્યારે ખરા સોનાનો પિંડ બંધાય છે. તેમજ હલકી ધાતુ સાથે મિશ્ર થએલ સોનું પણ તાવવાથી નીકળે છે. સોનાને જેમ બીજા પુદ્ગળ સાથે મળતાં આવી દશા ભોગવવી પડે છે, અને પાછુ સોનારૂપે આવતા તવાવું-ગળાવું પડે છે, તેમજ ૫

" કુસંગીનો પ્રસંગ હે, કુસંગ રંગ અંગમાં "

एव मात्मनि कर्मवशतो ।
भवति रूपमनेकधा ॥
कर्ममलरहिते तु भगवति ।
भासते कांचनविधा ॥ वि० ६ ॥

**અર્થઃ**—આત્માનાં કર્મ સાથે ભેળાવ.થી અનેક રૂપ થાય છે અને તે જ ભગવાન્‌રૂપ આત્મા
**કનક અને ઉત્પલ** કર્મમેલ રહિત થાય ત્યારે કુંદન જેવો
**પ્રકૃતિ અને પુરૂષ** દીપી રહે છે. સોનું જેમ માટી કે બીજી હલકી ધાતુથી અલગ થતાં કુંદનરૂપે ચળકાટ કરી રહે છે તેમ આત્મા પણ કર્મ સંબંધથી અલગ થતાં, શુદ્ધ ચૈતન્યરૂપ થઇ ઝળહળી રહે છે. ચેતન ! એ આત્મપ્રકાશ કેવળ પરસંબંધથી અવરાઈ ગયો છે; તો તું તારૂં શું અને બીજાનું શું–એ વિચારી વસ્તુતત્ત્વ શોધ. ૬.

ज्ञानदर्शनचरणपर्यव—
—परिवृत्तः परमेश्वरः ॥
एक एवानुभवसदने ।
स रमतामविनश्वरः ॥ वि० ७ ॥

**અર્થઃ**—અહો ! આ મારો આત્મા જ્ઞાન, દર્શન, ચારિત્ર પર્યાયવાળો પરમેશ્વર છે. એ એક છે, એકલો છે, એનો બીજા સાથે સંબંધ નથી. એનાં તો જ્ઞાન, દર્શન, ચારિત્રજ છે; અને જ્ઞાનાદિ ઐશ્વર્યસંપન્ન તે પરમેશ્વર છે. વળી તે અવિનાશી છે બીજી વસ્તુઓ તો વિનાશ પામે એવી છે; પુદ્‌ગલો અનિત્ય છે;

એકરૂપે રહેતા નથી, ત્યારે આ ચેતનદ્રવ્ય, આત્મા અવિનાશી છે આવો મારો આત્મા અનુભવગૃહમાં

"**તત્ત્વમસિ.**" આનંદ કરો તે પોતે પોતાનોજ અનુભવ કરી તેથી આનંદ પામો હે વિનય! તું સ્વપરની વ્હેંચણ કર તને નિશ્ચય થશે કે આ જ્ઞાનાદિ **ગુણવાળો એક, અવિનાશી આત્માજ તારો છે. તે જ તુ છે, આ બીજી પૌદ્ગલિક વસ્તુ તારી નથી; તે તુ નથી**–દેહ તે તું નથી; સ્ત્રી તે તુ નથી, પુત્ર તે તુ નથી, ધન તે તું નથી, કુટુંબ તે તુ નથી; એ આદિ પુદ્ગલ વસ્તુઓ તું નથી. તુ તેથી પર છે, અલગ છે, એકલો છે, તારે તેથી સબધ, લેવાદેવા નથી. આવા પ્રકારનો તને તારો પોતાનો અને બીજાનો નિશ્ચય થશે. તેથી તુ તારો પોતાનો, તારી પોતાની વસ્તુનો આશ્રય કરીશ અને તારી નહિ એવી તારાથી પર વસ્તુનું મમત્વ છોડીશ, જે પરિણામે તને પરમ હિતરૂપ થશે ७

रुचिरसमतामृतरसं क्षण–
मुदितमास्वाद्य मुदा ॥
विनयविषयातीतसुखरस–
रतिरुदंचतु ते सदा ॥ वि० ८ ॥

**અર્થ**:—ચેતન! એ પ્રકારે વસ્તુતત્ત્વ વિચારવાથી, સ્વપરનો વિવેક કરવાથી તને સુંદર સમતા

**વિષયસુખ અને** અમૃતરસ પ્રાપ્ત થશે, તો તેવો સમતા

**વિષયાતીત સુખ.** અમૃતરસ પ્રાપ્ત કરી એક ક્ષણ તું તેનો સ્વાદ તો લે, તને બહુ આનંદ થશે, જેનું વર્ણન ન થઇ શકે એવો સુખરસ તું પામીશ વિનય! હું

ઇચ્છું છું, કે તું તે અનુપમ સુખ પામ, એ સુખ વિષયસુખથી ક્યાંઇ ચડે એમ છે. વિષયસુખ તો ક્ષણિક છે; પરિણામે દુઃખદાયિ છે; આ અવર્ણનીય સુખ શાશ્વત અવ્યાબાધ છે—તે તને પ્રાપ્ત થાઓ, એ મારી આશિષ છે. વિનય, તું વસ્તુતત્ત્વ વિચાર; સ્વપર વિચાર,–અને તને એ અનુપમ સુખ ચોક્કસ મળશે. પૂર્વે કહેલ શ્રી નમિરાજર્ષિ એ જ વિચારથી અનુપમ મોક્ષસુખ પામ્યા છે. ૮.

।।इति श्रीशांतसुधारसगेयकाव्ये एकत्व–भावना–विभावनो नाम चतुर्थः प्रकाशः ।।

ઇતિ શ્રી શાંતસુધારસ નામના ઢાળબદ્ધ કાવ્યમાં એકત્વભાવના નામનો ચોથો પ્રકાશ સમાપ્ત.



જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, ઉપયોગ ગુણો છે. તે અમૂલ્ય મણિ સમાન છે. એ મણિને ઉપમા આપી શકાય એવી બીજી વસ્તુ આ જગત્‌મા નથી, એ મણિ અનુપમ છે; તો તું એની ચિંતા કેમ નથી કરતો ? તારી બેદરકારીથી એ અનુપમ મણિને કષાયઆદિ કર્મરૂપી ચોરો ચોરી લે છે, માટે રે! ચેતન! તું તારા એ અનુપમ મણિઓની, રત્નત્રયીની સંભાળ રાખ, એની ચિંતા કર, એનું ચિંતવન કર અને તારાથી પર એવા પુદ્‌ગલાદિની ચિંતા છોડી દે; કેમકે એની ચિંતા કરવી નકામી છે, અને ઉલટો તુ પરતંત્ર થઈ દુઃખી થાય છે.

**અરે! રત્નો ચોરાય છે**

**તને તારા દેહની ચિંતા છે એટલી તારા આત્માની ચિંતા નથી એ આશ્ચર્ય છે!** તું કેમ ભૂલી જાય છે કે આ દેહ તો પૌદ્‌ગલિક વસ્તુ છે, તેથી તે સ્વભાવે જ સડી જઈ નાશ પામે એમ છે, તો એ તો નાશના ઘરમાજ પેઠો છે. તે આજકાલ વ્હેલો-મોડો પણ અવશ્ય જર્જરિત થઈ યથાવસર કે અકસ્માત્ પડશેજ, તો તે અર્થે કરેલી ચિંતા તને શું ફળ આપશે? કંઈ નહિં. ઉલટો તુ તેની ચિંતામાં દુખી થઈ, એ કાળ જે તારી પોતાની ખરી શાશ્વત ઋદ્ધિ-જ્ઞાનાદિના ચિંતવનમા કાઢી શકત તે નકામો હારી ગયો; દરમ્યાન તારા ગુણ ઉપર જબરૂં આવરણ આવી પડ્યું. ચેતન! પર એવાં શરીર, કુટુંબ પ્રમુખ પરની ચિંતાનાં ફળ પામ્યો, તો હ્રુ એ પારકી ચિંતા છોડી દઈ તારા અનુપમ રત્નોને સાચવ, તેની ચિંતા કર, તેનું ચિંતવન કર. ૨.

॥ शार्दूलविक्रीडितं वृत्तं ॥

यस्मै त्वं यतसे निमेषपि च यतो यत्रानिशं मोदसे ।
यद्यच्छोचसि यद् यदिच्छसि हृदा यत्प्राप्य प्रेपीयसे ॥
स्निग्धो येषु निजस्वभावममलं निर्लोठ्य लालप्यसे ।
तत्सर्वं परकीयमेव भगवन्नात्मन्न किंचित्तव ॥ ३ ॥

**એ તો પારકાં છે; તારાં નથી.**

અર્થ:—અહો ! ચેતન ! જેને લઈને તું પ્રયત્ન કરી રહ્યો છે, જેને લઈ તું ડરે છે, જેને લઈ તું સર્વકાલ આનંદ પામી રહ્યો છે, જેને લઈ તું શોચ કર્યા કરે છે, જેને તું અંતઃકરણમાં ઇચ્છે છે, જે મળ્યે તું આનંદ પામે છે અને જેના ઉપર તું સ્નેહ ધરતો થકો, તારા નિર્મળ સ્વભાવને દબી નાંખી, તેનો નાશ કરી, લાલનપાલન કરી રહ્યો છે, તે બધાં હે ! ભગવદ્રૂપ આત્મા ! પારકાં છે; એમાંનું કંઇ તારૂં નથી. તો એવી પરવસ્તુની પોતાની વસ્તુના ભોગે શી ચિંતા ? જ્ઞાનાદિ જે પોતાની ઋદ્ધિ તેના ભોગે હે ! ચેતન ! પરિણામે દુ:ખ અને વિટંબનાના હેતુરૂપ પારકી ચિંતા તારે કર્ત્તવ્ય નથી. હે ! ચેતન ! તું વિચારી જો.

તું ધન, કુટુંબ, સ્ત્રી, પુત્ર, યશ, અધિકાર આદિ માટે પ્રયત્ન કરે છે, તે વસ્તુઓ તારી છે ? ના તારી હોય તો તારી પાસે રહેવી જોઇએ; તેમ તો નથી. તે તો નાશ પામે છે, તું ઇચ્છે કે ન ઇચ્છે પણ તને છોડી જાય છે.

ॐ

# પાંચમી અન્યત્વ ભાવના.



॥ उपजाति वृत्तं ॥

परः प्रविष्टः कुरुते विनाशं ।
लोकोक्तिरेषा न मृषेति मन्ये ॥
निर्विश्य कर्माणुभिरस्य किं किं ?
ज्ञानात्मनो नो समपादि कष्टं ॥ १ ॥

અર્થઃ—" A foreign body, if allowed within કાંટો કેમ સાલે ? can not but injure the native."

શરીરમાં કાંટો કે કાચ કે પથરી પ્રવેશ કરે, તો જ્યાં-સુધી રહે ત્યાંસુધી દુઃખ આપે; નવા નવા વિકાર પેદા કરે. એ કાઢી નાખ્યે નિરાંત થાય.

એકના ઘરમાં બીજાનો પ્રવેશ થયો, તો પહેલાનો નાશ કરે.

"રોટલો આપિયે પણ ઓટલો ન આપિયે."

આ બધાં વ્યવહાર સત્ય છે, તેમ આ જ્ઞાનાદિ ગુણવાળો જે આત્મા તેમાં તેથી પર, તેનાથી અન્ય એવા જે કર્મપર-માણુઓ, તેના પ્રવેશથી તે જ્ઞાનાત્માને શું શું દુઃખ નથી

વીત્યાં? અર્થાત્ આત્મામાં એ કર્મરૂપી અન્ય-પર વસ્તુઓનો પેસારો થવાથી તે હેરાનહેરાન થઇ ગયો છે; પોતાની બધી ઋદ્ધિ, છતી ઋદ્ધિ, કર્મોએ બથાવી પાડી છે; અને કર્મવશ થઇ અનંત શક્તિનો ધણી છતાં રાંકની પેઠે, અવ્યાબાધ સુખવાળો છતાં દુઃખી થઇ, ભટકે છે. આમાં કારણ બીજું કંઇ નહિ, પણ પોતાથી પર, જુદી, અલગ વસ્તુરૂપ કર્મે પોતાના ઘરમાં પ્રવેશ કર્યો તે જ. તે પરવસ્તુરૂપ કર્મનું આત્માના જ્ઞાનાદિ પર આવરણ આવી ગયું; એથી આત્મા દિગ્મૂઢ થયો. હવે તેમાથી છૂટવાનો ઉપાય તો એ પરવસ્તુને પાછી પહેલી મૂકવી એ છે. ૧

અનંત શક્તિનો ધણી રાંક!!!

॥ स्वागतावृत्तं ॥

खिद्यसे ननु किमन्यकथार्त्तः।
सर्वदैव ममतापरतंत्रः॥
चिंतयस्यनुपमान्कथमात्म-
न्नात्मनो गुणमणीन्न कदापि॥ २॥

અર્થઃ—અહો! ચેતન, તું મમત્વને વશ થઇ તારાથી અન્ય એવા કુટુંબ, પુદ્ગલાદિ તેની જ કુથલીથી પીડતો કાં ખેદ પામે છે? તારા પોતાના જ્ઞાનાદિ ગુણરૂપ અનુપમ મણિને તું કેમ કોઇ વેળા પણ ચિંતવતો નથી? તારા પોતાના

અનુપમ મણિ.

જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, ઉપયોગ ગુણો છે. તે અમૂલ્ય મણિ સમાન છે. એ મણિને ઉપમા આપી શકાય એવી બીજી વસ્તુ આ જગતમાં નથી, એ મણિ અનુપમ છે; તો તું એની ચિંતા કેમ નથી કરતો ? તારી બેદરકારીથી એ અનુપમ મણિને કષાયઆદિ કર્મરૂપી ચોરો ચોરી લે છે, માટે રે ! ચેતન ! તું તારા એ અનુપમ મણિઓની, રત્નત્રયીની સંભાળ રાખ, એની ચિંતા કર, એનું ચિંતવન કર અને તારાથી પર એવા પુદ્ગલાદિની ચિંતા છોડી દે; કેમકે એની ચિંતા કરવી નકામી છે; અને ઉલટો તું પરતંત્ર થઇ દુઃખી થાય છે.

**અરે ! રત્નો ચોરાય છે.**

**તને તારા દેહની ચિંતા છે એટલી તારા આત્માની ચિંતા નથી એ આશ્ચર્ય છે !** તું કેમ ભૂલી જાય છે કે આ દેહ તો પૌદ્ગલિક વસ્તુ છે; તેથી તે સ્વભાવે જ સડી જઈ નાશ પામે એમ છે; તો એ તો નાશના ઘરમાંજ પેઠો છે. તે આજકાલ વ્હેલો-મોડો પણ અવશ્ય જર્જરિત થઇ યથાવસર કે અકસ્માત્ પડશેજ, તો તે અર્થે કરેલી ચિંતા તને શું ફળ આપશે ? કંઈ નહિં. ઉલટો તું તેની ચિંતામાં દુઃખી થઇ, એ કાળ જે તારી પોતાની ખરી શાશ્વત ઋદ્ધિ-જ્ઞાનાદિના ચિંતવનમાં કાઢી શકત તે નકામો હારી ગયો; દરમ્યાન તારા ગુણ ઉપર જબરૂં આવરણ આવી પડયું. ચેતન ! પર એવાં શરીર, કુટુંબ પ્રમુખ પરની ચિંતાનાં ફળ પામ્યો, તો તું એ પારકી ચિંતા છોડી દઇ તારા અનુપમ રત્નોને સાચવ, તેની ચિંતા કર, તેનું ચિંતવન કર. ૨.

॥ शार्दूलविक्रीडितं वृत्तं ॥

यस्मै त्वं यतसे बिभेषि च यतो यत्रानिशं मोदसे ।
यद्यच्छोचसि यद् यदिच्छसि हृदा यत्प्राप्य प्रेपीयसे ॥
स्निग्धो येषु निजस्वभावममलं निर्लोठ्य लालप्यसे ।
तत्सर्वं परकीयमेव भगवन्नात्मन्न किंचित्तव ॥ २ ॥

**એ તો પારકાં છે; તારાં નથી.**

અર્થઃ—અહો ! ચેતન ! જેને લઇને તું પ્રયત્ન કરી રહ્યો છે, જેને લઇ તું ડરે છે, જેને લઇ તું સર્વકાલ આનંદ પામી રહ્યો છે, જેને લઇ તું શોચ કર્યા કરે છે, જેને તું અંતઃકરણમાં ઇચ્છે છે, જે મળ્યે તું આનંદ પામે છે અને જેના ઉપર તું સ્નેહ ધરતો થકો, તારા નિર્મળ સ્વભાવને દળી નાંખી, તેનો નાશ કરી, લાલનપાલન કરી રહ્યો છે, તે બધાં હે ! ભગવદ્રૂપ આત્મા ! પારકાં છે; એમાંનું કંઇ તારૂં નથી. તો એવી પરવસ્તુની પોતાની વસ્તુના ભોગે શી ચિંતા ? જ્ઞાનાદિ જે પોતાની ઋદ્ધિ તેના ભોગે હે ! ચેતન ! પરિણામે દુઃખ અને વિટંબનાના હેતુરૂપ પારકી ચિંતા તારે કર્ત્તવ્ય નથી. હે ! ચેતન ! તું વિચારી જો.

તું ધન, કુટુંબ, સ્ત્રી, પુત્ર, યશ, અધિકાર આદિ માટે પ્રયત્ન કરે છે, તે વસ્તુઓ તારી છે ? ના. તારી હોય તો તારી પાસે રહેવી જોઇએ; તેમ તો નથી. તે તો નાશ પામે છે; તું ઇચ્છે કે ન ઇચ્છે પણ તને છોડી જાય છે.

વળી એ બધા અર્થે તુ ભયમા જ રહે છે કે રખેને એ ચાલી જશે, અથવા કોઇ હરી લેશે તારા દેહ માટે પણ તુ ભયભીત થઇ ફરે છે કે રખે એ પડી જશે, પણ હે ! બધુ ! તુ કેમ વિચારતો નથી કે સડી નાશ પામવાના સ્વભાવવાળી એ તારાથી અન્ય એવી અનિત્ય વસ્તુઓ ગમે ત્યારે તેના સ્વભાવ પ્રમાણે ક્ષીણ થશે, નાશ પામશે, તેના સ્વભાવને તુ કેમ અટકાવી શકીશ ? બધાનુ ઓસડ છે, પણ કોઇએ સ્વભાવનુ ઓસડ દેખ્યુ છે ? અર્થાત જ્યા સ્વભાવ અટકાવી ન શકાય ત્યા તુ શા માટે નકામો ડર રાખી દુખી થાય છે ? ચેતન ! એ પારકી વસ્તુઓ છે, અને તારી નથી એથી તને ડર રહે છે

**સ્વભાવનુ ઓસડ છે ?**

વળી એજ વસ્તુઓ તને સાપડી હોય છે ત્યારે તુ આનદ પણ પામે છે, પણ તે તારો આનદ નકામો છે, મોહથી જ ઉપજ્યો છે, કેમકે જે આનદથી પછી દુખ પડે તે આનદ ન કહેવાય એ વસ્તુઓ જેથી તુ આનદ માને છે, તે હરાઇ ગયે અથવા તેના સ્વભાવ મુજબ નાશ પામ્યે, તને બેવડુ દુખ થશે

**"પશ્ચાદ્ દુખ તે સુખ નહિ"**

વળી તુ એ વસ્તુઓના વિયોગે શોક કરે છે, તેને અતરમા ઇચ્છે છે, તે મળ્યે રાજી થાય છે, અને તે ઉપર ગાઢ સ્નેહ ધરી છાકી જાય છે, પણ સ્નેહ તે દુખનુ મૂળ છે, એ વ્યવહાર સત્ય છે, અને નિશ્ચયે એ સ્નેહ, શોક,

હર્ષ આદિથી તારા પોતાનાં જે નિર્મલ જ્ઞાનાદિ ગુણો તે દબાઈ જાય છે. તેના પર આવરણ, ગાઢ આવરણ આવી જાય છે. તો હે ચેતન ! એ તારા પોતાના ગુણના ભોગે, તારા સુખના ભોગે તારે પારકી વસ્તુઓની, અર્થાત્ તારાથી પર એવી શરીર, પરિગ્રહ, કુટુંબ, સ્ત્રી, પુત્ર, મિત્ર, ઈષ્ટજન, ઘર, હાટ, હવેલી આદિ બીજી વસ્તુઓની લેશ માત્ર ચિંતા કર્ત્તવ્ય નથી. તેની પ્રાપ્તિએ હર્ષ કે તેના વિરહે શોક, કે તેની કુશળતા પ્રતિ ભય, કે તેઓ પ્રતિ સ્નેહ–મોહ ?ર કરવા યોગ્ય નથી.|

પોતાનુ પોતામાં, તારી પોતાની વસ્તુ તે તો
મારૂં મારામાં, તારા પોતામાં જ રહેલી છે.
તારૂં તારામાં.

તે તારાથી પર નથી.
તારાથી-બહાર નથી.
તે બહારથી ખોળતાં નહીં મ
" તુમાં તું શમાયો છે. "

કસ્તુરીમૃગ કસ્તુરી અર્થે વનોવન વિચરે છે, પણ બિચારૂં નિરાશ પામે છે, કેમકે કસ્તુરી તો પોતાની જ નાભિમા છે, તે એને બહાર ભટકયે કયાથી મળે ?
Why do you find without what is within yourself ?

આમ હે ! ચેતન, તારી વસ્તુઓ તો તારી પાસે છે; તું પારકી ચિંતા શા માટે કરે છે ?

" તેરા હે સો તેરી પાસે,
અવર કુછ નહિં તેરા,
આપ સ્વભાવમાં રે—અવધુ
સદા મગનમેં રહેણા. "

—પ્રકીર્ણ

" પર વસ્તુમાં નહિં મુંઝવો,
એની દયા મુજને રહી;
એ ત્યાગવા સિદ્ધાંત કે
પશ્ચાદ્ દુઃખ તે સુખ નહિં.

—શ્રી મોક્ષમાળા.—૩

दुष्टाः कष्टकदर्थनाः कति न ताः सोढास्त्वया संसृतौ ।
तिर्यङ्नारकयोनिषु प्रतिहतच्छिन्नो विभिन्नो मुहुः ॥
सर्वं तत्परकीयदुर्विलसितं विस्मृत्य तेष्वेव हा ।
रज्यन्मुह्यसि मूढ तानुपचरन्नात्मन् न किं लज्जसे ? ॥४॥

**અર્થ**:—રે ! ચેતન ! તું આ સંસારમાં અનેક દુષ્ટ સંકટો પામ્યો નથી ? અરે ! ઘણાં ઘણાં દુઃખો ફરી ફરી પામ્યો છે વારંવાર નરક-તિર્યંચ ગતિમાં તું હણાણો છે, છેદાણો છે, ભેદાણો છે, વિશેષપણે ભેદાણો છે. હે ! ચેતન ! તે બધી કદર્થના પારકી ચિંતાને લઇ તેં ભોગવી છે. ઉપર જણાવેલ પર-પુદ્‌ગલાદિની ચિંતાથી વારંવાર એ દુઃખ, છેદન-ભેદન, તાડન-તર્જનના દુઃખ તું પામ્યો છે. તારા સ્વરૂપનીજ ચિંતા કરી હત, તેનોજ વિચાર કર્યો હત તો આ દુઃખ તું ન

બાબત. હે ચેતન! તું આ બધું શું વિસરી ગયો કે મોહ પણ તેમાં–એ પરવસ્તુઓમાં રાગ ધરી, તેથી રાજી થઈ, તેથ. મોહ પામે છે, તેથી મૂર્છિત થાય છે? આટલું છતાં, આવા દુઃખોનાં પરિણામ છતાં, હજી તું એ પરવસ્તુને તારી ગણી સેવે છે, તેની ચિંતા કરે છે, તે તને લાજ આવતી નથી? તું વિચાર કે—

" ના મારાં તન રૂપ કાંતિ યુવતી
આ મારૂં નહિ, " ના પુત્ર કે ભ્રાત ના,
" ના મારાં ભૃત સ્નેહિયો સ્વજન કે
" ના ગોત્ર કે જ્ઞાત ના;
" ના મારાં ધન-ધામ યૌવન ધરા
" એ મોહ અજ્ઞાત્વ ના,
" રે ! રે ! જીવ વિચાર એમજ સદા
" અન્યત્વદા ભાવના."

—શ્રી ભાવનાબોધ.

॥ अनुष्टुप् वृत्तं॥

ज्ञानदर्शनचारित्रकेतनां चेतनां विना ।
सर्वमन्यद्विनिश्चित्य यतस्व स्व हिताप्तये ॥ ५ ॥

અર્થઃ—હે ! ચેતન ! તારાં લક્ષણ તો જ્ઞાન, દર્શન, ચારિત્ર છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર એજ

એમાં તારે મોહ કર્ત્તવ્ય નથી. એ પારકી વસ્તુનો મોહ દુઃખદાયી છે

તારી પોતાની, તારી સાથે સદા કાળ રહેનારી વસ્તુઓ તો જ્ઞાન–દર્શન–ચારિત્ર રૂપ અમૂલ્ય-અનુપમ રત્નો છે. તે માટે હે! ચેતન, તું ચિંતા રાખ. એ જ્ઞાન, દર્શન, ચારિત્રનું સંક્ષેપે આ સ્વરૂપ છે, તે તું વિચાર.

—જ્ઞાન સ્વરૂપ—

" છે દેહાદિથી ભિન્ન આત્મા રે,
" ઉપયોગી સદા અવિનાશ, મૂળ મારગ સાંભળો જિનનો રે. ૧.
" એમ જાણ્યું સદ્ગુરૂ ઉપદેશથી રે,
" કહ્યું જ્ઞાન તેનું નામ ખાસ...મૂળ મારગ...૨.

—દર્શન સ્વરૂપ—

" જે જાણ્યું સદ્ગુરૂ ઉપદેશથી રે,
" તેની વર્તે છે, શુદ્ધ પ્રતીત......મૂળ મારગ...૧.
" કહ્યું ભગવતે દર્શન તેહને રે,
" જેનું બીજું નામ સમકિત.......મૂળ મારગ...૨.

—ચારિત્ર સ્વરૂપ—

" જેમ આવી પ્રતીતિ જીવની રે,
" જાણ્યો સર્વથી ભિન્ન અસગ......મૂળ મારગ...૧.

" એવા સ્થિર સ્વભાવ જે ઉપજે રે,
" નામ ચારિત્ર તે અણલિંગ .. મૂળ મારગ ૨

—શ્રીમદ્ રાજચંદ્ર

ચેતન ! આ જ્ઞાનાદિનું સંક્ષેપે સ્વરૂપ છે, તે તું વિચાર તે વિશેષ વિશેષ વિચારી જોઇશ તો ઉત્તમ આત્માર્થ પામીશ ચેતન ! તું સર્વથી ભિન્ન છે, અસંગ છે, બીજી વસ્તુઓ સાથે તારે કાંઇ લેવાદેવા નથી; તો તેની દુઃખદ ચિંતા છોડી દઇ, તારા પોતાની, તારા સ્વરૂપની ચિંતા કરી તારૂં હિત સાધ. ૫

હવે પાંચમી ભાવનાનું અષ્ટક ભિયું કહે છે

॥ श्री राग–तुज गुण पार नहिं सुणओ…ए देशी ॥

विनय निभालय निजभवनं ॥ध्रुव॥

तनुधनसुतसदनस्वजनादिषु
किं निजमिह कुगतेरवनं ॥ वि०१ ॥

અર્થ:—હે, વિનય, તું તારૂં પોતાનું જે ભવન છે, તેની નિકટ આવી સંભાળ લે, અર્થાત્ તું તારા " પિયા નિજ આત્માવાસ પાસે હવે આવ, અને મહેલ પધારો રે" એની સંભાળ લે હવે તો બહુ થઇ

આ સંસારમાં કુગતિમાં પડતા તને કોણ બચાવશે ? તારૂં શરીર તારી રક્ષા કરશે, કે તારી લક્ષ્મી, કે તારા પુત્ર કે ઘર કે સ્વજન,–કોણ તારી રક્ષા કરશે ? કોણ તને દુર્ગ-

તિમાં પડતો બચાવશે? તું તેને તારાં તારાં કરી રહ્યો છે, તારા ગણી તેના અર્થે હર્ષ-શોક-ભય ધરી રહ્યો છે, તેઓના અર્થે પાપ કરી રહ્યો છે, તેઓ એ પાપનાં ફળમાં ભાગ લેશે? માઠી ગતિરૂપ એ પાપમાંથી તને બચાવશે? ના. તો તું એઓ પર કેમ મિથ્યા મોહ ધરી રહ્યો છે? તું તારૂં પોતાનું આત્મદ્રવ્ય સંભાળ. હવે બહુ થઇ.

" પિયા પર ઘર મત જાઓ રે, (૨)
" કરી કરુણા મહારાજ, પિયા પર ઘર મત જાઓ રે "
" અપને ઘર વાલમ કહો રે, કૌન વસ્તુકી ખોટ?
" રોગટ તદ[1] કયમ લીજીએ, પ્યારે શિશ ભરમકી[2]પોટ
પીયા નિજ મહેલ પધારો રે..."

શ્રી ચિદાનંદ.

હે! ચેતન પ્રીતમ, હવે તો તું પર ઘેર જા નહિ. હવે તો કરુણા કરી તારૂંજ ઘર સભાળ.

येन सहाश्रयसेऽतिविमोहा-
-दिदमहमित्यविभेदं ।
तदपि शरीरं नियतमधीरं
त्यजति भवंतं धृतखेदं ॥ वि०२ ॥

---

૧ તો.

૨ ભરમ=(૧) વ્હેમ (૨) અજ્ઞાન. (૩) ભવ-ભ્રમણ આ ત્રણ અર્થ જુદી જુદી રીતે આમાથી ઉતરે એવું ચમત્કારવાળું આ કાવ્ય છે.

અર્થ:—રે ! ચેતન, બીજાની વાત તો અલગ રાખ; કેમકે બીજાં ઘર, કુટુંબ, પરિગ્રહ આદિ તો તારાથી પ્રત્યક્ષ અલગ છે, પણ આ શરીર કે જેનો " આ હું " " આ હું " " આ શરીર તે હું " એવા પ્રકારે અત્યંત વિભાવિકપણાથી, મોહથી તું આશ્રય કરી રહ્યો છે, તે શરીર પણ નિશ્ચય ક્ષણભંગુર છે; તે પણ તને રડતો મેલી, ખેદ ઉપજાવી ચાલ્યું જશે અર્થાત આ નશ્વર દેહ જેમાં તું " હું પણ " (અભેદપણે, અર્થાત્ દેહ એજ આત્મા) માની બેઠો છે, અને તેનાજ આશ્રયે રહ્યો છે,-તે પણ નાશ પામશે, અને તને ખેદ ઉપજાવશે; તો તું એવી નાશવંત વસ્તુ જે તારી નથી તે પર વૃથા મૂર્છા કેમ પામે છે ? તું એ દેહાત્મ-બુદ્ધિ છોડી દે અને તારી પોતાની ઋદ્ધિ સભાળ.

**દેહ પણ તારો નહિં ?**

" **રહી ઓછું વર્ત્તું વિષય સઉ જાશે તજી તને.** "ચેતન, જે તને વેલા-મોડુ છોડશે અને દુઃખ ઉપજાવશે, તેને તુંજ છોડી દેને. અર્થાત એ પરવસ્તુનું અનિત્યપણું વિચાર; એ તારી નથી એમ વિચાર; એ વેલામોડી જવાની એમ વિચાર; આમ વિચારી તે પરનો મોહ ત્યજી દે ! એટલે એ રહે કે જાય, તેથી તને કાંઇ આકુળવ્યાકુળતા નહિં થાય, આત્મા અસ્થિર પરિણામી નહિં થાય. આકુળવ્યાકુળતા કે અસ્થિર પરિણામ કર્મબંધના હેતુ છે. મોહ અને મમત્વને લઇ આકુળવ્યાકુળતા થાય છે. પરવસ્તુને વિષે તારાપણું તે માન્યું હોય તો તે વસ્તુના જવાથી તને ખેદ થાયજ; દુઃખ થાયજ, આકુળવ્યાકુળતા થાયજ; મોહ

**છોડે એને છાંડને !**

ઉપજે અને કર્મ લાગે; પણ પહેલેથીજ એ વસ્તુતઃ તારી નથી એવો નિશ્ચય કરી રાખ્યો હોય, તો પછી કાંઈ ભાવિ દુઃખ, ખેદ, કર્મ, આવરણનું કારણ રહેતું નથી; માટે ચેતન! તું એ પર વસ્તુ તારી નથી એમ નિરધાર કરી તારા પોતાના ગુણની સંભાળ લે; તેમાંજ રમણ કર. ૨.

जन्मनि जन्मनि विविध परिग्रह-
-मुपचिनुषे च कुटुंबं ॥
तेषु भवंतं परभवगमने,
नानुसरति कृशमपि सुंबं ॥वि० ३ ॥

અર્થઃ—હે! ચેતન! તું ભવભવને વિષે વિવિધ પ્રકારનાં કુટુંબ અને પરિગ્રહ સંપાદન કરે છે. તે કુટુંબ પરિગ્રહાદિમાંથી એક નાનો ત્રાંબિઓ પણ પરભવ જતાં તારી સાથે આવે છે? ના, એક ફુટી બદામ પણ નથી આવતી અરે! તારો દેહ પણ તારી સાથે નથી આવતો, એ પણ તું એમાંથી છુટયો એટલે અત્રે નિશ્ચેત થઇ પડે છે; એને બાળી નાંખે છે. તું તો પરભવે એકલો તારાં પાપ-પુણ્ય કર્મ સાથે જાય છે. જેને વિષે તું જન્મે જન્મે મૂર્છા રાખે છે, તે કુટુંબ, પરિગ્રહ, દેહાદિમાંથી કશું તારી સાથે નથી આવતું

**તારી સાથે શું આવે છે?**

એ શું બતાવે છે? એ એમ બતાવે છે કે એ કુટુંબ, પરિગ્રહાદિ તારાં નથી; પારકાં છે; તારાથી પર છે. તારા તો જ્ઞાનાદિ ગુણ છે, માટે પર વસ્તુનો મોહ ત્યજી દઇ હે! વિનય! તું તારૂં પોતાનું ભવન સંભાળ. ૩

त्यज ममतां परितापनिदानं ।
परपरिचय परिणामं ॥
भज निःसंगतया, निशदीकृत-
-मनुभवसुखरसमभिरामं ॥ नि० ४ ॥

અર્થ:—મમતા, મમત્વ, પરવસ્તુને વિષે મારાપણું,-આ દુ:ખનું કારણ છે માટે હે! વિનય, તું એ મમત્વનો ત્યાગ કર એ મમત્વ પરવસ્તુના પરિચયનું વિશુદ્ધિનું શોધન પરિણામ છે તું પરવસ્તુનો પરિચય છાંડી, સ્વવસ્તુનો પરિચય કર તું નિ:સંગ થા, પરવસ્તુનો સંગ ત્યજી દે, તેમાં લેપા નહિં; તે પર આસક્તિ કર નહિ, તેન્મય થા નહિ; ચેતન! એથી તારો આત્માનુભવ પ્રગટ થશે, વિશુદ્ધ થશે, તેમાં રસ જામશે અને તને બહુ આનંદ આપશે, માટે પરવસ્તુના પરિચય છાડ, સ્વસ્વરૂપનો પરિચય કર. ૪

पथि पथि विविधपथैः पथिकैः सह ।
कुरुते कः प्रतिबंधं ॥
निजनिजकर्मवशैः स्वजनैः सह ।
किं कुरुषे ममताबंधं ॥ नि० ५ ॥

અથ:—હે! ચેતન જુદે જુદે સ્થાનકે માર્ગમાર્ગમાં જુદા જુદા વટેમાર્ગુનું મળવું થાય છે, તે કોઇ કોઇને પ્રતિબંધ કર છે? ના, કોઇ કોઈ પર મમત્વ નથી કરતુ, સર્વ કોઇ પોતપોતાને માર્ગે ચાલ્યા જાય છે તેમજ એ

**ભવરૂપી ધર્મ-શાળા અને પ્રવાસીનો મેળો.** બધા જેને તું સ્વજન, પોતાનાં જન ગણે છે તે બધા પોતપોતાના કર્મે આવી મળ્યા છે; તે પણ વટેમાર્ગુ તુલ્ય છે. તો તે સાથે તું કેમ મમત્વ બાંધે છે? કર્મે પ્રેરાયલા આવ્યા છે, કર્મે પ્રેરાયા પોતપોતાના નિયત સ્થાને કુચ કરી જશે. આ કુટુંબરૂપી ધર્મશાળામાં જેમ તું ઉતર્યો છે તેમ તારાં માનેલા આ સ્વજન પણ ઉતર્યા છે. સવાર પડયે વેલા-મોડા સૌ પોતપોતાની મેળે કોઇની વાટ જોયા વિના કુચ કરી જશે. એમાં તારે મમત્વ કર્ત્તવ્ય નથી. મમત્વથી કર્મ બંધાય છે.

"પંથી ઝાડ હેઠે બેઠો
બે ઘડી ઠરીને બેઠો,
"મૂઢ જાણે ઝાડ મારૂં રે........
તે નથી તારૂં રે......."

પ્રકીર્ણ—

ચેતન! તારે આવી મૂઢતા કરવી યોગ્ય નથી. તું પર-વસ્તુનો નિર્ણય કર; તે પરથી મમત્વ છાડ અને તારા પોતાના ભવનને, તારા પોતાનાં ઘરને સંભાળ. ૫.

प्रणयविहीने दधदभिषंगं ।
सहते बहुसंतापं ॥
त्वयि निःप्रणये पुद्गलनिचये ।
वहसि मुधा ममतातापं ॥ वि० ६ ॥

અર્થઃ—" રાગિશું રાગી સહુ રે "
નિરાગી શું, શ્યો રાગ ?"
" મન વિના મળવું, ભિંત સાથે ભટકાવું. "

આ તો સત્ય વાત છે કે સ્નેહશૂન્ય પદાર્થ ( પછી તે મનુષ્ય હોય કે તિર્યંચ હોય, કે જીવ હોય કે અજીવ હોય ) પ્રતિ સ્નેહ ધરનારને બહુ સંતાપ સહન કરવા પડે છે, તો પછી આ પુદ્ગલનો સમૂહ જે તારા પ્રતિ સ્નેહ રહિત

અપ્રેમી સાથે પ્રેમ. છે, જેને તારા સાથે લેશ માત્ર પણ પ્રેમભાવ નથી, તેના પર મમત્વ રાખી તું

ફોકટ દુઃખ સહન કરે છે. જે આપણા ઉપર પ્રેમભાવ, મમત્વ રાખતું હોય, તેના પર પ્રેમ કે મમત્વ રાખવો તે વાત ઠીક જ છે, ન્યાયની છે, પણ જેને આપણી કશી તમા કે પરવા ન હોય તેના પર આપણે શા માટે નકામા મૂર્ચ્છિત થવું ? એ પર પુદ્ગલાદિને આપણા ઉપર પ્રેમ નથી એ તો પ્રત્યક્ષ છે. આપણે એના માટે મરી પડીયે તો પણ તે આપણું સાંભળતા નથી; આપણને દાદ દેતા નથી; આપણને ન ગમે તોપણ તે

આ તે કાંઇ પ્રેમના આપણને રડતા મૂકી ચાલ્યા જાય છે. પ્રેમના લક્ષણ ? આ લક્ષણ ન હોય. માટે રે ! વિનય ! તું એવી નિષ્પ્રેમી પરપુદ્ગલાદિ વસ્તુપર પ્રેમ ધર નહિ; મમત્વ રાખ નહિ; તેને પારકી ગણી છાંડી દે. તારા પોતાના, તારી સાથે સદા રહેતા એવા જ્ઞાનાદિની સંભાળ લે. ૬.

त्यज संयोगं नियतवियोगं ।
कुरु निर्मलमवधानं ॥

नहि विदधानः कथमपि तृप्यसि।
मृगतृष्णा घनरसपानं ॥ नि० ७ ॥

અર્થ—ચેતન ! સંયોગ ત્યાં વિયોગ એ નિયત વાત છે, માટે જેનો ચોક્કસ વિયોગ થવાનો છે, જે વેલા-મોડું અવશ્ય વિછૂટું પડવાનું છે, એવા પરપૌદગલિક પદાર્થોનો સંયોગ ત્યજી

સંયોગ ત્યાં વિયોગ

દે, એઓથી તું ખધા નહિ, એનું મમત્વ છાડ, અને એમ કરી તારી ચિત્તવૃત્તિ શુદ્ધ કર મોહ મમત્વને લઈ તારી ચિત્તવૃત્તિ મલિન થઇ ગઇ છે, અસ્થિર થઇ ગઇ છે તે હે ચેતન ! મમત્વ છાડવાથી સ્થિર-શુદ્ધ થશે વળી એ પરપુદ્‌ગલના

મૃગતૃષ્ણાથી તૃષા છીપે ?

મમત્વથી રાચવું એ મૃગતૃષ્ણા, ઝાઝવાના પાણીથી તરસ છીપાવવા જેવું છે ચેતન ! ઝાઝવાના જળ જેમ મિથ્યા છે અને એથી તૃષાવંતની તરસ છીપતી નથી, ઉલટી વધે છે, કેમકે જળાભાસ દેખી એથી તરસ છીપશે એ આશાએ દોડે છે, પણ સત્ય જળ મળતું નથી એટલે વધારે તરસ્યો થઇ પ્રાણ ખૂવે છે પરપુદ્‌ગલથી રાચી એથી સુખ મળશે, એમ ધારી તે ભણી એચાય છે, પણ સત્ય સુખ મળતું નથી, સત્ય સુખ તો વેગળું જતું જાય છે, માટે ચેતન ! પરવસ્તુ રૂપ ઝાઝવાના પાણીથી તૃષ્ણા છીપાવવાની આશાને જતી કરી અને એ પરનું મમત્વ છોડી જેથી વાસ્તવિક રીતે તૃષા છીપે, જેથી વાસ્તવિક સુખ જલદી મળે, એવા તારા આત્મા રૂપ સરોવર પાસે જઇ જ્ઞાનાદિ રૂપ સત્ય

જળ પી, તારી તૃષા શાંત કર. વિનય ! બહુ થયું. હવે તો સારૂં પોતાનું ઘર ખોળી સંભાળઃ પરપંચાત મૂકી દે. ૭.

भजजिनपति मसहायसहायं ।
शिवगतिसुगमोपायं ॥
पिब गदशमनं परिहृतवमनं ।
शांतसुधारसमनपायं ॥ वि० ८ ॥

અર્થઃ—અને હે વિનય ! તું અસહાયના સહાય અને અશરણના શરણ એવા શ્રી જિનેશ્વર ભગવાનને ભજ. શિવગતિ પામવાનો આ સુગમ ઉપાય છે. વળી આ શાંત સુધારસનું પાન કર. એ સંસારરૂપી રોગને શમાવનારૂં ઔષધ છે. વળી એ ઔષધ નિર્દોષ છે. એ લેવાથી ફરી વમન–રોગ ઉપજતો નથી, માટે ભગવાનને ભજ; સમતા ધર; પરવસ્તુ પ્રતિની મૂર્છા ટાળ અને તારા ગુણ સંભાળ. હે વિનય ! નિરૂપદ્રવરૂપ સ્થાન પામવાનો આ સરળ ઉપાય છે.

જગબંધુ શ્રી જિનેશ્વર.

આ અનન્ય ભાવના ભાવતાં ચક્રવર્તી ભરત મહારાજાનાં કર્મ ક્ષીણ થઇ તેઓ અનુપમ દિવ્ય કમલાને વર્યા, તેનું આ ટુંક ચરિત્ર હે ચેતન ! તારે વિચારવા જેવું છે.

†ભરતેશ્વર.

" દેખી અંગુલિ આપ એક અડવી. વરાગ્યે વેગે ગયા;
છાંડી રાજ સમાજને ભરતજી, કૈવલ્યજ્ઞાની થયા.... "

† ભાવનાબોધ ઉપરથી.

જેને ત્યાં સામ્રાજ્યનો અખંડ દીપક પ્રકાશમાન હતો, જેને શિરે મહાન્ છ ખંડની પ્રભુતાનો તેજસ્વી અને ચળકાટ-માન મુકુટ વિરાજિત હતો, જેનાં સાહિત્યનો, જેના દળનો, જેનાં નગર-પુર-પાટણનો, જેના વૈભવનો અને જેના વિલાસનો સંસાર સંબંધે કોઇ પણ પ્રકારે ન્યૂનભાવ નહોતો, એવા શ્રીમાન ભરત ચક્રવર્તી, શ્રી ઋષભદેવ ભગવાનના પુત્ર, પોતાના આરીસાભવનમાં વસ્ત્રાલંકારથી સજ્જ થઇ મનહર સિંહાસન ઉપર બિરાજ્યા હતા. આવાસનાં ચોતરફનાં દ્વાર ખુલ્લાં હતાં; જાતજાતના સુગંધી ધૂપનો ધૂમ્ર સૂક્ષ્મ રીતે પ્રસરી રહ્યો હતો, નાના પ્રકારના સુગંધી પદાર્થો મઘમઘી રહ્યા હતા; નાના પ્રકારનાં વાજીંત્રો યાંત્રિક કળાવડે સુસ્વરો ખેંચી રહ્યાં હતાં, શીતળ, મંદ અને સુગંધી પવનની લહેરો આવતી હતી. પોતાનાં આભૂષણાદિક પદાર્થોનું નિરીક્ષણ કરતા કરતાં એ શ્રીમાન રાજરાજેશ્વર ભરત એ ભુવનમાં અપૂર્વતાને પામ્યા. એના હાથમાંની એક આંગળિયેથી વીંટી નીકળી પડી. ભરતજીનું ધ્યાન એ ભણી ખેંચાયુ અને આંગળી કેવળ અડવી જણાઇ. નવ આંગળીઓ વીંટીઓવડે જે મનોહરતા ધરાવતી હતી, તે મનોહરતા વિના આંગળી ઉપરથી ભરતેશ્વરને મૂળોત્તર વિચારની પ્રેરણા થઇ. શા કારણથી આ આંગળી આવી લાગવી જોઇએ ? એ વિચાર

ચક્રવર્તીની ઋદ્ધિ.

આરીસાભુવનમાં ભરત રાજા.

શરીર શોભાનું નિરીક્ષણ અને એક વીંટીનું સરી જવું.

વીંટી નીકળી પડી.

આંગળી અડવી !

કરતા વિંટીનું નીકળી પડવુ, એ કારણ, એમ તેમને સમજાયુ તે વાતને વિશેષ પ્રમાણભૂત કરવા બીજી આગળીની વીંટી તેણે ખેંચી લીધી એ બીજી આગળીમાથી જેવી વીંટી નીકળી તેવી તે આગળી અશોભ્ય દેખાઇ વળી એ વાત સિદ્ધ કરવાને તેણે ત્રીજી આગળીમાથી પણ વીંટી સેરવી લીધી એથી વિશેષ પ્રમાણ થયું વળી ચોથી આગળીમાથી વીંટી કાઢી લીધી એટલે એણે પણ એવો જ દેખાવ દીધો.

એમ અનુક્રમે દશે આગળીઓ અડવી કરી મૂકી અડવી થઇ જવાથી સઘળીનો દેખાવ અશોભ્ય દેખાયો અશોભ્ય દેખાવાથી રાજરાજેશ્વર અન્યત્વ ભાવનામા ગદ્ગદિત થઇ એમ બોલ્યા —

**આ તે શરીરની શોભા કે પારકી શોભા ?**

" અહોહો ! કેવી વિચિત્રતા છે કે ભૂમિમાથી ઉત્પન્ન થએલી વસ્તુને ટીપીને કુશળતાથી ઘડવાથી મુદ્રિકા બની. એ મુદ્રિકાવડે મારી અગુલિ સુદર દેખાઇ, એ આગળીમાથી વિટી નીકળી પડતા એથી વિપરીત દેખાવ દીધો, વિપરીત દેખાવથી અશોભ્યતા અને અડવાપણુ ખેદરૂપ થયુ. અશોભ્ય જણાવાનુ કારણ માત્ર વિટી નહિ એ જ ઠર્યું કે ? જો વિટી હત તો તો એવી અશોભા હુ ન જોત એ મુદ્રિકાવડે મારી આ આગળી શોભા પામી, એ આગળીવડે આ હાથ શોભે છે અને એ હાથવડે આ શરીર શોભે છે, તો હવે હુ શોભા કોની ગણુ ? અતિ વિસ્મયતા ! મારી આ મનાતી મનોહર કાંતિને વિશેષ દીપા-

**શેની શોભા ગણું ?**

વનાર મણિ-માણિક્યાદિના અલંકારો અને રંગબેરંગી વસ્ત્રો ઠર્યા; એ કાંતિ મારી ત્વચાની શોભા કરી; એ ત્વચા શરીરની ગુપ્તતા ઢાંકી સુંદરતા દેખાડે છે. અહો ! આ મહા વિપરીતતા છે ! જે શરીરને હું મારૂં માનું છું તે શરીર તે માત્ર ત્વચાવડે, તે ત્વચા કાંતિવડે અને તે કાંતિ વસ્ત્રાલંકારવડે શોભે છે; ત્યારે શુ મારા શરીરની તો શોભા કાંઈ નહિ જ કે ? રુધિર, હાડ-માસનો જ કેવળ એ માળો કે ? અને એ માળો તે હું કેવળ મારો માનું છું ! કેવી ભૂલ ! કેવી ભ્રમણા !! અને કેવી વિચિત્રતા છે !!! કેવળ હું પરપુદ્ગલની શોભાથી શોભું છુ. કોઇથી રમણિકતા ધરાવતું શરીર તે મારે મારૂં કેમ માનવું ? અને કદાપિ એમ માનીને હું એમાં મમત્વભાવ રાખું, તો પણ કેવળ દુઃખપ્રદ અને વૃથા છે. આ મારા આત્માનો શરીરથી એક કાળે વિયોગ છે. આત્મા જ્યારે બીજા દેહને ધારણ કરવા પરવરશે, ત્યારે આ દેહ અહીં રહેવામા કઇ શકા નથી. એ કાયા મારી નથી અને નહિં થાય ત્યારે હું એને મારી માનુ છું, કે માનું એ કેવળ મૂર્ખતા છે.

**કાયા મારી નહિં તો હું શા માટે એનો થાઉં ?**

જેનો એક કાળે વિયોગ થવાનો છે, અને જે કેવળ અન્યત્વભાવ ધરાવે છે, તેમાં મમત્વ શું રાખવું ? એ કાયા જ્યારે મારી થતી નથી, તો મારે એના થવું ઉચિત છે ? નહિ. નહિ, એ જ્યારે મારી નહિં ત્યારે હું એનો નહિં, એમ વિચારૂ, દઢ કરૂં અને પ્રવર્ત્તન કરૂં, એમ વિવેકબુદ્ધિનું તાત્પર્ય છે.

**એ કાંઇ મારૂં નહિં**

આ આખી સૃષ્ટિ અનંત ચીજથી અને અનંત પદાર્થોથી ભરી છે; તે સઘળા પદાર્થ કરતાં જેના જેટલી કોઇ પણ વસ્તુ પર મારી પ્રિયતા નથી, તે વસ્તુ મારી ન થઇ, તો પછી કઇ વસ્તુ મારી હોય ? અહો ! હું બહુ ભૂલી ગયો. મિથ્યા મોહમાં લથડી પડયો તે નવયૌવનાઓ, તે માનેલા કુળદીપક પુત્રો, તે અઢળક લક્ષ્મી, તે છ ખંડનું મહાન્ રાજ્ય એ મારા નથી એમાંનું લેશ માત્ર મારૂં નથી. એમાં મારો કિંચિત્ ભાગ નથી. જે કાયાથી એ સઘળી વસ્તુઓનો હું ઉપભોગ લઉં છું, તે ભોગ્ય વસ્તુ જ્યારે મારી ન થઇ ત્યારે જે હું મારી માની બેઠો છું, એવી બીજી વસ્તુઓ, સ્નેહી, કુટુંબીઓ ઇત્યાદિ મારા શું થનાર હતા ? નહિં, કંઇ જ નહિં. એ મમત્વભાવ મારે જોઇતો નથી. એ પુત્ર, એ મિત્ર, એ કલત્ર, એ વૈભવ અને એ લક્ષ્મીને મારે મારા માનવાજ નથી. હું એનો નહિં, એ મારા નહિ.

**પોતાનો દ્વેષ કરી પારકું મમત્વ કોણ કરે?**

પુણ્યાદિક સાધીને મેં જે જે વસ્તુઓ પ્રાપ્ત કરી તે તે વસ્તુ મારી ન થઇ, એ જેવું સંસારમાં કયું ખેદમય છે ? મારા ઉગ્ર પુણ્યત્વનું ફળ આજ કે ? છેવટે એ સઘળાનો વિયોગ જ કે ? પુણ્યત્વનું એ ફળ પામીને એની વૃદ્ધિ માટે જે જે પાપ કર્યાં, તે તે મારા આત્માએજ ભોગવવાં કે ? તે પણ એકલાએજ કે ? એમાં કોઇ સહીયારી નહિં કે ? નહીં, નહીં આમ એ દેહ જે મારાથી અન્ય છે, પર છે, કેવળ અલગ છે, તેનું મમત્વ કરી, આત્માનો દ્વેષી થઇ, તેને નર્ક, રૌદ્ર નર્કમા નાખું, એના જેવું કયું અજ્ઞાન ? એવી કઇ ભ્રમણા છે ? એવો કયો અવિવેક છે ?

શલાકાપુરૂષોમાંનો હું એક ગણાયો, ત્યાં આવાં કૃત્ય ટાળી શકું નહિં અને પ્રાપ્ત કરેલી પ્રભુતાને ખોઇ બેસું, એ કેવળ અયુક્ત છે. એ પુત્રોનો, એ પ્રમદાઓનો, એ રાજ–વૈભવનો અને એ વાહનાદિક સુખનો મારે કશો અનુરાગ નથી; મમત્વ નથી.”

**વૈરાગ્યનો પ્રકાશ અને તિમિરનું ટળવું.**

વૈરાગ્યનું આવું ચિત્ર ચક્રીરાજ ભરતનાં અંતઃકરણમાં પડયું કે તિમિરપટલ ટળી ગયું. શુક્લ ધ્યાન પ્રાપ્ત થયું. અશેષ કર્મ બળીને ભસ્મીભૂત થયા. મહાદિવ્ય અને સહસ્રકિરણથી પણ અનુપમ કાંતિમાન કૈવલ્યજ્ઞાન પ્રગટ થયું. તે જ વેળા તેણે પંચમુષ્ટિ કેશલુંચન કર્યું. શાસનદેવીએ એને સંતસાજ આપ્યો; અને તે મહાવિરાગી, સર્વજ્ઞ, સર્વદર્શી, થઇ, ચાર ગતિ, ચોવિશ દંડક અને આધિ–વ્યાધિ–ઉપાધિથી વિરક્ત થયા. ચપળ સંસારના સકલ સુખવિલાસથી એણે નિવૃત્તિ કરી. પ્રિયાપ્રિય ગયું; અને તે નિરંતર સ્તવવા યોગ્ય પરમાત્મા થયા.

**ભરત કેવલી થયા.**

**પ્રમાણ શિક્ષા**

એમ એ છ ખંડનો પ્રભુ, દેવના દેવ જેવો, અઢળક સામ્રાજ્ય લક્ષ્મીનો ભોક્તા, મહાયુનો ધણી, અનેક રત્ન ધરાવનાર, રાજરાજેશ્વર ભરત આદર્શ ભુવનમાં અન્યત્વ ભાવના ઉપજવાથી શુદ્ધ વિરાગી થયો.

ખરેખર ભરતેશ્વરનું મનન કરવા યોગ્ય ચરિત્ર સંસારની શોકાર્ત્તતા અને ઔદાસીન્યતાનો પૂરેપૂરો

**ભરતને શી ખામી હતી ?** ભાવ, ઉપદેશ અને પ્રમાણ દર્શિત કરે છે. એને ત્યાં કાંઇ ખામી હતી ? નહોતી એને ત્યાં નવયૌવના સ્ત્રીઓની ખામી કે નહોતી રાજ્યઋદ્ધિની ખામી; નહોતી વિજયસિદ્ધિની ખામી કે નહોતી નવનિધિની ખામી; નહોતી પુત્ર સમુદાયની ખામી કે નહોતી કુટુંબ પરિવારની ખામી; નહોતી રૂપ કાંતિની ખામી કે નહોતી યશસ્કીર્તિની ખામી ! આમ એ સંપૂર્ણ ઋદ્ધિ-સિદ્ધિ એને ત્યાં હતી, છતાં ભરતેશ્વરે વિવેકથી અન્યત્વનું સ્વરૂપ જોયું, જાણ્યું અને સર્પ-કંચુકવત્ સંસારપરિત્યાગ કરી તેનું મિથ્યા મમત્વ સિદ્ધ કરી આપ્યું. મહાવૈરાગ્યની અચળતા, નિર્મમત્વતા અને આત્મશક્તિનું પ્રફુલ્લિત થવું આ મહાયોગીશ્વરના ચરિત્રમાં રહ્યું છે.

એક પિતા (શ્રી ઋષભદેવ ભગવાન્) ના સો પુત્રમાં નવાણું આગળ આત્મ-સિદ્ધિને સાધતા હતા. સોમા આ ભરતેશ્વરે સાધી. પિતાએ પણ એ જ સિદ્ધિ સાધી ભરતેશ્વરી રાજ્યાસનભોગિયો ઉપરાઉપર આઠ નાર, **એ જ અરીસા ભુવનનો મહિમા.** એજ આદર્શભુવનમાં તે જ સિદ્ધિને પામ્યા કહેવાય છે. એ સકળ સિદ્ધિસાધક મંડળ અન્યત્વનેજ સિદ્ધ કરી એકત્વમાં પ્રવેશ કરાવે છે. અભિવંદન હો તે પરમાત્માઓને !!

॥ इति श्री शांतसुधारसगेयकाव्ये अन्यत्व
भावनाविभावनो नाम पंचमः प्रकाशः ॥

ઇતિ શ્રી શાંતસુધારસ નામના ઢાળબદ્ધ
કાવ્યમાં અન્યત્વભાવના નામનો પાંચમો પ્રકાશ સમાપ્ત.

ॐ

# છઠી અશુચિ ભાવના.

॥ शार्दूलविक्रीडित वृत्तं ॥

सच्छिद्रो मदिराघटः परिगलत्तल्लेशसंगाशुचिः ।
शुच्या मृद्यमृदा बहिः स बहुशो धौतोऽपि गंगोदकैः ॥
नाधत्ते शुचिता यथा तनुभृता कायो निकायो महा–
बीभत्सास्थिपुरीषमूत्ररजसा नायं तथा शुद्ध्यति ॥ १ ॥

અર્થ—આ દેહ મદિરાના કુંભ જેવો છે મદિરાના કુંભમા મદિરા ગાળવા છિદ્રો પાડેલા હોય છે તેમ આ દેહમા પણ અનેક છિદ્રો છે મદિરાના ભાજન મદિરા ગાળવાનુ માથી છિદ્રો વાટે મદિરા બહાર ગલાતાં વાસણ અને આ તેના જરા પણ સંગથી તે ભાજન દેહ સરખામણી અપવિત્ર થાય છે, તેમજ આ દેહમાથી જુદા જુદા છિદ્રવાટે મળ, મૂત્ર, પરસેવો, રૂધિર, વીર્ય, પરૂ આદિ અપવિત્ર વસ્તુઓ ઝરી રહી છે તે આ દેહને અપવિત્ર કરી રહી છે છિદ્રો વાટે ગળતી

મદિરાથી અપવિત્ર થતુ મદિરાનું વાસણ જેમ પવિત્ર માટીથી બહાર ઘસ્યા છતા, અને પવિત્ર ગંગા નદીના જળથી ધોયા છતાં પવિત્ર થઇ શકતુ નથી તેમ આ દેહધારીઓનો આ દેહ પણ જે સુગ આવે એવા હાડ, ચર્મ, માસ, રક્ત, મૂત્ર, મળ, શુક્રનુ સ્થાન છે, અને જેના છિદ્રોદ્વારા અનેક અશુચિમય પરિસ્વેદ, મૂત્રાદિ પદાર્થો વહી રહ્યા છે, તે પવિત્ર માટીથી ઘસો કે શુદ્ધ ગંગોદકથી ધોવો, પણ પવિત્ર થઇ શકતો નથી તાત્પર્ય કે એકજ વાર અશુચિ ઝરી હોય અને ફરી પાછી ઝરવાની ન હોય, તો તો માટી-જળ આદિથી ઘસતા-ધોતા મદિરાના વાસણ કે આ દેહને પવિત્ર કરી શકાય, પણ જ્યા નિરંતર અશુચિ વહ્યા કરતી હોય, તે ભાજનને ફરી ફરી માટીથી ઘસીએ, શુદ્ધ જળથી ધોઇએ તો પણ તે પવિત્ર થતુ નથી, ઉલટા એ માટી અને જળ અપવિત્ર થાય છે ગંગાનુ પાણી ગમે તેવુ મીઠુ અને શુદ્ધ છતા ખારા સમુદ્રમા પડતા ખારૂ અને મલિન થાય છે, અથવા ગટરમા પડતા ગમે તેવુ શુદ્ધ જળ અશુદ્ધ થાય છે, તેમ આ અપવિત્ર દેહ, જેમાથી રાત્રિ-દિવસ, અશુચિ વહ્યા કરે છે, જે અશુચિનુ સ્થાનક છે, તે ધોયા-મસળ્યા છતા કેવા પ્રકારે શુદ્ધ થઇ શકે ? ૧

॥ मंदाक्राता वृत्तं ॥

स्नायं स्नायं पुनरपि पुनः स्नाति शुद्धाभिरद्भिः ।
वारं वारं वत मलतनुं चंदनैरर्चयंते ॥
मूढात्मानो वयमपमलाः प्रीतिमित्याश्रयंते ।
नो शुद्ध्यंते कथमनकरः शक्यते शोध्धुमेवं ॥ २ ॥

અર્થ—અહો ! મૂઢ જીવો એક વાર નાહ્યા, બીજી વાર નાહ્યા, ત્રીજી વાર નાહ્યા, એમ ફરી ફરી શુદ્ધ જળવડે નાહ્ય છે; અને મલના સ્થાનરૂપ આ શરીરને ચંદન-સુખડથી ચર્ચે છે; અને હવે અમે પવિત્ર છીએ એમ ગણી એના પર પ્રીતિ-મોહ ધરે છે, પણ વાસ્તવિક રીતે એમ નથી. એ શરીર કદી શુદ્ધ નથી થતું. ઉકરડો કદી શુદ્ધ થાય ખરો ? ન જ થાય; કેમકે ત્યા નિરંતર ખાતર, કચરો રહ્યાં કરે છે. એક વખતનો કચરો જ્યાં ન ઉપડયો ત્ય બીજો આવી પડે છે તેમ આ શરીર પણ કચરાના ઉકરડા જેવું છે. ત્યા નિરંતર મળ રહે છે. એક વખતનો મળ જ્યા દૂર કે ઓછો થતો નથી ત્યા બીજો આવી ઉપજે છે એક વખતનો પરસેવો, મેલ આદિ જ્યાં જળાદિથી ધોતા દૂર થયો હોતો નથી, એટલામાં નવો પરસેવો, મેલ આદિ બહાર આવી પડે છે. આમ નિરંતર જેમાંથી મળ વહે છે, એવુ અશુચિનુ સ્થાનક દેહ છતા, તેને સ્નાનવડે પવિત્ર થયેલું ગણનારા, તેના ઉપર ચદનાદિ વિલેપનાના અને એને પવિત્ર ગણી તે પર પ્રીતિ-મૂર્છા રાખનારા જીવો ખરેખર મૂઢ છે. ૨.

(૨) ઉકરડો અને આ દેહ.

॥ शार्दूलविक्रीडितं वृत्तं ॥

कर्पूरादिभिरर्चितोऽपि लशुनो नो गाहते सौरभं ।
ना जन्मोपकृतोऽपि हंत पिशुनः सौजन्यमालंबते ॥
देहीप्येप तथा जहाति न नृणां स्वाभाविकीं विस्तृतां ।
नाभ्यक्तोऽपि विभूषितोऽपि बहुधा पुष्टोऽपि विश्वस्यते ॥३॥

અર્થ:—કર્પૂર, ચંદન, બરાસ, ગોરોચન, અત્તર આદિ સુગંધી વસ્તુઓનો લશણ ઉપર

(૩) લશણ અને આ દેહ. ભલે લેપ કરો, પણ લશણ પોતાનો દુર્ગંધ સ્વભાવ છોડી સુગંધ ગ્રહણ કરે નહિ.

ભલે આખા જન્મ પર્યંત તેના ઉપર ઉપકાર કરવામાં આવે પણ ચાડીયો દુર્જન સુજનતા પામે નહિં.

તેમ આ શરીરને વિવિધ પ્રકારનાં તેલ મર્દન કરો, અભ્યંગ કરો, શણગારો, ખવડાવી-પીવડાવી પુષ્ટ કરો, પણ તે તેની સ્વાભાવિક અશુચિ મૂકે નહિં.

આ શરીર ઉપર સુગંધી છાંટો ચંદન લેપ કરો, તેને શણગારો, ખવડાવો અને એમ માનો કે હવે એ સારૂં થયું, રૂડું થયું, પવિત્ર થયું; પણ એમ માનવા જેવું નથી. એ ભરોસો પણ રાખવો યોગ્ય નથી. અર્થાત્ જે સ્વાભાવિક રીતે અપવિત્ર છે, તે કૃત્રિમ પવિત્રતાના સાધનોથી અપવિત્રતા છોડેજ નહિં.

"તન તું ગણે છે, તારૂં રે, તે નથી તારૂં રે,<br>"સંભાળીને રાખ્યું સારૂં, તોલવાળું કીધું તાજું;<br>"ખવડાવી ખાટું ખારૂં રે,.. તે નથી તારૂં રે.<br>"જ્યારે એ રોગી જણાશે, મૂકવાનું મન થશે,<br>"અતિશે થશે અકારૂં રે....તે નથી તારૂં રે"

પ્રકીર્ણ

॥ उपेंद्रवज्रा वृत्तं ॥

यदीय संसर्गमनाप्य सद्यो,
भवेच्छुचीनामशुचित्वमुच्चैः ॥
अमेध्ययोनेर्वपुषोस्य शौच—
संकल्पमोहोयमहो महीयान् ॥ ४ ॥

અર્થ—ઉચા પ્રકારના પવિત્ર પદાર્થો પણ આ અપવિત્ર શરીરનો સંસર્ગ પામતા એકદમ અપવિત્ર થઇ જાય છે, તો તેવા અશુચિપણાના કારણ રૂપ આ શરીરને પવિત્ર કરવાનો સંકલ્પ–વિચાર કરવો એ કોઈ મ્હોટો આશ્ચર્યકારક મોહજ છે. ભલે ઉચી જાતના બાવનાચંદનનું વિલેપન આ શરીરને કરો પણ તેજ થોડા વખતમા સુગંધરહિત દુર્ગંધપણાને ભજે છે. તેમજ રૂડા રૂડા ભાતભાતના સ્વાદિષ્ટ સુગંધી અશન–પાનવડે આ દેહને આરોગો, પણ તે ખાન–પાન પણ થોડા કાળમાં નરક–મૂત્રરૂપે પરિણમે છે આવો જેનો અશુચિમય સ્વભાવ છે, એ દેહને પવિત્ર કરવાનો વિચાર,–એ તો ખરેખર મહાન્ મોહ છે ૪

દેહની સાહજિક અશુચિ, અન્ન–વિષ્ટા પાન–પૂરીષ

॥ स्वागता वृत्तं ॥

इत्यवेत्य शुचिवादमतथ्यं ।
पथ्यमेव जगदेकपवित्रं ॥
शोधनं सकलदोषमलानां ।
धर्ममेव हृदये निदधीथाः ॥ ५ ॥

**અર્થ**:—એ રીતે આ અપવિત્ર શરીરને 'પવિત્ર કરવાનો વાદ ખોટો જાણીને જગતમા એક પવિત્ર **ખરો શુચિ પદાર્થ** પથ્ય સર્વપાપદોષરૂપ મેલ–અશુચિને ટાળનાર–શોધનાર ધર્મને તમે હૃદયમા ધારણ કરો તાત્પર્ય કે અશુચિભરી કાયા તો શુચિરૂપ થઇ શકે એમ નથી માટે એ વાદ ત્યજી દેવો યોગ્ય છે, અને ખરેખરી પવિત્ર વસ્તુ ધર્મ, જે પથ્ય છ, પાળવા–આદરવા યોગ્ય છે અને જે બધા પાપમેલને ધોઇ નાખવા સમર્થ છે, તેનુંજ શરણુ–ધારણુ કર્ત્તવ્ય છે. ૫

"ખાણુ મૂત્ર ને મળની,
"રોગ જરાને નિવાસનુ ધામ;
"કાયા એવી ગણીને,
"માન ત્યજીને કર સાર્થક આમ."
—શ્રીમદ્ રાજચદ્ર.

હવે આ ભાવનાનુ અષ્ટકાળિયુ કહે છે —

॥ આસાવારી રાગ ॥

॥ કાગારે તનુ ચુની ચુની જાવે એ દેશી ॥

भावय रे वपुरिदमतिमलिनं ।
विनय विबोधय मानसनलिनं ॥
पावनमनुचिंतय विभुमेकं ।
परममहोदयमुदितविवेकं । भा० १ ॥

**પવિત્ર તો આત્મા છે.**

અર્થ—હે વિનય ! તું આ શરીરને અતિ મલિન જાણ. અને તારા મનરૂપી કમળને સમજાવ કે પવિત્ર તો જેને મહાન્ જ્ઞાનાદિ ઐશ્વર્ય પ્રાપ્ત થયું છે, જેનામાં વિવેકનો ઉદય થયો છે,-તે એક પરમાત્માજ છે. તાત્પર્ય કે આ શરીર પવિત્ર નથી; માટે એનો વિચાર ત્યજી દે અને ખરેખર પરમ પવિત્ર તો જ્ઞાનાત્મા ભગવાન્ છે, તેનું તું ચિંતવન કર. ૧.

दम्पतीरेतोरुधिरविवर्त्ते,
किं शुभमिह मलकश्मलगर्त्ते ।
भृशमपि पिहितः स्रवति विरूपं,
को बहुमनुतेऽवस्करकूपं ॥ मा० २ ॥

**શુક્ર શોણિતનાં વિવર્ત્ત એ આ દેહ.**

અર્થઃ—અહો ! આ શરીર તો સ્ત્રી-પુરૂષનાં રક્ત-શુક્રના વિવર્ત્તરૂપ છે; અર્થાત સ્ત્રીનું રુધિર અને પુરૂષનું વીર્ય,—એ બેના સયોગથી ઉત્પન્ન થએલો આ વિકાર છે. અહો ! એ મેલરૂપ ચીખલ-કીચડ,કાદવની ખાઇ છે એમાં શું સારૂં-શોભનિક છે ? કંઇજ નહિં. એ શરીરને હાડ-ચામથી ગમે તેટલું ઢાંકયું છે, તોપણ તેમાંથી અત્યંત દુર્ગંધનીક, સુગ આવે એવા પદાર્થો નિરંતર ઝરી રહ્યા છે તો એવા કચરાના કુવાનું તે કોણ બહુમાન કરે ?. અર્થાત્ એવા અશુચિ ભરેલા શરીરનું લેશ માત્ર પણ માન કર્ત્તવ્ય નથી. આમ હે વિનય ! તું શરીરનું અપવિત્રપણું વિચાર ! તારા મનકમળને વિકસાવ ૨.

भजति सचंद्रं शुचितांबूलं ।
कर्तुं मुखमारुतमनुकूलं ॥
तिष्ठति सुरभि कियंतं कालं ।
मुखमसुगंधि जुगुप्सितलालं ॥ भा० ३ ॥

**કોયલો ધોવો.**

અર્થઃ—જીવો મુખવાયુને અનુકૂળ કરવા, સુગંધી કરવા કર્પૂર પ્રમુખ નાંખીને તાંબૂલ-પાન ખાય છે; પણ આ મુખ જે અસુગંધી છે, દુર્ગંધવાળું છે, અને જેમાં સુગ આવે એવી લાળ રહેલી છે, તેમાં તે એ સુગંધી કેટલો વખત ટકશે? અર્થાત બહુ નહિં ટકે. રાત્રે ગમે તેવા સુગંધી પાન ચાવી સુઈ રહો, સવારે ઉઠતાં મોઢું ગંધાતું હશે; જીભ પર ઉલનો મળનો પોપડો બાઝયો હશે. આમ હે વિનય! આ શરીરની અપવિત્રતા પ્રત્યક્ષ છે; તે તું વિચાર, વિચાર. તારા મનકમળને જાગૃત કર. ૩.

असुरभिगंधवहोंतरचारी ।
आवरितुं शक्यो न विकारी ॥
वपुरुपजिघ्रसि वारंवारं ।
हसति बुधस्तव शौचाचारं ॥ भा० ४ ॥

**કોઠીનો કાદવ**
**અશુચિ કેમ ટળે?**

અર્થઃ—હે! વિનય, દુર્ગંધ વહેનારો અંતરમાં રહેલો વિકાર ટાળવા-ઢાંકવા તો તું સમર્થ નથી, છતાં આ તારા શરીર પર કૃત્રિમ સુગંધ છાંટી તેને તું વારંવાર સુંઘે છે, તારો શૌચાચાર જોઇ ડાહ્યા માણુસો હસે છે.

તાત્પર્ય કે જો તારાથી બને તો ખરેખરૂં કર્ત્તવ્ય તો એ છે કે દુર્ગંધના કારણરૂપ શરીરની અંદર રહેલો જે વિકાર તે દૂર કરવો; કારણ કે એ વિકારરૂપ મૂળ કારણથી બહાર અશુચિ નીકળી આવે છે. એ વિકારરૂપ કારણ દૂર થાય તો પછી અશુચિનો લેશ પણ ન રહે; પણ આ અંતર્ વર્તનારો વિકાર તો તું જાણે તેમ તારાથી દૂર થઈ શકે એમ નથી. એટલે બહારની પવિત્રતા રાખવા–જાળવવાના તારા પ્રયાસ મિથ્યા છે. તેમાં પણ જ્યારે એને ખરેખર પવિત્ર ગણી મોહવશ થઈ તું સુએ છે, ત્યારે તો ડાહ્યા પુરૂષો એ તારી કૃતિ પર ધૂમ હસે છે: આવો અશુચિ પ્રકાર દેહનો છે, તે તારા હૃદયમાં હે વિનય! તું ધાર. ૪.

द्वादश नव रंध्राणि निकामं ।
गलदशुचीनि न यांति विरामं ॥
यत्र वपुषि तत्कलयसि पूतं ।
मन्ये तव नूतनमाकूतं ॥ भा० ५ ॥

**બારે વાટે ને નવે ઘાટ વ્હેતી નીક. પવિત્રતા ક્યાં રહી?**

અર્થઃ—પુરૂષના શરીરમાં નવ અને સ્ત્રીના શરીરમાં બાર મ્હોટાં છિદ્રો વાટે અહોરાત્ર અશુચિ ઝરી રહી છે. તે શરીરને તું પવિત્ર માને છે, એ તો હે વિનય! મને તારો કોઈ નવીન આચાર લાગે છે. અર્થાત્ આવો આચાર તો મેં જોયો–સાંભળ્યો નથી. જે પ્રત્યક્ષ અપવિત્રતાનું સ્થાન છે, જેમાંથી નિરંતર અશુચિ વહ્યાં કરે છે, તેને તું પવિત્ર માને છે? પણ એ પવિત્ર નથી, એમ હે વિનય! તું નિરધાર. ૫.

अशितमुपस्करसंस्कृतमन्नं ।
जगति जुगुप्सां जनयति हन्नं ॥
पुंसवनं धैनवमपि लीढं ।
भवति विगर्हितमतिजनमीढं ॥ भा० ६ ॥

અર્થઃ—અહો! આ જગત્‌માં મસાલા, વઘાર પ્રમુખ સામગ્રીથી સંસ્કાર કરેલું, રાઇ, મરચાં, એલચી આદિ ભરી સ્વાદિષ્ટ કરેલું અન્ન ખાધા પછી વિષ્ટા રૂપે પરિણમી જુગુપ્સા-સુગ ઉપજાવે છે; તેમજ વીર્યવૃદ્ધિ કરે એવું ગાયનું દૂધ પણ પીધા પછી અત્યંત ગર્હણીય મૂત્ર રૂપે પરિણમે છે. તાત્પર્ય કે આ દેહની અંદર કોઇ એવો વિકાર રહેલો છે કે સ્વાદિષ્ટ અન્ન અને પવિત્ર, ગણાતી ગાયનું દૂધ પણ અનુક્રમે વિષ્ટા અને મૂત્ર રૂપે પરિણમે છે. આવું અશુચિનું સ્થાનક દેહ છે, તે હે વિનય! તું વિચાર, વિચાર. ૬.

**વિષ્ટા અને મૂત્ર, અન્નજળના વિકાર!**

केवलमलमयपुद्गलनिचये ।
अशुचीकृतशुचिभोजनसिचये ॥
वपुषि विचिन्तय परमिह सारं ।
शिवसाधनसामर्थ्यमुदारं ॥ भा० ७ ॥

અર્થઃ—There is something bright even in the darkest cloud. શ્યામમાં શ્યામ વાદળકરડામાંનું રત્ન જામાં પણ કંઇક ઉજળો ચળકાટ છે,—એવી એક લોકવાણી સત્ય છે. ગમે તેવી ખરાબ અસારરૂપ વસ્તુમાંથી તત્ત્વગવેષકો સાર શોધી કાઢે છે.

**મનુષ્ય દેહનું માહાત્મ્ય.**

તેમ હે વિનય ! આ શરીર જો કે કેવળ સડી-પડી જવાના, નાશ પામવાના સ્વભાવવાળા પુદ્‌ગલનો સમૂહ છે, અને એની અંદર પડેલ પવિત્ર આહાર-પાન પણ વિષ્ટા-પૂરીષરૂપે પરિણમે છે, આમ જો કે કેવળ મલિન અને અસારભૂત આ દેહ છે, તો પણ તેમાં આ એક પરમ સારભૂત વસ્તુ છે, તે તું વિચાર. ગમે તેવો અશુચિમય આ દેહ છે, છતાં એમાં શિવસુખ, મોક્ષ સુખ આપવાનું સામર્થ્ય છે; એવો એ દેહ ઉદાર-ઉચ્ચ છે. જે દેહ અશુચિમય હોતાં કેવળ અસારભૂત છે, તે મનુષ્ય દેહને સારભૂત કરવો હોય, તેનું સાર્થક કરવુ હોય, તો તે દેહમાં મોક્ષસુખ આપવાનું જે સામર્થ્ય છે, તેનો તું લાભ લઇ લે. કોઇ પણ ગતિમાંથી મોક્ષ પામી શકાય એમ હોય તો તે આ મનુષ્ય ગતિજ છે; બીજા દેહે મોક્ષ પામી શકાતો નથી દેવતાઓ પણ એ દેહને ઇચ્છે છે. દેવતાઓ સંયમ આરાધી શકતા નથી, જ્યારે આ દેહથી સંયમ પાળી શકાય છે; વિરતિના ભાવ, ઉદ્યમ આ દેહે થઈ શકે છે. સંયમ-વિરતિ વિના, ચારિત્ર વિના મોક્ષ સુલભ નથી. આમ આ દેહ મોક્ષ પમાડવાનું સામર્થ્ય ધરાવે છે, પણ તે તો જો આ દેહનો ઉપયોગ સંયમ-વ્રત-ચારિત્ર અર્થે કરવામા આવે તો જ.

" देहस्य सारं व्रतधारणं च. "

દેહનો નિર્વાહ કરવો, તેને ખવડાવવું, પીવડાવવું, પહેરાવવું, ઓઢાડવું એ કેવળ વ્રત-સંયમના નિર્વાહ

મનુષ્ય દેહ ઉત્તમ અર્થેજ હોય તો દેહનું સાર્થક છે. કેવળ નૌકા, ચતુર મોહને લઈ, વિષયાધીન વૃત્તિને લઈ નાવિક જોઈએ. દેહનો ઉપયોગ ખાવામાં, પીવામાં, વિષયભોગમાં કરવામાં આવે, તો તે દેહ હારી જવા જેવું છે, ગાઢી ગતિનું કારણ છે. તો એવી મૂર્ચ્છા ટાળવા આ અશુચિ ભાવના ભાવવી ઘટે છે. દેહનું અપવિત્રતામય વાસ્તવિક સ્વરૂપ સદ્‌બુદ્ધિપૂર્વક વિચારીએ તો આ મૂર્ચ્છા અવશ્ય ટળશે, અને વ્રત-સંયમ આદિ આત્મહિતપ્રવૃત્તિ ભણી આ અમૂલ્ય દેહનો ઉપયોગ, થશે. સંસારસમુદ્રમાંથી જીવને તારી નિર્વાણ કાંઠે લઈ જનાર નાવ આ મનુષ્ય દેહ છે, પણ તેમાં કષાય; મોહ, મૂર્ચ્છા, પ્રમાદ, આર્ત્ત-રૌદ્રધ્યાન આદિ બાંકાં ન પડે તોઃ અને વ્રત-સંયમ ઉપયોગ-જાગ્રત, સાધ્યદષ્ટિ, પુરૂષાર્થ, સત્ય, વિનય આદિ ઉત્તમ સઢ, કુવાસ્તંભ અને આનુકૂળ પવન હોય તોજ એ વ્હાણ સહીસલામત મુક્તિ બંદરે પહોંચાડે છે. આમ આ મનુષ્ય દેહનો સાર શિવસુખ આપવાનું તેનું સામર્થ્ય છે, માટે એ સામર્થ્યનો તું લાભ લઈ લે; અને બીજી રીતે એ દેહને અશુચિમય, અસાર ગણ, એમાં મૂર્ચ્છા પામ નહિં. ૭.

येन विराजितमिदमतिपुण्यं ।
तच्चिंतय चेतननैपुण्यं ॥
विशदागममधिगम्य निपानं ।
विरचय शांतसुधारसपानं ॥ मा० ८ ॥

**“ભાઇના કુલ ભાઇને, શોભા મારા ભાઇને,”**

**એ'તો ચેતનનો જ ગુણ.**

અર્થઃ—જો કે ઉપર કહ્યું કે આ મનુષ્ય દેહ મોક્ષ-પ્રાપ્તિનું સાધન છે, અને એથી અતિ પુણ્યવાન્ પવિત્ર ગણાય છે; અને એ કારણથી એ દેહ શોભનિક છે; પણ આ દેહને જે શોભા મળી છે, તે કાંઇ તેના પોતાના ગુણ કે નિપુણતાને લઇ નહિં. એતો આ ચેતનનીજ કુશળતા-નિપુણતા-ચતુરાઈ છે કે દેહ આ માન ખાટી જાય છે. બાકી દેહની પોતાની શોભા અને તેની પોતાની નિપુણતા તો અશુચિપણામાજ છે ! આવો દેહનો અશુચિ પ્રકાર હે વિનય ! તું વિચાર. અને પવિત્ર સિદ્ધાંત, સત્શાસ્ત્રરૂપ જળસ્થાન પામી તું શાંત-સુધારસનું પાન કર. તાત્પર્ય કે સદ્ગુરૂને શોધ; તે પાસે જા; વિનયપૂર્વક તેઓ સમીપે શાસ્ત્રશ્રવણ કર; સમતાનો બોધ લે, અને એ સમતારૂપી અમૃતપાન કરી અમર થા. હે ચેતન ! જો ફરી આ અશુચિમય દેહ કોના કોના જેવો છે ? કહી જઉં છું, તે તું વિચાર—

### દેહને ઉપમા.

(૧) દેહ ચોમેર છિદ્રવાળા મદિરાનાં વાસણ જેવો છે.
(૨) દેહ કચરાના ઉકરડા જેવો છે.
(૩) નગરની ખાળ ( Gutter ) જેવો છે.
(૪) દેહ લશણ જેવો છે.
(૫) દેહ દુર્જન જેવો છે.

(૬) દેહ કચરાની ખાણ છે.

આવું દેહનું અશુચિમય સ્વરૂપ વિચારી તેમાં સુજ્ઞ જીવે મૂર્છા કરવી ન ઘટે.

બીજી દૃષ્ટિએ એજ દેહ ફરી એ વડે વ્રત-સંયમ આદરવામા આવે, તો મોક્ષ આપવા જેટલું સામર્થ્ય ધરાવે છે ૮.

**આ અશુચિમય દેહનુ લેશ માત્ર મોહ, માન, અભિમાન કરવા જેવું નથી.** એ સંબંધી શ્રી સનત્કુમારની આ વાત બહુ મનન કરવા જેવી છે

### સનત્કુમાર.

ચક્રવર્તીના વૈભવમાં શી ખામી હોય ? ભરત રાજાની વાતમાં એ વૈભવની બહોળાશ બતાવી છે.

**સનત્કુમારનું સુરૂપ અને સ્વર્ગમાં પ્રશંસા.** સનત્કુમાર પણ ચક્રવર્તી હતા તેના વર્ણ અને રૂપ અત્યુત્તમ હતાં. એક વેળા સુધર્મ સભામાં એ રૂપની સ્તુતિ થઇ કોઇ બે દેવોને એ વાત રૂચી નહિં. આથી તેઓ તે શંકા ટાળવાને વિપ્રરૂપે સનત્કુમારના અંતઃપુરમા ગયા. સનત્કુમારનો દેહ તે વેળા ખેળથી ભર્યો હતો. તેને અંગે મર્દનાદિ પદાર્થોનુ માત્ર વિલેપન હતુ તેણે એક નાનું પંચિયું પહેર્યું હતું અને તે સ્નાનમજ્જન કરવા બેઠા હતા વિપ્રરૂપે આવેલા દેવતા તેનું મનોહર મુખ, કંચનવર્ણી કાયા અને ચંદ્ર જેવી કાંતિ જોઇને બહુ આનંદ પામ્યા અને માથુ ધૂણાવ્યું. આ જોઇને ચક્રવર્તીએ પૂછ્યું, તમે માથું શા માટે ધુણાવ્યું ? દેવતાઓએ કહ્યું. અમે તમારૂં વર્ણ અને રૂપ જોવા

બહુ અભિલાષી હતા; સ્થળે સ્થળે તમારાં વર્ણ-રૂપની સ્તુતિ સાંભળી હતી; આજે અમે એ પ્રત્યક્ષ જોયું, જેથી અમને પૂર્ણ આનંદ ઉપજ્યો. માથું ધૂણાવ્યું એનું કારણ એ કે જેવું લોકોમાં કહેવાય છે તેવુંજ રૂપ છે.

**દેવતાઓની પ્રસન્નતા.**

એથી વિશેષ છે, પણ ઓછું નથી. સનત્કુમાર સ્વરૂપવર્ણની સ્તુતિથી પ્રભુત્વ લાવી બોલ્યા કે-તમે આ વેળા મારૂં રૂપ જોયું તે ભલે, પરંતુ હું રાજસભામાં વસ્ત્રાલંકાર ધારણ કરી બેસું છું, ત્યારે મારૂં રૂપ અને મારો વર્ણ જોવાં યોગ્ય છે. અત્યારે તો હું ખેળભરી કાયાએ બેઠો છું. જો તે વેળા તમે મારા રૂપવર્ણ જુઓ, તો અદ્‌ભુત ચમત્કારને પામો અને ચકિત થઇ જાઓ.

**સનત્કુમારનો રૂપમદ.**

દેવોએ કહ્યું, ત્યારે પછી અમે રાજસભામાં આવશું. એમ કહી તેઓ ત્યાંથી ચાલ્યા ગયા.

સનત્કુમારે ત્યારપછી ઉત્તમ વસ્ત્રાલંકાર ધારણ કર્યા. અનેક ઉપચારથી જેમ પોતાની કાયા વિશેષ આશ્ચર્યતા ઉપજાવે તેમ કરીને તે રાજસભામાં આવી સિંહાસન પર બેઠા. આજુબાજુ સમર્થ મંત્રીઓ, સુભટો, વિદ્વાનો અને અન્ય સભાસદો યોગ્ય આસને બેસી ગયા હતા. રાજેશ્વર ચામર, છત્રથી વિંઝાતા અને ખમા ખમાથી વધાવાતાં વિશેષ શોભી રહ્યા છે, ત્યાં પેલા દેવતાઓ પાછા વિપ્રરૂપે

**રાજસભા અને દેવોનું આગમન.**

આવ્યા. અદ્‌ભુત રૂપ-વર્ણથી આનંદ પામવાને બદલે જાણે ખેદ પામ્યા છે એવા સ્વરૂપમાં તેઓએ માથું ધૂણાવ્યું; ચક્ર-

વર્તીએ પૂછ્યું, અહો ! બ્રાહ્મણો, ગઇ વેળા કરતા આ વેળા તમે જુદા રૂપમાં માથું ધૂણાવ્યુ એનું શું કારણ છે ?

**દેવતાઓનો અને સનત્કુમારની શંકા.**

અવધિજ્ઞાનાનુસારે દેવવિપ્રોએ કહ્યું, હે મહારાજા ! તે રૂપમાં અને આ રૂપમા ભૂમિ–આકાશનો ભેદ ફેર પડી ગયો છે. ચક્રવર્તીએ તે સ્પષ્ટ સમજાવવાને કહ્યુ. બ્રાહ્મણોએ કહ્યું, અધિરાજ ! તમારી કાયા પ્રથમ અમૃત તુલ્ય હતી આ વેળા ઝેર તુલ્ય છે. જ્યારે અમૃત તુલ્ય અંગ હતું ત્યારે આનંદ પામ્યા; અને આ વેળા ઝેર તુલ્ય છે ત્યારે ખેદ પામ્યા. અમે કહીએ છીએ

**શંકા સમાધાન, અને પૂર્વકર્મનો ઉદય.**

તે વાતની સિદ્ધતા કરવી હોય તો તમે તાંબૂલ થુંકો, તે પર માખી બેસશે, તે તત્કાળ પરલોક પહોંચી જશે

**કાયાનું વિપરૂપ થવું.**

સનત્કુમારે એ પરીક્ષા કરી તો સત્ય ઠરી પૂર્વિત કર્મનાં પાપનો જે ભાગ તેમાં આ કાયાના મદ સંબંધીનું મેળવણ થવાથી એ ચક્રવર્તીની કાયા ઝેરમય થઇ ગઇ હતી વિનાશી અને અશુચિમય કાયાનો આવો પ્રપંચ જોઇને સનત્કુમારને અંતઃકરણમાં વૈરાગ્ય આવ્યો. આ સંસાર કેવળ ત્યજવા યોગ્ય છે આવી ને આવી અશુચિ

**સનત્કુમારનો વૈરાગ્ય.**

સ્ત્રી, પુત્ર, મિત્રાદિકના શરીરમા રહી છે. એ સઘળું મોહમાન કરવા યોગ્ય નથી, એમ વિચારી તે છ ખંડની પ્રભુતા ત્યાગી ચાલી નીકળ્યા.

**રોગનો ઉદય.** **કર્મરોગ.** **સનત્કુમારની લબ્ધિ.**

સાધુરૂપે જ્યારે વિચરતા હતા ત્યારે તેઓને મહારોગ ઉત્પન્ન થયો. તેનાં સત્યત્વની પરીક્ષા લેવાને કોઇ દેવ ત્યાં વૈદ્યરૂપે આવ્યો. સાધુને કહ્યું–હું બહુ કુશળ રાજવૈદ્ય છું. તમારી કાયા રોગનો ભોગ થએલી છે. જો ઇચ્છા હોય તો તત્કાળ તે રોગને હું ટાળી દઉં. સાધુ બોલ્યા હે! વૈદ્ય, કર્મરૂપી રોગ મહા ઉન્મત્ત છે; તે રોગ ટાળવાની તમારી જો સમર્થતા હોય તો ભલે મારો એ રોગ ટાળો એ સમર્થતા ન હોય તો આ રોગ ભલે રહ્યો. દેવતા બોલ્યા–એ રોગ ટાળવાની સમર્થતા નથી. સાધુએ પોતાની લબ્ધિનાં પરિપૂર્ણ પ્રબળવડે થુંકવાળી આગળી કરી તે રોગને ખરડી કે તત્કાળ તે રોગનો નાશ થયો; અને કાયા પાછી હતી તેવી બની ગઇ પછી તે વેળા દેવે પોતાનું સ્વરૂપ પ્રકાશ્યું; ધન્યવાદ ગાઇ, વંદન કરી તે પોતાને સ્થાનકે ગયો.

**પ્રમાણશિક્ષા**

રક્તપિત્ત જેવા, સદૈવ લોહીપરૂથી ગદ્ગદતા, મહા રોગની ઉત્પત્તિ જે કાયામાં છે, પળમાં વણસી જવાનો જેનો સ્વભાવ છે, જે પ્રત્યેક રોમે પોણા બબ્બે રોગવાળી હોઇ રોગનો ભંડાર છે, અન્ન વગેરેની ન્યૂનાધિકતાથી જે પ્રત્યેક કાયામાં દેખાવ દે છે, મળ-મૂત્ર-નરક-હાડ માંસ-પરૂ અને શ્લેષ્મથી જેનું બંધા

રણ ટક્યુ છે, ત્વચાથી માત્ર જેની મનોહરતા છે તે કાયાનો મોહ ખરે વિભ્રમ જ છે. સનત્કુમારે જેનું લેશમાત્ર માન કર્યું, તે પણ જેનાથી સંખાયું નહીં, તે કાયામાં અરે ! પામર, તુ શું મોહે છે ? એ મોહ મંગળદાયક નથી.— શ્રી મોક્ષમાળા.

॥ इति श्री शांतसुधारस गेयकाव्ये अशुचिभावनाविभावनो नाम षष्ठः प्रकाशः ॥

ઇતિ શ્રી શાંતસુધારસ નામના ઢાળબદ્ધ કાવ્યમાં અશુચિ ભાવના નામનો છઠો પ્રકાશ સમાપ્ત.



॥ शार्दूलविक्रीडितं वृत्तं ॥

यावत्किंचिदिवानुभूय तरसा कर्मेह निर्जीर्यते ।
तावच्चाश्रवशत्रवोऽनुसमयं सिंचंति भूयोऽपि तत् ॥
हा कष्टं कथमाश्रवप्रतिभटाः शक्या निरोद्धुं मया ।
संसारादतिभीषणान्मम हहा मुक्तिः कथं भाविनी ॥२॥

**અર્થ:—**અહો ! હજી કંઈક કર્મ જ્યા ભોગવાઇ નિર્જરી જાય છે, ત્યા તો આશ્રવરૂપ શત્રુ સમયે સમયે નવા કર્મો સિંચ્યા કરે છે અહો ! આમ જોતા આ આશ્રવરૂપી શત્રુઓને હું કવી રીતે જીતી શકીશ ? અને આ ભયંકર સંસારમાથી મારો મોક્ષ કેવી રીતે થશે ? ૨

**અખંડ વરસાદ, છુટાય કેમ ?**

॥ प्रहर्षणी वृत्तं ॥

मिथ्यात्वाविरतिकषाययोगसंज्ञा-।
श्चत्वारः सुकृतिभिराश्रवाः प्रदिष्टाः ॥
कर्माणि प्रतिसमयं स्फुटैरमीभि-
र्बध्नंतो भ्रमवशतो भ्रमंति जीवाः ॥३॥

**અર્થ:—**(૧) મિથ્યાત્વ (૨) અવિરતિ (૩) કષાય અને (૪) યોગ એ નામના ચાર આશ્રવ પુણ્યશાળી પુરૂષોએ કહ્યા છે. ભ્રમે કરી, અર્થાત્ વસ્તુનું યથાર્થ જ્ઞાન નહિં હોવાથી આ આશ્રવે કરી પ્રતિક્ષણે જીવો નવાં નવા કર્મ બાંધે છે, અને ચાર ગતિરૂપ સંસારમા ભમે છે. ૩

**શાથી જીવ ભમે છે ?**

ક્રોધાદિ કરતા કર્મ લાગે.

વિના ઉપયોગે, વિના પ્રયોજને, ઉઠતાં, બેસતાં, લેતાં, મૂકતા, ફેંકતાં આદિ અનેક ક્રિયાએ કરી કર્મ લાગે.

**કર્મ આવવાનાં કારણ.** કોઇ કર્મ મિથ્યાત્વને લઇ આવ્યું હોય, કોઇમાં અવિરતિ કારણ હોય, કોઇમા પ્રમાદ કારણ હોય; કોઇમા યોગ કારણ હોય, કોઇમાં બે કારણ હોય, કોઇમા ત્રણ હોય, કોઇમા વધારે ઓછા કે બધા કારણો હોય, કોઇમાં એક પ્રધાન કારણ હોય તો બીજા ગૌણ હોય. આમ મિથ્યાત્વાદિ પાંચ કારણોને લઇ બેતાલીશ પ્રકારે આશ્રવ આવે છે.

એ આશ્રવના મુખ્ય કારણના પણ અનેક પ્રતિભેદ છે.

| | |
|---|---|
| મિથ્યાત્વના પાચ ભેદ છે. | ૫–૫ |
| અવ્રતના બાર ભેદ છે | ૧૨–૧૭ |
| કષાયના પચીશ ભેદ છે. | ૨૫–૪૨ |
| યોગના પદર ભેદ છે. | ૧૫–૫૭ |

એમ આશ્રવના મુખ્ય ચાર કારણના ઉત્તરભેદ સતાવન છે. આ ભેદ ગ્રંથાતરથી ( નવતત્ત્વ,–તત્ત્વાર્થ પ્રમુખ ગ્રથથી ) જાણવા યોગ્ય છે. એમાથી એક કે વધારે કારણે લઈ કર્મ બધાય છે. તેમા જેવુ કારણ તેવો બધ પડે છે. આકરા કષાયથી આકરો બધ પડે છે. પાતળો

**જેવું કારણ તેવો બધ.** કષાય હોય તો શિથિલ બધ પડે છે. તેમ બીજા કારણોનુ સમજવુ. લાબા કાળના કે ટુકા કાળનાં, આકરા કે શિથિલ, ન્હાનાં

કે મ્હોટાં, એમ કર્મના બંધ પડે છે તે જે કારણોથી તે બંધાય છે, તે કારણો ઉપર આધાર રાખે છે. એ આશ્રવનાં કારણો ટાળવાથી, દૂર કરવાથી, રોધવાથી પરમ કલ્યાણ છે. એ આશ્રવના રોધને સંવર કહે છે.

દેહ પર્યંત ક્રિયા તો છે.

દેહધારી જીવ દેહમાં રહ્યો છે ત્યાં સુધી તેને ઇંદ્રિયો તો છેજ; યોગ છે, આંખ જોશે, કાન સાંભળશે; નાક સુંઘશે; જીભ ચાખશે; શરીર સ્પર્શશે; બીજી ક્રિયાઓ પણ ચાલશે. આથી ડરવાનું નથી, પણ ડરવાનું છે તે તો મિથ્યાત્વાદિ કોઇ આશ્રવના કારણને લઇ એ ક્રિયા થાય તો; માટે સુજ્ઞ જીવોએ, આત્માર્થીઓએ ક્ષણે ક્ષણે વિચારવું કે કર્મ લાગે છે, તે મિથ્યાત્વ, અવ્રત, કષાય અને યોગથી લાગે છે, બીજી રીતે નથી લાગતા, માટે અમુક ક્રિયા ચાલવામાં, ખાવામાં, પીવામાં, બોલવામાં, હરવામાં, ફરવામા, ચાખવામા, લેવામા, દેવામા વગેરે ક્રિયામા કયુ કારણ વર્ત્તે છે, એનો સૂક્ષ્મ ઉપયોગ રાખવો. વિચારવુ કે મિથ્યાત્વ છે કે અવિરતિ છે, કષાય છે કે યોગ કે પ્રમાદ,—શું પ્રધાનપણે વર્ત્તે છે,—એ વિચારી તેને અટકાવવા. આથી આશ્રવનાં કારણો ઓછાં થશે, ટળશે, દૂર થશે, સંવરનો અભ્યાસ પડશે અને પરિણામે પરમ કલ્યાણ થશે. ૪.

પણ જીવે શાથી ડરવું જોઇએ છે?

॥ इंद्रवज्रा वृत्तं ॥

इत्याश्रवाणामधिगम्य तत्त्वं ।
निश्चित्य सत्यं श्रुतिसन्निधानात् ॥

एषां निरोधे विगलद्विरोधे ।
सर्वात्मना द्राग् यतितव्यमात्मन् ॥ ५ ॥

અર્થઃ—હે આત્મા ! તું અને બધા જીવો આ પ્રકારે આશ્રવ તત્ત્વ સમજી શાસ્ત્રશ્રવણ કરી સત્યનો નિશ્ચય કરો, અને એ આશ્રવ શત્રુનો નિરોધ કરવા તરત પ્રયત્ન કરો; એમાં વિરોધ જેવું કશું નથી, એમાં કાંઇ કહેવા જેવું નથી, એ આશ્રવનો રોધ કર્યે જ છૂટકો છે, કલ્યાણ છે; માટે સદ્ગુરૂ સમીપે એ આશ્રવતત્ત્વ જાણી સત્યનો નિરધાર કરી એ આશ્રવ છાંડવા ઉદ્યમ કરો. ૫.

આશ્રવ ટળ્યે છુટકો.

હવે આ સાતમી ભાવનાનું અષ્ટઢાળીયું કહે છે.

॥ ધનાશ્રી રાગ—લોલીડા રે હંસા રે
વિષય ન રાચીયે........એ દેશી, ॥

परिहरणीया रे सुकृतिभिराश्रवा ।
हृदि समतामवधाय ॥
प्रभवंत्येते रे भृशमुच्छृंखला ।
विभुगुणविभवव्रधाय ॥ ५०१ ॥

અર્થઃ—અહો ! કુશળ આત્માઓએ હૃદયને વિષે સમતા ધારણ કરી આ આશ્રવનો પરિહાર કર્ત્તવ્ય છે; કેમકે આ ઉચ્છૃંખલ આશ્રવ ( ઉચ્છૃંખલ છુટો, બેડી વિનાનો; આશ્રવને તો રોધ્યો સારો; બેડીમાં બાંધ્યો સારો, છુટો ખરાબ ) આત્માના જ્ઞાનાદિ ગુણરૂપ જે વૈભવ-ઐશ્વર્ય તેનો નાશ કરવામાં કેવળ

ઉચ્છૃંખલને શંખલામાં

બાંધ્યો સારો. પામે છે. હે! સજ્જનો! તમે આશ્રવને છોડો; કેમકે એ આત્માના જ્ઞાનાદિ ગુણને માટે આવરણનું કારણ થાય છે. ૧.

कुगुरुनियुक्ता रे कुमतिपरिप्लुताः ।
शिवपुरपथमपहाय ॥
प्रयतंतेऽमी रे क्रियया दुष्टया ।
प्रत्युत शिवविरहाय॥ ५०२ ॥

અર્થઃ—અહો! કુગુરૂથી પ્રેરાયલા અને કુમતિના પાશમાં ફસેલા આ જીવો શિવપુરનો માર્ગ ત્યજી દઇ ઉલટા દુષ્ટ ક્રિયાવડે અવળા ચાલ્યા છે! અહો! આ તો એઓનો શિવસુખ પામવાને બદલે તે હારી જવાનો પ્રયાસ છે, માટે જે આશ્રવરૂપ દુષ્ટ ક્રિયાથી શિવસુખનાશ પામે, છેટું જાય, એનો તમે હે! સજ્જનો પરિહાર કરો. ૨.

કુમતપાશ મિથ્યાત્વ.

अविरतचित्ता रे विषयवशीकृता ।
विषहंते विततानि ॥
इह परलोके रे कर्मविपाकजा—
न्यविरलदुःखशतानि ॥ ५०३ ॥

અર્થઃ—ઉપર જણાવ્યું કે કુગુરૂ અને કુમતિના પાશમાં પડી મિથ્યા માર્ગ જીવો ગ્રહણ કરે છે; ઉત્તરમાં જવું હોય

અને લે દક્ષિણની વાટ, અને સમજે કે
ઉત્તર તરફ જતાં અમે ઉત્તરમા જઇએ છીએ જે ક્રિયા-
દક્ષિણ આવે કે ? વર્ત્તનથી મોક્ષ દૂર જાય, કર્મ વધારે
વધારે આકરા બધાતા જાય, તે ક્રિયા-
વર્ત્તનથી શિવસુખ-મોક્ષ મળશે એમ ગણી આચર્યા રહે,
તો તેઓને મોક્ષ મળે ખરો ? ના, કદી નહીં, આમ
ઘણા જીવો જ્યારે મિથ્યાત્વ આશ્રવથી કર્મ બાંધ્યા જાય છે,
ત્યારે વળી બીજા ઘણા જીવો છે, કે જેના ચિત્તમા લેશ માત્ર
યતના, વિરતિના, વૈરાગ્યના પરિણામ નથી,
દિશાભ્રમથી દુ ખ જે બિચારા વિષયવશ પડ્યા છે, અને એ
તેમ વિષયાશ્રવથી ઉપાર્જેલા કર્મના સેકડો
ઇંદ્રિયો ખુલ્લી રાખ ગમે વિપાક-ફલ આ ભવમા તથા પર
વાથી પણ દુ ખ ભવમા નિરતર સહન કરી રહ્યા છે
શારીરિક ક્ષીણતા આદિ રોગ એ
આ ભવનાં વિષયસેવનથી થએલાં પ્રત્યક્ષ ફળ છે, પરભવે
પણ નરક, તિર્યંચ ગતિરૂપ એનાં ફળ છે. વિષય-
સેવનથી રોગ થાય; રોગથી તન-મનની-સ્ફૂર્તિ ન રહે;
આત્મવીર્યોલ્લાસમાં ખામી આવે; આહટ્ટદોહટ્ટ ચિત-
વવુ થાય; મન અસ્થિર રહે; આર્ત્તરૌદ્ર ધ્યાન ધરે;
કુતર્ક કરે; આથી માઠાં કર્મ બધાય; જે પરિણામે
દુ ખરૂપ માઠી ગતિને આપે આમ પરપરાએ વિષયસેવન
કારણભૂત થાય છે એટલે ઘણા જીવો કુગુરૂ અને કુમતિના
પાશમા પડ્યા હોવાથી તત્ત્વ પામતા નથી સત્યને અસત્ય-
રૂપે ગણે છે, અસત્યને સત્યરૂપે ગણે છે, ક્વચિત્ ખોટું
જાણતા છતા જાણી જોઇને છાડતા નથી, સાચુ જાણતા છતા

જાણી જોઇને આદરતા નથી, આવા મિથ્યાત્વી, અવળે રસ્તે ચાલનારા, વસ્તુ સ્વરૂપના જ્ઞાનથી વિમુખ, એ દુઃખ પામે છે. તેમ જ વિષયાધીન વૃત્તિ- વાળા જીવો પણ અગાઉ કહ્યું ,તેમ આ ભવ, પરભવ બંનેમાં વિષયજન્ય કર્મના કડવા વિપાક અનુભવે છે; માટે હે ! સજ્જનો ! તમે આ આશ્રવ છાંડો. ૩.

करिझपमधुपा रे शलभमृगादयो ।
विषयविनोदरसेन ॥
हंत लभंते रे विविधा वेदना ।
बत परिणतिविरसेन ॥ १०४ ॥

અર્થઃ—અહો ! જેનું પરિણામ ખરેખર માઠું છે, જેના વિપાક કડવા છે, એવા વિષયાનંદના રસે કરી હાથી, માછલાં, ભ્રમરા, પતંગીઆ, હરણ આદિ જીવો જાતજાતની વેદના ભોગવે છે. વિષયજન્ય વેદનાના આ પ્રત્યક્ષ પરિણામ છે. હાથી સ્પર્શેંદ્રિયના વિષયમાં લુબ્ધ છે; તો તે જ વિષયલોભ તેને અંધ કરી ફસાવે છે. માછલા જીહ્વેંદ્રિયના વિષયને વશ છે; ભ્રમરા સુગંધને વશ છે; પતંગીયાં રૂપ-તેજને વશ છે; હરણીયા રાગને, સુસ્વરને વશ છે. આમ એકેક ઇંદ્રિયના વિષયને વશ થકા, એમાં એવા લીન થઇ જાય છે કે પોતાને ભૂલી જઇ પ્રાણ ખોવા જેવી સ્થિતિમાં ફસાઇ જાય છે.

**હાથી ને વિષય.** હાથીને સ્પર્શેંદ્રિયનો લોભ જ ફસાવે છે. વિષયને વશ પ્રાણીની બંને ચક્ષુઓ, ચર્મ તથા ભાવચક્ષુ અંધ થઇ જાય છે. તે દેખી શકતો નથી; વિચારી શકતો નથી, આ પ્રત્યક્ષ વાત છે. કામવિવશ હાથી, હાથણી દેખી એવો વિહ્વળ થઇ જાય છે કે કશું

દેખી શકતો નથી. આ વિષયાધપણાથી એ મહાન્ જબરૂં પ્રાણી પણ વશ થાય છે. જંગલમાં હાથીઓનાં ટોળામાંથી હાથીને પકડવાની આ યુક્તિ પ્રચલિત છે.

**હાથી કેમ પકડાય છે?**

જંગલમાં એક જબરો, બે-ત્રણ હાથી માય એવડો ખાડો ખોદવામાં આવે છે. તે ઉપર મોટી ખપાટો ઓરસચોરસ ભરી લઇ તેને ઢાંકી દે છે. ઉપર એક જીવતી હાથણીના આકારની કાગળની કે બીજી કૃત્રિમ હાથણી ઉભી રાખવામા આવે છે. બિચારો કામવિવશ હાથી તો હાથણીની શોધમા જ ભટકતો હોય છે, અને જ્યા હાથણી દેખી ત્યાં આધળોભિત થાય છે, અને તેના ઉપર પોતાનુ ચાલે તો હુમલો કરવા જાય છે. આ કૃત્રિમ હાથણી પાસે પણ એ પ્રકારે હાથી આવી ચડે છે. એને પકડનારા આસપાસ સંતાઇ રહે છે. આસપાસ કોઇ નથી, એ જાણી હાથીને વધારે જોર આવે છે અને કૃત્રિમ હાથણી પર હુમલો કરવા જાય છે, ત્યા પોતાના ભારથી વાસની જાળી તૂટી પડે છે. અને પોતે ખાડામાં સરી પડે છે, અહી આ તેનો મદ ઉતરી જતાં સુધી તેને ભુખ્યો તરસ્યો રાખી મૂકવામા આવે છે, આથી તે ગળી જઈ શાંત થઈ પકડાય છે અને પાળી શકાય છે. આમ હાથી જેવું રાક્ષસી પ્રાણી એક સ્પર્શેંદ્રિયના વિષયને લઇ વિટંબના પામે છે, તો પછી બધી ઇંદ્રિયોને વશ જીવને કેટલી વિટંબના થાય? એ હે જીવ! તું વિચાર.

માછલી બિચારી જીભના વિષયને વશ હોવાથી ખાવાની

**માછલીને રસ, ભ્રમરને સુગંધ, પતંગને રૂપ, મૃગને રાગ-આણુ જવાની વાત.**

લાલચે પકડાય છે. ભ્રમરો સુગંધનો ભોગી થતાં તે વિષયથી છેવટ સુધી તૃપ્તિ નથી પામતો, એથી સાંજે કમળ, જેમાં તે રહ્યો હોય છે તે બીડાઇ જતાં અંદર પ્રાણ ખૂએ છે, પતંગીઆ રૂપથી આકર્ષાઇ બળતા દીવામા ઝંપલાઇ દુખ પામે છે, પ્રાણ ખૂએ છે. હરણીઆ મધુર ગાયનથી લુબ્ધ થઇ શિકારીના પાશમાં ફસાઇ પ્રાણ ખૂએ છે. વિષયજન્યના આ પ્રત્યક્ષ વિપાક છે. એકેક વિષયના લોભથી આવું માઠુ પારણામ આવે છે, તો પછી બધી ઇંદ્રિયોને વશ રહેતાં કેટલુ દુઃખ આવે એ હે ચેતન! તું વિચારી એ વિષયથી વેગળો રહે! વેગળો રહે! ! એ વિષયનાં પરિણામ માઠાં છે માટે હે પુણ્યવંત જીવો ! તમે આશ્રવ છાંડી દો. ૪.

આમ જ્યારે ઘણા મિથ્યાત્વ અને વિષયથી દુખ પામે છે ત્યારે ઘણા કષાયથી પામે છ એ બતાવે છે.

उदितकपाया रे निपयनशीकृता ।
यांति महानरकेपु ॥
परिवर्त्तंते रे नियतमनंतशो ।
जन्मजरामरणेपु ॥ ५०५ ॥

**કષાયથી દુઃખ**

અર્થઃ-અહો ! જેને કષાયનો ઉદય થયો છે, જે વિષયને વશ થયા છે, તે બિચારા મહાઘોર નરકગતિ પામે છે અને નિશ્ચયે અનંતી વાર જન્મ-જરા-મરણના દુખ અનુભવે

છે. વિષય, કષાય, પ્રમાદ, મિથ્યાત્વ, આશ્રવનાં આવાં કડવા ફળ છે, તો હે ! પુણ્યશાલી જીવો ! તમે આશ્રવને પરિહાર કરો ! પરિહાર કરો !'! ૫

તેવાજ પ્રકારે મન-વચન-કાયાના માઠા યોગે જીવો દુ ખ પામે છે તે બતાવે છે.

मनसा वाचा रे वपुषा चंचला ।
दुर्जयदुरितभरेण ॥
उपलिप्यंते रे तत आश्रवजये ।
यततां कृतमपरेण ॥ प०६ ॥

**અર્થઃ**-અહો ! જે પ્રાણી મન, વચન, કાયાએ અસ્થિર થાય છે, અર્થાત્ જેના મનોયોગ, કાય-

**ચચળતાનાં દુ.ખ** યોગ, વાચાયોગ કાબુમા રહેતા નથી, તે પ્રાણિયો દુર્જય, આકરૂ પાપ બાંધે છે,

માટે હે ચતુરજનો ! **તમે આશ્રવને જીતવાનો પ્રયાસ કરો. નવાં કર્મ બાંધો નહિ. મન, વચન, કાયાના યોગ સ્થિર કરો.** આશ્રવના પરિણામ માઠા છે, માટે એને છાડો. ૬.

આ તો અશુદ્ધયોગનાં ફળની વાત કહી, પણ શુભયોગથી પણ જીવોને ભમવું પડે છે, ભલે શાતા ભોગવે છે, પણ તે કર્મનું કારણ હોવાથી, ભવમા ભમાડે છે, એ બતાવે છે

शुद्धा योगा रे यदपि यतात्मनां ।
स्रवंते शुभकर्माणि ॥

कांचननिगडांस्तान्यपि जानीयात् ।
हतनिर्वृतिशर्माणि ॥ १०७ ॥

અર્થ—સંયતિ પુરૂષોના ભલે શુભ યોગ હોય, તો પણ તે યોગ હોવાથી શુભ કર્મને આશ્રે છે;

**સોનાની અને લોઢાની બેડી.**

કર્મ રહિત નથી કરતા. આ શુભ કર્મો પણ મોક્ષસુખનો નાશ કરવાને સુવર્ણ બેડી સમાન સમજવાં. જ્યાંસુધી કર્મ છે ત્યાંસુધી જીવ બેડીમાં બંધાયલો છે; અને ત્યાંસુધી તેનો મોક્ષ થાય નહિં. ભલે અશુભ કર્મવાળાની લોઢાની બેડી ગણો, શુભકર્મવાળાની સોનાની; પણ બંને બંધાયલા તો છે. આમ શુભયોગ પણ આશ્રવ છે. તેને હે સજ્જનો! તમે પરિહરો. ૭

मोदस्वैवं रे साश्रवपाप्मनां—
रोधे धियमाधाय ॥
शांतसुधारसपानमनारतं
विनय ! विधाय विधाय ॥ १०८ ॥

અર્થ—માટે રે વિનય ! હે સુવિનીત ચેતન! તું આવા પ્રકારે આશ્રવજન્ય પાપને રોધવાની બુદ્ધિ કર; અને આ શાંતસુધારસનું વારંવાર પાન કરી આનંદ પામ. આશ્રવનાં કડવા પરિણામ આમ જાણી હે સજ્જનો! હે ચેતન! તમે આ મિથ્યાત્વ, અવ્રત, કષાય, પ્રમાદ, યોગરૂપ કર્મને આવવાનાં નિબિડ કારણરૂપ આશ્રવને છાંડો. ૮.

આશ્રવ છાંડે તે અમર થાય.

આમ આશ્રવ વિચારી તે અટકાવતાં જીવને મોક્ષ પામવામાં કાંઇ વાર નથી. તે અમર થાય છે. તેને ભય રહેતો નથી.

" અબ હમ અમર ભયે ન મરેંગે,
" ચું કારણ મિથ્યાત દિયો તજ
" કાહે કો દેહ ધરેંગે ? અબ હમ૦. "

—શ્રી આનંદઘનજી.

બંધનું કારણ આશ્રવ મુક્તિનું કારણ સંવર.

" કારણ યોગે હો બંધે બંધને રે,
" કારણે મુક્તિ મુકાય,
" આશ્રવ-સંવર નામ અનુક્રમેરે,
" હેયોપાદેય સુણાય. "

શ્રી આનંદઘનજી. પદ્મપ્રભુનું સ્તવન.

*પુંડરિક—કુંડરિક

આશ્રવદ્વારે કુંડરિક

મહાવિદેહમાં પુંડરિકિણી નગરીમાં પુંડરિક અને કુંડરિક બે ભાઇઓ રાજ્ય કરતા હતા. એક સમયે મહાતત્ત્વજ્ઞાની મુનિરાજ વિહાર કરતાં ત્યાં આવી ચડયા. તેઓનાં વૈરાગ્ય-વચનામૃતથી કુંડરિક દીક્ષા લેવાનો અનુરાગી થયો. ઘેર આવી પોતાનું રાજ્ય પુંડરિકને સોંપી પોતે ચારિત્ર

---

*શ્રી ભાવનાબોધ ઉપરથી.

ગ્રહણ કર્યું. સરસ-નીરસ આહાર કરતાં થોડા કાળે એને રોગ ઉપજ્યો, તેથી તે ચારિત્ર પરિણામે ભગ્ન થયો. પુંડરિકિણી નગરીના અશોક ઉદ્યાનમાં આવી તેણે ઓઘો-મુહપત્તિ વૃક્ષે વળગાડી મૂકયાં. નિરંતર તે પરિચિંતવન કરવા મંડયો, કે પુંડરિક મને રાજ્ય આપશે કે નહિં ? વનપાળે કુંડરિકને ઓળખ્યો. તેણે જઇને પુંડરિકને વિદિત કર્યું કે તમારો ભાઇ આકુળવ્યાકુળ થતો અશોક બાગમાં રહ્યો છે પુંડરિકે આવી કુંડરિકના મનોભાવ જોયા, અને તેને ચારિત્રથી ડોલતો-ભ્રષ્ટ થતો જોઇ કેટલોક ઉપદેશ આપી, પછી રાજ્ય તેને સોંપી ઘેર આવ્યા. સહસ્ર વરસ પ્રવ્રજ્યા પાળી પછી તે પતિત થયો, તેથી કુંડરિકની આજ્ઞા સામંત કે મંત્રી કોઇ માનતા નહિ અને ઉલટા તેને ધિક્કારતા. કુંડરિકે રાજ્યમાં આવ્યા પછી અતિ આહાર કર્યો. રાત્રિએ એથી કરી તેને બહુ પીડા થઇ, વમન થયું. અપ્રીતિને લઇ કોઇ તેની પાસે આવ્યું નહિં; તેથી તેના મનમાં પ્રચંડ ક્રોધ વ્યાપ્યો તેણે નિશ્ચય કર્યો કે આ દર્દથી જો મને શાંતિ થાય તો પછી પ્રભાતે હું એ બધાને જોઇ લઇશ.

**ભગ્નપરિણામી કુંડરિક**

**મહારૌદ્ર ધ્યાન**

એવા મહા માઠા દુર્ધ્યાનથી મરીને સાતમી નરકે અપયંઠાણ પાથડે તેત્રીશ સાગરોપમના આયુષ્યે અનંત દુઃખમાં જઇ ઉપજ્યો. કેવું વિપરીત આશ્રવદ્વાર ! ! ! આશ્રવથી કુંડરિકની શી અવસ્થા થઇ ?

આમ જાણી મુમુક્ષુઓએ આશ્રવ છાંડવો યોગ્ય છે.

હવે પુંડરિકનું શું થયું જુઓ !—

કુંડરિકના ઓઘો–મુખવસ્ત્રિકા આદિ સંયમોપકરણ, જે તેણે અશોક બાગમા ઝાડે લટકાવ્યા હતા, તે ગ્રહણ કરીને પુંડરિકે નિશ્ચય કર્યો કે મારે મહર્ષિ ગુરૂ કને જવુ; અને ત્યાર પછીજ અન્નજળ ગ્રહણ કરવા અણુવાણે ચરણે પરવરતાં પગમાં કંકર, કંટક, ખૂંચવાથી લોહીની ધારાઓ ચાલી તો પણ તે ઉત્તમ ધ્યાને સમતા ભાવે રહ્યો. એથી એ મહાનુભાવ પુંડરિક ચ્યવીને સમર્થ સર્વાર્થસિદ્ધિ વિમાને તેત્રીશ સાગરોપમના અત્યુગ્ર આયુષ્યે દેવરૂપે ઉપજ્યો.

**સંવરદ્વારે પુંડરિક**

આશ્રવથી કુંડરિકની શી દુઃખદશા ! સંવરથી પુંડરિકની શી સુખદશા ! ! !

॥ इति श्री शांतसुधारसगेयकाव्ये आश्रवभावनाविभावनो नाम सप्तमः प्रकाश : ॥

**ઇતિ શ્રી શાંતસુધારસ નામના ઢાળબદ્ધ કાવ્યમાં સાતમી આશ્રવ ભાવના સમાપ્ત.**



ॐ

# આઠમી સંવર ભાવના

॥ स्वागता वृत्तं ॥

येन येन य इहाश्रव रोधः ।
संभवेन्नियतमौपयिकेन ॥
आद्रियस्व विनयोद्यतचेता–
स्तत्तदांतरदृशा परिभाव्य ॥ १ ॥

અર્થ—હે વિનય! આ જગતમા જે જે ઉપાયે કરી નિશ્ચયે આશ્રવરોધ થાય, તે તે ઉપાયો અ તર દૃષ્ટિએ વિચારી તે પ્રતિ ચિત્ત લગાડવામાં આદર કર ૧.

संयमेन विषयाविरतत्वे ।
दर्शनेन वितथाभिनिवेशं ॥
ध्यानमार्त्तमथ रौद्रमजस्रं ।
चेतसः स्थिरतया च निरुंध्याः ॥ २ ॥

અર્થ—હે વિનય ! વિષય અને અવ્રતનો સંયમવડે નિરોધ કર અસત્યના અભિનિવેશ-આગ્રહરૂપ જે મિથ્યાત્વ તેનો સમ્યગ્ દર્શનવડે, સમ્યક્ત્વવડે નિરોધ કર અને ચિત્તની સ્થિરતાવડે આર્ત્ત અને રૌદ્ર એ બે માઠા ધ્યાનનો હમેશા નિરોધ કર વિષય, અવ્રત, મિથ્યાત્વ, દુર્ધ્યાન એ બધા આશ્રવના કારણો છે, તો તે કારણો તેના પ્રતિપક્ષી કારણો સંયમ, દર્શન, સ્થિરતાથી દૂર કરી શકાય છે. ૨

॥ शालिनी वृत्तं ॥

क्रोधं क्षांत्या मार्दवेनाभिमानं ।
हन्या माया मार्जवेनोज्ज्वलेन ॥
लोभं वारांराशिरौद्रं निरुंध्याः ।
*संतोषेण प्रांशुना सेतुनेन* ॥ ३ ॥

અર્થ—જેમ રૌદ્ર-ભયંકર લાગતી પાણીની રાશને ઉંચી પાજ બાંધી ખાળી શકાય છે, તેમ હે વિનય ! તું ક્રોધનો ક્ષમાવડે, માનનો નમ્રતાવડે, માયા કપટનો ઉજ્વળ સરળ ચિત્તવડે અને લોભનો સંતોષવડે નિરોધ કર ૩.

॥ स्वागता वृत्तं ॥

गुप्तिभिस्तिसृभिरेवमजय्यान् ।
त्रीन् विजित्य तरसाऽधमयोगान् ॥
साधुसंवरपथे प्रयतेथा ।
लप्स्यसे हितमनीहितमिद्धं ॥ ४ ॥

અર્થ—હે ! વિનય ! જીતવા મુશ્કેલ એવા ત્રણ મન-વચન-કાયાના અધમ યોગને મનોગુપ્તિ, વચનગુપ્તિ અને કાયગુપ્તિ એ ત્રણ ગુપ્તિવડે જીતી, તું રૂડા સંવર માર્ગમાં પ્રયત્ન કર; એથી પરિણામે તું શાશ્વત હિતાર્થ પામીશ; અર્થાત્ કોઈ કાળે નાશ ન પામે એવો મોક્ષ પામીશ. ૪.

॥ मंदाक्रांता वृत्तं ॥

एवं रुद्धेष्वमलहृदयैराश्रवेष्वाप्तवाक्य-
श्रद्धा चंचत्सितपटपटुः सुप्रतिष्ठानशाली ॥
शुद्धैर्योगैर्जवनपवनैः प्रेरितो जीवपोतः ।
स्रोतस्तीर्त्वा भवजलनिधेर्याति निर्वाणपुर्याम् ॥५॥

અર્થ—મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય અને યોગ એ પાંચ આશ્રવનાં કારણો છે, કર્મ જળ આવવાના એ પાચ મોટા નાળા છે.

મિથ્યાત્વનાળું સમ્યગ્દર્શનરૂપ દરવાજા (સંવર) વડે બંધ કરી શકાય છે

અવ્રત, વિષય, પ્રમાદરૂપનાળું ચારિત્રથી બંધ કરી શકાય છે.
ક્રોધ કષાય ક્ષમા સંવરથી અટકાવી શકાય છે
માન આશ્રવ મૃદુતા સંવરથી અટકાવી શકાય છે
માયા આશ્રવ સરલચિત્તરૂપ સંવરથી રોધી શકાય છે.
લોભ આશ્રવ સંતોષ સંવરથી રોધી શકાય છે.
મનોયોગ મનગુપ્તિથી અટકાવી શકાય છે.
વચનયોગ વચનગુપ્તિથી અટકાવી શકાય છે
કાયયોગ કાયગુપ્તિથી અટકાવી શકાય છે

આમ જે જે કર્મ આવવાનાં મ્હોટાં દ્વાર છે, તે દ્વારને બંધ કરવાના તેવા જ દરવાજા છે. તે દરવાજારૂપ સંવરને હે વિનય! તું આદર. હે નિર્મલ હૃદયવાળા પુરૂષો! એ સંવરનું તમે સેવન કરો. એ સંવરનો આદર અને આશ્રવનો રોધ થતાં જીવરૂપ વહાણ સંસારસમુદ્રના પ્રવાહને તરી જઇ નિર્વાણ-પુરી પહોંચી જાય છે. એ જીવરૂપી વહાણમાં પરમ આપ્તપુરૂષ સર્વજ્ઞ વીતરાગ પરમાત્માનાં પવિત્ર વચન પર શ્રદ્ધારૂપ સઢ ફરફરી રહ્યા છે; અને મન, વચન, કાયાના શુદ્ધ યોગરૂપ વેગવાળા પવને કરી તે જીવરૂપ નૌકા સડસડાટ નિર્વાણપુરી ભણી પ્રયાણ કરી રહી છે. સમુદ્રમાં વહાણ હોય તેને જે કાંઠે જવું હોય તે કાંઠે પહોંચવામાં અનુકૂળ પવન જોઇએ; કુવાસ્થંભ અને સઢ સારા જોઇએ. જીવરૂપી વ્હાણને સંસારસમુદ્રમાંથી મોક્ષપુરી બંદરે પહોંચવું છે. તે જીવરૂપ જહાજને શ્રી તીર્થંકરનાં વચન પર આસ્થારૂપ સઢ છે; તે સઢને શુદ્ધ યોગરૂપી પવન ઉંચે ફર-ફરાવી રહે છે; એથી જીવવહાણ તીવ્રવેગે મુક્તિપુરી બંદર ભણી દોડયું જાય છે અને નિર્વિઘ્નપણે ત્યાં તત્કાળ પહોંચે છે. જીવજહાજને મુક્તિએ પહોંચાડનારા આ અનુકૂળ સઢ અને વાયરારૂપ શ્રદ્ધા અને શુદ્ધયોગ આશ્રવનો રોધ થાય, તો જ મળે છે; માટે હે સંસારસમુદ્ર તરવાની ઇચ્છાવાળા મુમુક્ષુઓ! તમે આશ્રવને રોપો, સંવરને આદરો; સંયમ આરાધો સમ્યગ્ દર્શન સેવો; મન સ્થિર રાખો; ક્ષમા, નમ્રતા, સરળતા અને સંતોષ ધરો; મન, વચન, કાયાની ત્રણ ગુપ્તિ, ત્રણ શુદ્ધયોગ આદરો. ૬.

**જીવવહાણ મોક્ષબંદરે કેમ પહોંચે?**

હવે સંવરભાવનાનું અષ્ટકાળીયું કહે છેઃ—

॥ नट राग—महावीर मेरो लालन ए देशी...॥

शृणु शिवसुखसाधनसदुपायं ।
सदुपायं रे सदुपायं ॥ शृणु० ॥
ज्ञानादिक पावनरत्नत्रय
परमाराधनमनपायं रे ॥ शृणु० १ ॥

અર્થઃ—હે ! ! વિનય તું મોક્ષસાધનનો રૂડો ઉપાય સાંભળ. એક તો.—

(૧) નિર્દોષ પવિત્ર જ્ઞાન-દર્શન-ચારિત્ર રત્નત્રયીનું આરાધન કરવું તે. ૧.

બીજું—

विषयविकार मपाकुरु दूरं ।
क्रोधं मानं सहमायं ॥
लोभं रिपुं च विजित्य सहेलं ।
भज संयमगुणमकषायं ॥ शृ० २ ॥

અર્થઃ-(૨) વિષયવિકાર દૂર કર.

(૩) ક્રોધ-માન-માયા-લોભરૂપ શત્રુને સહેલાઇથી જીતી લઇ કષાયથી રહિત સંયમ આરાધ. ૨.

વળી —

उपशमरसमनुशीलय मनसा ।
रोषदहनजलदप्रायं ॥

कलय विरागं धृतपरभागं ।
हृदि विनयं नायं नायं ॥ शृ० ३ ॥

અર્થ—હે વિનય ! ક્રોધરૂપી અગ્નિને ઠારવા મેઘ સમાન જે ઉપશમ રસ તે તું તારા હૃદયમાં ધારણ કર; તે ઉપશમ રસનો તું અભ્યાસ પાડ; હૃદયમાં વિનય આણીને પરપુદ્ગલાદિ ભાવ છાંડી વૈરાગ્યનો પરિચય કર. હે વિનય ! પુદ્ગલાદિ જે પર વસ્તુ તે વૈરાગ્ય વિના ટળશે નહિં; માટે વૈરાગ્ય આણ. આ શિવસુખ પ્રાપ્ત કરવાનો રૂડો ઉપાય છે, તે તું વિનય ! શ્રવણ કર. ૩.

શિવસુખ સાધન.

વળી—

आर्त्त रौद्रं ध्यानं मार्जय ।
दह विकल्परचना नायं ॥
यदि यमरुद्धा मानसवीथी ।
तत्त्वविदः पंथा नायं ॥ शृणु०४ ॥

અર્થ—હે વિનય ! આર્ત્તરૌદ્ર ધ્યાન વાળી નાંખ; આર્ત્ત-રૌદ્ર ધ્યાનરૂપી કચરો વાળી નાંખ; અને સંકલ્પ-વિકલ્પ —કુતર્કરૂપી જાળને બાળી ભસ્મ કરી નાંખ; કેમકે મનરૂપી ધોરી રસ્તો—મનરૂપી યોગ-મોકળો, ખુલ્લો રાખવો, એ તત્ત્વવેત્તાઓનો ધર્મ નથી. તત્ત્વવેત્તાઓને તો મનોયોગનો નિરોધ કર્ત્તવ્ય છે, કેમકે એ મનરૂપ માર્ગ ખુલ્લો હોય તો દુર્ધ્યાન અને કુતર્ક વિકલ્પરૂપ શ્વાનાદિ એમાં પ્રવેશ કરે ને ? માટે મનોયોગને રૂંધવો એ હિતકર છે.

" योगश्चित्तवृत्तिनिरोधः "

—યોગદર્શન.

વળી—

મન મારો.

" રે જીવ ! નહિં મેલ રે મન તું મોકળું,
" મન મોકલડે રે હાણ,—
" સંકોચ્યાથી રે સંવર નિપજે,
" થાય કોટિ કલ્યાણ " જીવ૦

—સ્વાધ્યાય.

માટે રે વિનય ! તું આ દુર્ધ્યાન દૂર કરવારૂપ અને મનોયોગને કાબૂમા રાખવારૂપ શિવસુખના ઉપાયને શ્રવણ કર. ૪.

વળી—

संयमयोगैरवहितमानस-
शुद्धया चरितार्थय कायं ॥
नानामतरुचिगहने भुवने ।
निश्चिनु शुद्धपथं नायं ॥ शृ०५ ॥

મન કેમ શુદ્ધ થાય ?

અર્થ—હે વિનય ! સંયમના યોગથી અર્થાત ઇંદ્રિયોને દાબમાં રાખીને, અથવા ચારિત્ર ગ્રહણ કરીને મનની શુદ્ધિ કર અને એમ કરી કાંઇ પણ કૃતાર્થતા પામ; કેમકે મનની શુદ્ધિ વિના સફળતા નથી.

વળી આ જગત જેમા જાતજાતના મત-ધર્મની રુચિ વ્યાપેલી છે, જેમાં અનેક પ્રકારના મત-પંથ વર્ત્તી રહ્યા છે, તેમાં શોધી શોધીને શુદ્ધપથનો નિશ્ચય કર. હે વિનય ! આ મોક્ષસુખનો સદુપાય છે, તે તું સાભળ. ૫.

ब्रह्मव्रतमंगीकुरु विमलं ।
निर्माणं गुणसमवायं ॥
उदितगुरुवदनादुपदेशं ।
संगृहाण शुचिमिन रायं ॥ शृ० ६ ॥

અર્થ—વળી હે વિનય ! ગુણના સમુદાયને ધરનાર અર્થાત્ ઘણા ગુણવાળા નિર્મળ બ્રહ્મચર્યવ્રતને તું અંગીકાર કર, અને જે પ્રકારે શુદ્ધ દ્રવ્યનો સંગ્રહ કરીએ છીએ, તે પ્રકારે સદ્‌ગુરૂ મુખકમળમાથી નીકળેલા ઉપદેશ વચનામૃતને સમ્યક્ પ્રકારે ગ્રહણ કર હે વિનય ! આ બધા શિવસુખ પ્રાપ્તિના પરમ-ઉત્તમ ઉપાય છે, તે તું શ્રવણ કર. ૬.

संयमवाङ्मयकुसुमरसै रति
सुरभय निजमध्यवसायं ॥
चेतनमुपलक्षय कृतलक्षण—
ज्ञानचरणगुणपर्यायं ॥ शृ० ७ ॥

અર્થ—શુદ્ધ સંયમનો પવિત્ર ઉપદેશ કરનારા વીતરાગ પુરૂષોનાં મુખકમલમાથી ઝરેલા જે વચનપુષ્પો તેનો રસ ઝીલી, હે વિનય ! તારા અધ્યવસાય સુવાસિત કર. અને એજ વચનપુષ્પો ઝીલી જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપ-વીર્ય-ઉપયોગ

એ ગુણપર્યાયરૂપ લક્ષણવાળા તારાં ચેતનનું તું ઓળખાણ કર. તાત્પર્ય કે-વીતરાગ ઉપદેષ્ટા સમીપે તું જા; તેઓશ્રીનાં વચનામૃતો સાંભળ; તેઓનો સંયમ આદરવાનો ઉપદેશ સાંભળ; આથી તારા અધ્યવસાય નિર્મળ થશે, તારા મનપરિણામ વિશુદ્ધ થશે; અને એઓશ્રીનાં વચનોદ્વારા તારો ચેતન ઉપયોગ લક્ષણવાળો છે, જ્ઞાનાદિ ગુણપર્યાયવાળો છે,-એ ઓળખાણ કર. હે વિનય! શિવસુખ પામવાનો આ માર્ગ છે, તે તું સાંભળ ૭.

वदनमलंकुरु पावनरसनं ।
जिनचरितं गायं गायं ॥
सविनयशांतसुधारसमेनं ।
चिरं नंद पायं पायं ॥ श्च० ८ ॥

**શિવસૌખ્ય સાધન**

અર્થ—રે વિનય! તું જિન ચરિત્ર ગાઇને તારા મુખને અલંકૃત કર; તારી જીભને પવિત્ર કર; વિનયપૂર્વક આ **શાંતસુધારસનું** પાન કર; અને ચિરકાલ આનંદ આનંદ પામ. હે! વિનય! આ શિવ સુખ પ્રાપ્તિનાં ઉત્તમ સાધન છે, તે તું શ્રવણ કર.

( ૧ ) જ્ઞાનાદિ રત્નત્રયી આરાધ.
( ૨ ) વિષયવિકાર છાંડી દે.
( ૩ ) કષાયનો ત્યાગ કર.
( ૪ ) ઉપશમ આદર.
( ૫ ) વૈરાગ્ય ધારણ કર; પુદ્ગલમૂર્છા છાંડ.
( ૬ ) આર્ત્ત-રૌદ્ર ધ્યાન ત્યજી દે.
( ૭ ) વિકલ્પ કુતર્કો છાંડી દે.

( ૮ ) મનોયોગ રોધ.
( ૯ ) સંયમ ધારણ કર.
( ૧૦ ) તત્ત્વનો નિર્ણય કર.
( ૧૧ ) બ્રહ્મચર્ય પાળ.
( ૧૨ ) સદ્‌ગુરૂનો યોગ મેળવ.
( ૧૩ ) તેઓશ્રી પાસેથી શાસ્ત્રશ્રવણ કર.
( ૧૪ ) પરિણામ વિશુદ્ધિ કર.
( ૧૫ ) આત્માનું ઓળખાણ કર.
( ૧૬ ) જિનેશ્વર ભગવાનનાં ગુણગાન કર.

હે વિનય! આ બધાં શિવસુખ, નિરુપદ્રવ સ્થાન પામવાનાં ઉત્તમ સાધન છે તે તું સાંભળ અને એનો ઉપયોગ કર. ૮

આ સંવર ભાવના આશ્રવ ભાવનાથી વધારે સ્ફુટ થાય એમ છે. આશ્રવનો નિરોધ એ સંવર. આશ્રવનાં ચાર મુખ્ય કારણો અને તેના સત્તાવન પ્રતિભેદને રોધવા તે સંવર.

| | | | |
|---|---|---|---|
| મિથ્યાત્વ | | પાંચ | ૫ |
| અવ્રત | | બાર | ૧૭ |
| કષાય | કષાય ૧૬<br>નોકષાય ૯ | પચીશ | ૪૨ |
| યોગ | મન–વચન–કાયા | પંદર | ૫૭ |

આ સત્તાવનને સૂક્ષ્મ ઉપયોગે આવતા અટકાવવા તે સંવર. આશ્રવ ભાવનામાં આ સ્ફુટ કરેલ છે. છતાં વિગતે વિસ્તારથી સમજવા શ્રી તત્ત્વાર્થ પ્રમુખનો આશ્રય લાભરૂપ છે.

સંવર આશ્રયી શ્રી વજ્રસ્વામીનું ચરિત્ર બોધક છે. પુંડ-રિકનું ટુંક વૃત્તાંત તો કુંડરિકના અનુસંધાનમાં આશ્રવભાવ-નાના છેડે આપેલ છે.

## *શ્રી વજ્રસ્વામી

શ્રી વજ્રસ્વામી કંચન-કામિનીના કેવળ દ્રવ્ય-ભાવ પરિ-ત્યાગી હતા. એક શ્રીમંતની રૂકિમણી રૂકિમણીનો મોહ નામની સુંદર પુત્રી, વજ્રસ્વામીના ઉત્તમ ઉપદેશને શ્રવણ કરી મોહિત થઇ. ઘેર આવી માતા-પિતાને કહ્યું કે જો હું આ દેહે પતિ કરૂં તો માત્ર વજ્રસ્વામીનેજ કરૂં; અન્ય સાથે લગ્ન ગાંઠે જોડાવા માટે પ્રતિજ્ઞા છે.

રૂકિમણીને તેનાં માતાપિતાએ ઘણું કહ્યું કે ઘેલી વિચાર તો કર કે મુનિરાજ તે કદી પરણે? એ મુનિએ તો આશ્ર-વદ્વારની સત્ય પ્રતિજ્ઞા કરી છે. તો પણ રૂકિમણીએ કહ્યું ન માન્યું. નિરુપાયે તેના પિતા ધનાવાહ શેઠ કેટલુંક દ્રવ્ય અને સુરૂપા રૂકિમણીને સાથે લઇ વજ્રસ્વામી સમીપે આવ્યા અને શેઠે મુનિને કહ્યું: આ લક્ષ્મીનો તમે યથારુચિ ઉપયોગ કરો, વૈભવ વિલાસમાં વાપરો અને આ મારી મહાસુકોમળા રૂકિમણી નામની પુત્રીથી પાણિગ્રહણ કરો. એમ કહી તે પોતાને ઘેર આવ્યો.

યૌવનસાગરમાં તરતી અને રૂપના અંબારરૂપ રૂકિમ-ણીએ વજ્રસ્વામીને અનેક પ્રકારે ભોગ સબંધી ઉપદેશ કર્યો; ભોગનાં સુખ અને પ્રકાર વર્ણવી દેખાડયાં. મનમોહક હાવ-

* ભાવનાબોધ ઉપરથી

ભાવ તથા અનેક પ્રકારના અન્ય ચળાવવાના ઉપાય કર્યા; પરંતુ તે વૃથા ગયા. મહાસુંદરી રૂકિમણી પોતાના મોહ-કટાક્ષમાં નિષ્ફળ ગઇ.

**વજ્રસ્વામીની દઢતા**

ઉગ્રચરિત્ર વિજયમાન વજ્રસ્વામી મેરુની પેઠે અચળ અને અડોલ રહ્યા. રૂકિમણીના મન, વચન, અને તનના સર્વ ઉપદેશ અને હાવ-ભાવથી તે લેશ માત્ર પીગળ્યા નહિ આવી મહાવિશાળ દઢતાથી રૂકિમણીએ બોધ પામી નિશ્ચય કર્યો કે આ સમર્થ જીતેંદ્રિય મહાત્મા કોઇ કાળે ચળિત થનાર નથી. લોહ-પથ્થર પીગળાવવા સુલભ છે, પણ આ મહાપવિત્ર સાધુ શ્રી વજ્રસ્વામીને પીગળાવવા સંબંધીની આશા નિરર્થક તો છે, પણ ઉલટી અધોગતિનાં કારણરૂપ છે

એમ સુવિચારી તે રૂકિમણીએ પિતાએ આપેલી લક્ષ્મીને શુભ ક્ષેત્રે વાપરી, ચારિત્ર ગ્રહણ કર્યું. મન, વચન, કાયાને અનેક પ્રકારે દમન કરી આત્માર્થ સાધ્યો. આને જ્ઞાનીઓ સંવર કહે છે. **સંવર એ આત્મહિત પામવા પરમ સાધન છે**

॥ इति श्री शांतसुधारसगेयकाव्ये संवरभावनाविभावनो नाम अष्टमः प्रकाशः ॥

**ઇતિ શ્રી શાંતસુધારસ નામના ઢાળબદ્ધ કાવ્યમાં સંવર ભાવના નામનો આઠમો પ્રકાશ સમાપ્ત.**



ॐ

# નવમી નિર્જરા ભાવના.

॥ इंद्रवज्रा वृत्तं ॥

यन्निर्जरा द्वादशधा निरुक्ता ।
तद् द्वादशानां तपसां विभेदात् ॥
हेतुप्रभेदादिह कार्यभेदः ।
स्वातंत्र्यतस्त्वेकविधैव सा स्यात् ॥ १ ॥

અર્થ.—નિર્જરા પોતે તો એકજ પ્રકારની છે, છતાં તેના બાર ભેદ કહ્યા, તે તેના કારણ તપના બાર ભેદ છે તેને લઇને; કારણ કે કારણભેદે કાર્યભેદ થાય એ રીતિ છે. એટલે કારણની અપેક્ષા વિના સ્વતંત્રપણે લઇએ તો નિર્જરા એકજ પ્રકારની છે, બાકી તેના કારણ તપને લઇ તે બાર પ્રકારની છે ૧.

એક છતાં અનેક કેમ ?

॥ अनुष्टुप् वृत्तं ॥

काष्ठोपलादिरूपाणां निदानानां विभेदतः ।
वह्निर्यथैकरूपोऽपि पृथग्रूपो विवक्ष्यते ॥ २ ॥

અર્થ—જેમ અગ્નિ જાતે તો એકજ રૂપના છે, પણ તે જેમાથી ઉત્પન્ન થયેલ હોય તે કારણોને લઇ જુદા જુદા પ્રકારના કહેવાય છે જેમકે આ કાષ્ટનો અગ્નિ, આ પાષાણનો અગ્નિ ઇત્યાદિ ૨

કારણભેદે કાર્યભેદ.

*निर्जरापि द्वादशधा तपोभेदैस्तथोदिता ।*
कर्मनिर्जरणात्मा तु सैकरूपैव वस्तुतः ॥ ३ ॥

અર્થ—તેમ તપના ભેદને લઇ નિર્જરા પણ બાર પ્રકારની કહી છે, બાકી વાસ્તવિક રીતે કર્મ નિર્જરારૂપે તો એકરૂપજ છે ૩

॥ उपेंद्रवज्रा वृत्त ॥

निकाचितानामपि कर्मणा यद् ।
गरीयसा भूधरदुर्धराणा ॥
विभेदने वज्रमिवातितीव्रं ।
नमोऽस्तु तस्मै तपसेऽद्भुताय ॥ ४ ॥

અર્થ—અહો ! તે અતિ તીવ્ર અદ્ભુત તપને મારો નમસ્કાર હો ! જેમ વજ્ર દુર્ધર પર્વતોને ભેદી નાખે છે તેમ પર્વત જેવા દુર્ધર મ્હોટા નિકાચિત-આકરા કર્મોને પણ એ ભેદી નાખે છે, ક્ષીણ કરી નાખે છે જે ભોગવ્યા વિના છુટકો નથી, એવા આકરા કર્મોને પણ તપ નિર્જરી નાખે છે ૪

તપ-વજ્ર અને કર્મ પર્વત.

॥ उपजाति वृत्तं ॥

किमुच्यते सत्तपसः प्रभावः ? ।
कठोरकर्मार्जितकिल्बिषोऽपि ॥
दृढप्रहारीव निहत्य पापं ।
यतोऽपवर्गं लभतेऽचिरेण ॥ ५ ॥

અર્થઃ—અહો ! એ અદ્ભુત તપનો પ્રભાવ તે શું કહિયે ? અર્થાત્ એ પ્રભાવ વર્ણવ્યો જાય એમ નથી કેમકે કઠોર કર્મને લઇ ઘોર પાપના કરનારા પણ દઢપ્રહારીની પેઠે એ તપના પ્રભાવે પાપનો નાશ કરી અલ્પ વખતમાં મોક્ષ પામે છે. ૫.

## * દઢપ્રહારી.

**દઢપ્રહારી કેમ કહેવાયો ?**

કોઇ બ્રાહ્મણે પોતાના પુત્રને સપ્ત વ્યસનભક્ત જાણી પોતાના ઘરમાંથી કાઢી મૂક્યો. તે ત્યાંથી નીકળી પડયો અને જઇને એક તસ્કર મંડળીથી સ્નેહસંબંધ જોડયો. તે મંડળીના અગ્રેસરે તેને સ્વકામનો પરાક્રમી જાણી પુત્ર કરીને સ્થાપ્યો. એ વિપ્રપુત્ર દુષ્ટ દમન કરવામાં દઢપ્રહારી જણાયો, એ ઉપરથી એનું ઉપનામ દઢપ્રહારી કરીને સ્થાપ્યું.

તે દઢપ્રહારી તસ્કરમા અગ્રેસર થયો. નગર-ગ્રામ ભાંગવામાં બળવાન થયો; છાતી ભારે થઇ; તેણે ઘણા પ્રાણીઓના પ્રાણ લીધા. એક વેળા પોતાના બધા સાથીઓને

* ભાવના બોધમાથી

લઇને તેણે એક મોટું નગર લૂંટયું. ત્યાં દઢપ્રહારી એક બ્રાહ્મણને ઘેર બેઠો હતો. તે વિપ્રને ત્યાં ઘણા પ્રેમ ભાવથી ક્ષીરભોજન કર્યું હતું. તે ક્ષીરભોજનનાં ભાજનને વિપ્રનાં આશાભર્યાં બાળકડાં વિંટાઇ વળ્યાં હતાં.

**બ્રાહ્મણને ઘેર ક્ષીરનું ભોજન, અને દઢપ્રહારીની ચાર હત્યા.**

દઢપ્રહારી એ ભાજનને અડકવા માંડયો એટલે બ્રાહ્મણીએ કહ્યું: અરે મૂર્ખના સરદાર! એ અભડાવ કાં? અમારે પછી કામ નહિં આવે, એટલું એ તું સમજતો નથી? દઢપ્રહારીને આ વચનથી પ્રચંડ ક્રોધ વ્યાપ્યો, અને તેણે તે દીન સ્ત્રીને કાળધર્મ પમાડી,–મારી નાંખી ન્હાતો ન્હાતો બ્રાહ્મણ સ્ત્રીને સહાય આપવા દોડયો, તેને પણ તેણે પરભવપ્રાપ્ત કર્યો. એટલામાં ઘરમાંથી ગાય દોડતી આવી અને તેણે શીંગડાંવતી દઢપ્રહારીને મારવા માંડયો, તે મહાદુષ્ટે તે ગાયના પણ તાડના-

**દઢપ્રહારીનો નિર્વેદ**

વડે પ્રાણ લીધા એ ગાયના પેટમાંથી એક વાછરડું નીકળી પડયું, એને તરફડતું દેખી દઢપ્રહારીને કંપારી છૂટી.

દઢપ્રહારીના મનમાં બહુ બહુ પશ્ચાત્તાપ થયો. અહો! મને ધિક્કાર છે! મેં મહાઘોર હિંસાઓ કરી. અરે! મારો એ મહાપાપોથી કયારે છૂટકારો થશે? ખરે આત્મ સાર્થક સાધવામાં જ શ્રેય છે. એવી ઉત્તમ ભાવ-

**વૈરાગ્ય-દીક્ષા**

નાએ તેણે પંચમુષ્ટિ કેશલુંચન કર્યું. નગરની ભાગોળે આવી ઉગ્ર કાયોત્સર્ગે રહ્યો.

આખા નગરને પૂર્વે સંતાપરૂપ થયા હતા, એથી લોકોએ તેને બહુ પ્રકારે સંતાપવા માંડયા. જતાં-

**અપૂર્વ ઉપશમ ભાવ.** આવતાનાં ધૂળ-ઢેફાં, પથ્થર, ઇટાલા અને તરવારની મુષ્ટિકાવડે તેને અતિ સંતાપ પ્રાપ્ત થયો. ત્યા આગળ લોક સમુદાયે દોઢ માસ સુધી તેને પરાભવ્યા. પછી થાકયા અને તેને મૂકી દીધા. દ્દઢપ્રહારી ત્યાંથી કાયોત્સર્ગ પારી બીજી ભાગોળે એવા જ ઉગ્ર કાયોત્સર્ગથી રહ્યા. તે દિશાના લોકોએ પણ એમ જ પરાભવ્યા. દોઢ મહીને છંછેડી મૂકી દીધા. ત્યાથી કાઉસગ્ગ પારી દ્દઢપ્રહારી ત્રીજી પોળે રહ્યા. તેઓએ પણ મહાપરાભવ આપ્યો ત્યાથી દોઢ મહીને મૂકી દીધાથી ચોથી પોળે દોઢ માસ સુધી રહ્યા. ત્યા અનેક પ્રકારના પરિ

**કર્મની નિર્જરા કૈવલ્યપ્રાપ્તિ** ષહને સહન કરીને તે ક્ષમાધર રહ્યા. છઠે માસે અનંત કર્મ સમુદાયને ખાળી વિશોધી-વિશોધીને તે કર્મ રહિત થયા. સર્વ પ્રકારના મમત્વનો તેણે ત્યાગ કર્યો. અનુપમ કૈવલ્યજ્ઞાન પામીને તે મુક્તિના અનત સુખમા વિરાજિત થયા તપનો, ક્ષમાનો, કાયોત્સર્ગનો પ્રભાવ!!

यथा सुवर्णस्य शुचिस्वरूपं ।
दीप्तः कृशानुः प्रकटीकरोति ॥
तथात्मनः कर्मरजो निहत्य ।
ज्योतिस्तपस्तद्विशदीकरोति ॥ ६ ॥

અર્થ:—જેમ બહુ આકરો અગ્નિ સોનાનું પવિત્ર સ્વરૂપ પ્રગટ કરે છે. તેમ કર્મરૂપી રજનો, મેલનો નાશ કરી

**તપરૂપી તાપ આત્માની વિશુદ્ધિ** આત્માની જ્યોતિ-આત્માનો પ્રકાશ તપ પ્રગટ કરે છે. સોનાને જેમ જેમ તાપમા તપવિયે, તેમ તેમ તે શુદ્ધ પવિત્ર કુંદન

થાય છે; તેવીજ રીતે આકરા તપશ્ચરણથી આત્મા વિશુદ્ધ-પવિત્ર-કર્મ રહિત થાય છે, પ્રકાશ પામે છે. આવું અદ્દભુત તપનું પ્રબળ છે. ૬.

॥ स्रग्धरा वृत्तं ॥

बाह्येनाभ्यंतरेण प्रथितबहुभिदा जीयते येन शत्रु-
श्रेणी बाह्यांतरंगा भरतनृपतिवत् भावलब्धद्रढिम्ना ॥
यस्मात्प्रादुर्भवेयुः प्रकटितविभवा लब्धयः सिद्धयश्च ।
वंदे स्वर्गापवर्गार्पणपटु सततं तत्तपो विश्ववंद्यं ॥ ७ ॥

**અર્થ:**—બાહ્ય અને અભ્યંતર એવા એ તપના બહુ ભેદ છે. એ તપ પર દ્રઢભાવ રાખનારા ભરત-

**તપનું માહાત્મ્ય.** રાજાની પેઠે પોતાના બાહ્ય અને અતરંગ વૈરીઓના સમૂહ પર વિજય મેળવે છે. વળી એ તપના પ્રભાવે વૈભવઐશ્વર્ય પ્રગટ કરનારી લબ્ધિઓ, સિદ્ધિઓ પ્રગટ થાય છે. તથા એ તપ સ્વર્ગ અને મોક્ષસુખ આપવામાં કુશળ છે આમ એ તપ-આખા જગતને વંદવા પૂજવા યોગ્ય છે. તે તપને હું વંદું છું.

**હવે આ નવમી ભાવનાનું અષ્ટકાળિયું કહે છે.**

॥ સારંગ રાગ-જિણંદરાય શરણ તાહરે આયોરે...એ દેશી ॥

विभावय विनय तपोमहिमानं ॥ ध्रुवपदं ॥
बहुभवसंचितदुष्कृतममुना ॥
लभते लघु लघिमानं ॥ वि० १ ॥

અર્થઃ—હે! વિનય! તું તપનો મહિમા વિચાર. ઘણા ભવનું એકઠું થએલું પાપ એ તપથી તરતજ ઓછું થઇ જઇ નાશ પામે છે. એવા એ તપનો મહિમા હે સુવિનીત જીવ! તું તારા હૃદયમાં ચિંતવ. ૧.

यांति घनापि घनाघनपटली,
खरपवनेन विरामं ॥
भजति तथा तपसा दुरितालो,
क्षणभंगुरपरिणामं ॥ वि० २ ॥

**તપરૂપી વાયરો. કર્મરૂપી રજ ઉડી જાય.**

અર્થ:—જેમ ભારે વાયરાથી ભેગાં થએલાં મ્હોટાં વાદળાં પણ વીખરાઈ જાય છે તેમ આ તપના પ્રભાવે એકઠાં થએલા મ્હોટાં પાપો પણ ક્ષણવારમાં નાશ પામે છે. ૨.

वांच्छितमाकर्षति दूरादपि ।
रिपुमपि व्रजति वयस्यं ॥
तप इदमाश्रय निर्मलभावा- ।
दागमपरमरहस्यं ॥ वि० ३ ॥

**તપનો મહિમા.**

અર્થઃ—એ તપ દૂરથી પણ ઇચ્છિત વસ્તુને પાસે આણી આપે છે; એ તપના પ્રભાવે શત્રુ પણ મિત્ર થાય છે; શત્રુ પણ મિત્રનું કાર્ય સારે છે; શત્રુએ આપણને પ્રતિકૂળ અથવા અણહિતકારી ધારી કરેલું કામ પણ એ તપને લઇ અનુકૂળ અથવા હિતકર થઇ પડે છે; એ તપ આગમનું પરમ રહસ્ય છે; આગમનો મ્હોટો

એ સાર છે પરાપૂર્વથી ઉત્તરોત્તર ઉતરી આવેલું કર્મનાશના હેતુરૂપ એ મ્હોટું રહસ્ય છે. તે તપનો નિર્મલભાવે તું આશ્રય કર. હે વિનય! આવા મહિમાવાળા તપને તારા હૃદયમા ચિંતવ; અને તે તપ આચર. ૩.

अनशनमूनोदरतां वृत्ति-
ह्रासं रसपरिहारं ।
भज सांलीन्यं कायक्लेशं,
तप इति बाह्यमुदारं ॥ वि० ४ ॥

અર્થઃ—એ તપના આ છ બાહ્ય ભેદ છે.

૧. અનશન—ભોજનનો ત્યાગ. ઉપવાસ, છઠ્ઠ, એકાશન, આંબિલ ઇત્યાદિ.

૨. ઊણોદરીઃ—ઓછુ જમવું તે ખાવામાં જોઇએ તે કરતા ઓછા કવલ લેવા તે.

૩. વૃત્તિહ્રાસ—વૃત્તિસંક્ષેપ ખાનપાન, સ્વાદિષ્ટ ભોજન પ્રતિ વૃત્તિ જતી અટકાવવી, ઓછી કરવી.

૪ રસપરિહાર.—રસગારવ તજવો, સ્વાદિયા ન થવુ. આ સરસ છે અને આ નીરસ છે, એમ કર્યા વિના ક્ષુધાતૃપ્તિ અર્થે જમી લેવુ

૫ સંલીનતાઃ—અગોપાંગ સંકોચી સુવું, બેસવું; એ કજ આસને બેસી રહેવું; આસન જય કરવો.

( ૬ ) કાયક્લેશ—કાયાની કસોટી કરવી, એને ક્લેશ આપવો.

આમ ઉદાર તપના છ બાહ્ય ભેદ છે ૪

હવે આંતર ભેદ કહે છે.

प्रायश्चित्तं वैयावृत्त्यं
स्वाध्यायं विनयं च ॥
कायोत्सर्गं शुद्धं ध्यान-
माभ्यंतरमिदमंच ॥ वि०५ ॥

અર્થઃ—(૧) પ્રાયશ્ચિત્તઃ—કરેલાં પાપોનો પશ્ચાત્તાપ અને તે ફરી ન થાય એવું ચિંતવન. થએલ અપરાધનો દંડ.

(૨) વૈયાવૃત્યઃ—રોગી, ગ્લાન, બાલ, ગુરૂ, આર્ત્ત આદિની સેવા ચાકરી. તેઓના દુ:ખ દૂર થાય, તેઓનાં દુઃખ રોગ વિસારે પડે અથવા તેમાં તેમને દીલાસો-શાંતિ મળે, તેમને શાતા ઉપજે એ વગેરે રીતે તેઓના તરફ વર્ત્તન-એ વૈયાવૃત્ય

(૩) સ્વાધ્યાયઃ—સઝાય. પોતાનું જાણપણું વધે, આત્માની ઓળખાણ થાય, આત્મજ્ઞાન થાય,-એ પ્રકારે સત્શાસ્ત્રનું વાંચન-મનન-પઠન. સત્પુરૂષોના ચરિત્રોનું ચિંતવન; તેઓના ગુણગ્રામ કરવા; સત્શાસ્ત્રનું વાંચવુ; આત્મકલ્યાણના પ્રશ્નોનું વિનયપૂર્વક સદ્‌ગુરૂને પૂછવું; ન સમજાતું હોય તે વિનયપૂર્વક પુછવું; વાંચેલું-ગોખેલું-સમજાયલું ફરી ફરી વિચારી જવું; સંસારના અનિત્યાદિ ભાવ ફરી ફરી ચિંતવવા; વૈરાગ્યની ભાવનાઓ ભાવવી; ધર્મકથા કરવી ને સાંભળવી, એ વગેરે સ્વાધ્યાયના પ્રકાર છે.

(૪) વિનયઃ—ગુણીનો, જ્ઞાનીનો, ગુરૂનો, વડિલનો, યોગ્ય પુરૂષનો વિનય કરવો. તે પાસે નમ્ર થવું; આજ્ઞાંકિત થવું; માન ત્યજી દેવું; તેઓના ગુણનું બહુમાન કરી પોતાના

ગુણુ એઓની અપેક્ષાએ કંઇ નથી, એમ ચિંતવવું, એમ વર્ત્તવું,-તે વિનય.

(૫) કાયોત્સર્ગઃ--કાયા ઉપરનો મોહ ઉતારી ઘડી ભર આત્માને વિષે સ્થિર થવું; આત્માનો વિચાર કરવો; અથવા આત્માર્થ જેનો સર્યો છે એવા મહાપુરૂષોનું સ્મરણ કરવું; તેઓનાં સ્તવન મનમાં ગાવાં; નવકાર-લોગસ્સનું ચિંતવન પઠન કરવું અથવા પોતે કરેલા દોષો હ્રદયમાં વિચારી જઇ તેની પશ્ચાત્તાપપૂર્વક ક્ષમા ચાહવી. ઇત્યાદિ કાયોત્સર્ગ.

(૬) ધ્યાનઃ--આત્માનું અથવા સદ્ગુરૂનું, તીર્થંકર દેવનું, ધર્મનું-ચિત્ત વિષે એકાગ્રતાથી ધ્યાવવું તે ધ્યાન.

આ તપના છ અભ્યંતર ભેદ જાણવા. હે વિનય! આ તપનો મહિમા તું વિચાર. ૫.

शमयति तापं गमयति पापं ।
रमयति मानसहंसं ॥
हरति विमोहं दूरारोहं ।
तप इति विगताशंसं ॥ वि० ६ ॥

અર્થઃ--એ તપ તાપને શમાવે છે; સંસારજન્ય તાપની શાંતિ કરે છે; પાપનો નાશ કરે છે; મનરૂપી હંસને આનંદ આપે છે; અથવા મનુષ્ય દેહરૂપી માનસ સરોવરમાં રહેલા આત્મારૂપી હંસને આનંદ આપે છે; અને બીજી રીતે દૂર કરવો અશક્ય એવા વિભાવિક મોહનો તપ નાશ કરે છે. આવું તપ અદ્ભુત છે. હે વિનય! તું એ તપનું, એના મહિમાનું ચિંતવન કર. ૬.

મનુષ્યદેહ-માનસ આત્મા-હંસ તપ-આનંદ

संयमकमलाकार्मणमुज्ज्वल–
शिवसुखसत्यंकारं ॥
चिंतितचिंतामणिमाराधय
तप इह वारंवारं ॥ वि०७ ॥

અર્થઃ—વળી એ તપ સયમરૂપ લક્ષ્મીને વશ કરવાની વિદ્યા છે, ઉજ્જવલ એવા મોક્ષસુખને આપવા સમર્થ છે, એ તપથી મોક્ષ સુખ રોકડ઼ મળે છે, એ તપ ઇચ્છિત-ચિંતિત વસ્તુ આપવામાં ચિંતામણિ સમાન છે; અર્થાત્ ચિંતામણિ જેમ ધારેલું ફળ આપે છે તેમ એ તપ આદરવાથી ધારેલ સિદ્ધ થાય છે, તપ ચિંતામણિ. આવા પ્રભાવવાળા તપને આ જગતમા હે વિનય! તુ વારવાર અગીકાર કર એ તપનો મહિમા હે વિનય! તુ ચિતવ ૭

कर्मगदौषधमिदमिदमस्य च,
जिनपतिमतमनुपानं ॥
विनय समाचर सौख्यनिधानं,
शांतसुधारसपानं ॥ वि० ८ ॥

અર્થઃ—હે વિનય! એ તપ કર્મરૂપી રોગનુ અમોઘ ઔષધ છે, કર્મરૂપી રોગ ટાળવામા આ તપ-ઔષધ નિષ્ફળ જતું નથી, શ્રી જિનવર દેવે પ્રગટ કરેલ મત એ તપ ઔષધનુ અનુપાન છે. અર્થાત્ જેમ કુશળ વૈદ્યે

**કર્મ રોગ, તપ** બતાવેલા અનુપાન પ્રમાણે ઔષધ લેતા **ઔષધ, જ્ઞાની વૈદ્ય,** રોગ દૂર થાય તેમ શ્રી જિનેશ્વર ભગવાને **આજ્ઞા અનુપાન.** પ્રરૂપેલ રસ્તે, તે મતે આ તપશ્ચર્યા આચરતા કર્મરૂપી રોગ ટળેજ, અજ્ઞાન રૂપે, સ્વચ્છંદે, પોતાની મતિએ તપ કરતા કર્મરોગ ન જાય સારા કુશળ વૈદ્યની સલાહ વિના જેમ સ્વમતિએ ઔષધ લેતા રોગ દૂર ન થાય, પણ ઉલટો નવો વિકાર પેદા થાય, તેમ કુશળ વૈદ્યરૂપ શ્રી જિનેશ્વર ભગવાનના મતની નિશ્રા વિના સ્વમતે તપ કરવાથી, અજ્ઞાન તપ કરવાથી કર્મ ક્ષીણ ન થાય, પણ ઉલટા નવા પેદા થાય, માટે **તપરૂપી ઔષધ ગ્રહણ કરવુ, પણ તે શ્રી જિનેશ્વરના મતરૂપ અનુપાન સાથે.** એમ લેવાય તોજ કર્મરોગ નાશ પામે અજ્ઞાન તપશ્ચર્યાથી કર્મ ક્ષીણ થતા નથી, પરંતુ નવા પેદા **અજ્ઞાન તપ શાતા** થાય છે ભલે શુભ ગતિ કે વૈભવ એના **આપે, ભવ ન છેદે** ફળરૂપે પ્રાપ્ત થાય, પણ એ પરિણામે નિર્જરાના હેતુ નથી, માટે જ્ઞાનીની આજ્ઞાએ, તપશ્ચર્યા આચરવી ઘટે છે. તપ ન આચરવુ એમ કહેવાનુ નથી, તપશ્ચર્યાની તો બહુ બહુ જરૂર છે, એના વિના તો કોઇ કાળે કર્મ ક્ષીણ થવાના નથી જેટલા મહાપુરૂષો સિદ્ધિ પામ્યા, તે બધા તપના બળે કર્મ નિર્જરીનેજ. માટે તપશ્ચર્યા તો અવશ્ય કરવાની છે; પણ તે સદ્‌ગુરૂની આજ્ઞાએ; શ્રી જિનેશ્વર ભગવાનના મત પ્રમાણે,–સુખ ઋદ્ધિ આદિ પામવા–મેળવવાની વાંચ્છા–આશાએ નહિ; પણ કેવળ તપશ્ચર્યા ખાતરજ તપ કર્ત્તવ્ય છે.

કશી ફળની આશા–ઇચ્છા વિના તપ કર્ત્તવ્ય છે. શ્રી

નિષ્કામ તપ. જિનેશ્વર ભગવાનની એજ આજ્ઞા છે, એનો એજ મત છે કે આશા-ઇચ્છા વિના તપ કરવું આથી કર્મમળ ટળી આત્મજ્ઞાન થાય છે ઘી સદ્‌ગુરૂની આજ્ઞારૂપ અનુપાન સાથે જ તપ ઔષધ લેતા કર્મરોગ ટળે છે, એમ કહેવાનો આ હેતુ છે

" आणाए धम्मो आणाए तवो. "

—આર્યવચન.

આજ્ઞાએ ધર્મ, આજ્ઞાએ તપ. તો જે પ્રકારે, જે હેતુએ શ્રી જીનવર દેવે તપશ્ચર્યા કરવાની આજ્ઞા કરી છે તે પ્રકારે તે હેતુએ એ આરાધતા કલ્યાણ થાય છે કર્મરોગ ટળે છે હે વિનય ! તુ સુખનો ભંડાર એવુ આ તપ આચર તુ શાંતસુધારસના પાનરૂપ આ તપ આદર હે વિનય ! તુ તપનો મહિમા વિચાર ૮

॥ इति श्री शांतसुधारसगेयकाव्ये निर्जराभावना विभावनो नाम नवमः प्रकाशः ॥

ઇતિ શ્રી શાંતસુધારસ નામના ઢાળબદ્ધ કાવ્યમાં નિર્જરા ભાવના નામનો નવમો પ્રકાશ સમાપ્ત.



ॐ

# દશમી ધર્મભાવના.

॥ उपजाति वृत्तं ॥

दानं च शीलं च तपश्च भावो ।
धर्मश्चतुर्धा जिनवांधवेन ॥
निरूपितो यो जगतां हिताय ।
स मानसे मे रमतामजस्रं ॥

**ધર્મના ચાર પ્રકાર.**

–જિનબાંધવ શ્રી તીર્થંકર દેવે દાન–શીલ–તપ અને ભાવ એ ચાર પ્રકારનો ધર્મ જગતના હિત અર્થે ઉપદેશ્યો છે. તે ધર્મ મારા હૃદયમાં નિરંતર રહો અને મને આનંદ આપો. શ્રી જિનેંદ્ર દેવે એ ધર્મ પ્રરૂપ્યો, તેથી મને બહુ આનંદ થાય છે. જે ધર્મથી જગતનું હિત થાય એમ છે, જે ધર્મ જગતના બંધુ શ્રી તીર્થંકર દેવે ઉપદેશ્યો અને જે ધર્મ તેના ઉપદેષ્ટા સર્વજ્ઞ વીતરાગ પરમાત્મા હોવાથી નિઃસંશય કલ્યાણકારી છે, તે ધર્મ નિરંતર મારા હૃદયમાં વાસ કરો. ૧.

એ ધર્મના મુખ્ય બીજા પ્રકાર કહે છે.

॥ इंद्रवज्रा वृत्तं ॥

सत्यक्षमामार्दवशौचसंग-
त्यागार्जव ब्रह्म विमुक्ति युक्तिः ॥
यः संयमः किंच ततोपगूढ ।
-श्चारित्रधर्मो दशधायमुक्तः ॥ २ ॥

અર્થઃ—શ્રી જિનવર દેવે ઉપદેશેલા ધર્મના બે પ્રકાર છે. (૧) ચારિત્ર ધર્મ અને (૨) શ્રુત ધર્મ. તેમા ચારિત્ર ધર્મ એ આ દશ પ્રકારનો છે. (૧) સત્ય. (૨) ક્ષમા. (૩) માર્દવ (મૃદુતા) વિનય, નિર્માનીપણુ (૪) શૌચ. (૫) સંગત્યાગ, (૬) આર્જવ (સરળતા, ઋજુતા, નિષ્કપટપણું.) (૭) બ્રહ્મચર્ય. (૮) વિમુક્તિ (અર્થાત્ વિશેષ પ્રકારે પરિગ્રહથી મૂકાવું તે, નિર્લોભતા. (૯) સંયમ અને (૧૦) અકિંચનત્વ (પરિગ્રહ રહિત અવસ્થા.) ચારિત્ર ધર્મના આ દશ પ્રકાર છે.

(૧) સત્ય—મન, વચન, કાયાએ કરી,

૧ સત્ય ચિંતન ⎫ પોતાને અને
૨ સત્ય વચન ⎬ પરને હિત
૩ સત્ય વર્ત્તન ⎭ થાય તેમ.

સત્ય વદવું એ સામાને કઠોર ન લાગે એવી પ્રિય મૃદુ ભાષામાં.

વસ્તુની જે પ્રકારે સ્થિતિ હોય તેજ પ્રકારે, તેમાં લેશ માત્ર ફેરફાર કર્યા વિના ⎧ જે વર્ત્તન તે સત્ય વર્ત્તન,
⎨ જે વચન તે ,, વચન,
⎩ જે ચિંતન તે ,, ચિંતન.

(૨) **ક્ષમા**—ક્રોધ કષાયનો ત્યાગ, ઉપશમ ભાવ, અપરાધી પ્રતિ પણ ક્રોધ ન આણવો.

(૩) **માર્દવ**—વિનય, નિર્માનીપણું, મૃદુતા.

(૪) **શૌચ**—તન, મનની, દ્રવ્ય-ભાવની શુદ્ધિ.—પવિત્રતા

૧ પવિત્ર વિચાર.
૨ પવિત્ર ઉચ્ચાર.
૩ પવિત્ર આચાર.

(૫) **સંગત્યાગ**—કોઇ વસ્તુ પ્રતિ લેશ માત્ર આસક્તિ ન રાખવી. આસંગો વર્જી દેવો તે. નિર્લેપ રહેવું તે કુસંગ વર્જવો. સત્સંગ કરવો

(૬) **આર્જવ**—ઋજુતા, સરળતા, નિષ્કપટ ભાવ, માયા-કષાયનો ત્યાગ, કોઇને છેતરવું નહિં, અસત્ય આચરવું નહિ, આમળો રાખવો નહિં. વક્રતા છાડવી.

(૭) **બ્રહ્મચર્ય**—શીલનુ પાલન, કામનો જય; દ્રવ્ય ભાવે મૈથુનનો ત્યાગ.

(૮) **વિમુક્તિ**—પરિગ્રહ મૂર્છાથી વિશેષપણે મૂકાવું તે. નિર્લોભપણું

(૯) **સંયમ**—ઇંદ્રિયો ઉપર, મન ઉપર સમ્યક્ પ્રકારે કાબૂ રાખવો.

(૧૦) **આકિંચનતા**—નિષ્પરિગ્રહપણું. પરિગ્રહની મૂર્છાનો ત્યાગ. પરિગ્રહનો ત્યાગ.

આ દશ પ્રકાર ચારિત્ર ધર્મના છે. તે ચારિત્ર ધર્મ

આરાધવાથી અનત કર્મવર્ગણા ક્ષીણ કરી જીવ સ્વસ્વરૂપને પામે છે ૨.

એ ધર્મનો મહિમા બતાવે છે

यस्य प्रमानादिह पुष्पदंतौ ।
विश्वोपकाराय सदोदयेत्ते ॥
ग्रीष्मोष्मभीष्मा मुदितस्तडित्वान् ।
काले समाश्वासयति क्षितिं च । ३ ॥

**ધર્મનુ માહાત્મ્ય**

અર્થઃ—એ ધર્મના પ્રભાવે કરી આ જગતમા સૂર્ય-ચદ્ર પણ જગતના ઉપકાર અર્થે હમેશ ઉગે છે ઉન્હાળાની ઋતુમા અત્યત તપ્ત થયેલી જમીનને વર્ષાઋતુમા મેઘ વર્ષાદ કરી ઠડી કરે છે ૩

વળી—

उल्लोलकल्लोलकलाविलासै-
र्नाप्लावयत्यंबुनिधिः क्षितिं यत् ।
नाघ्नंति यद् व्याघ्रमरुद्वाद्या ।
धर्मस्य सर्वोप्यनुभाव एषः ॥ ४ ॥

અર્થઃ—સમુદ્ર મ્હોટા મોજાએ કરી પૃથ્વીને બૂડાવતો નથી, અને વ્યાઘ્ર કે પવન કે દાવાનલ કોઇને મારતા નથી એવો ધર્મનો પ્રભાવ છે અર્થાત્ ધર્મના પ્રભાવે સમુદ્ર પોતાની મર્યાદા છોડતો નથી, ધર્મના જ પ્રભાવે જીવો હિંસક જીવોથી-વટોળીઆ આદિ પવનના તોફાનથી, દાવાનળ આદિથી બચી

જાય છે અધર્મનો પ્રચાર થાય છે ત્યારે જીવો તાપથી, તૃષાથી, ક્ષુધાથી આકુળવ્યાકુળ થાય છે અનાવૃષ્ટિ થાય છે, કાતો અતિવૃષ્ટિ થાય છે, દુર્ભિક્ષ થાય છે,

**અધર્મના અનર્થ** મારી મરકી આદિ પ્રાણઘાતક રોગોના ઉપદ્રવ થાય છે, ઉલ્કાપાત થાય છે, ભૂકંપ થાય છે, દાવાનળ પ્રજળે છે અને અનેક જીવોનો સંહાર થઇ જાય છે ભયંકર વાવાઝોડા, વંટોળીઆ, પવનના તોફાન થાય છે, સમુદ્ર પણ પૃથ્વી ઉપર આગળ ધસી આવે છે, અને એક જ મોજાએ આસપાસના પ્રદેશને જળ સમાધિ આપે છે, જળપ્રલય થાય છે ઇત્યાદિ અધર્મના ફેલાવાના ફળ છે આ પંચમ કાળ એના પ્રત્યક્ષ પૂરાવારૂપ છે જેમ જેમ અધર્મ આચાર, વિચાર, ઉચ્ચારનો પ્રસાર થતો જાય છે તેમ તેમ લોકો દુઃખ, દારિદ્રય,

**પંચમ કાળ સાક્ષી.** રોગથી વિશેષ વિશેષ પીડાતા પ્રતિદિવસ આપણે દેખીએ છીએ આવા ભયંકર પ્રસંગોમા પણ, અર્થાત્ દેશ પર દુઃખ, દારિદ્રય, દાવાનલ મરકી, આદિના સંકટો-ઉપદ્રવો આવ્યે સતે ધર્મી જીવો સુખી છે **ધર્મી જીવોને ધર્મ ગમે તેવ સંકટમાં સહાયક છે, આ નિર્વિવાદ વાત છે.** આવો ધર્મનો મ્હોટો મહિમા છે તે ધર્મ હે ભવ્યો! તમે આચરો, સુખી થાઓ અને બીજાને સુખી કરો ૪

**ધર્મનો વિશેષ મહિમા બતાવે છે.**

॥ शार्दूलविक्रीडित वृत्त ॥

यस्मिन्नेव पिता हिताय यतते भ्राता च माता सुतः ।
सैन्यं दैन्यमुपैति चापचपलं यत्राफलं दोर्बलं ॥

तस्मिन्कष्टदशाविपाकसमये धर्मस्तु संवर्मितः ।
सज्जः सज्जन एव सर्वजगतस्त्राणाय बद्धोद्यमः ॥ ५ ॥

અર્થ:—પિતા, માતા, ભાઇ, પુત્ર આદિ આપણા હિતને અર્થે ઉદ્યમ કરે છે, તે ધર્મને જ લઇને. "ધર્મે જય મનુષ્યના યોગે ચપળ થયેલું એવું જે જબરૂં પાપે ક્ષય." લશ્કર તે પણ આવીને દીનતા ધરે છે, તે ધર્મનું જ ફળ. વળી ભુજબળ જ્યારે નાશ પામે છે, એવી કષ્ટ અવસ્થાના પરિણામ કાલે પણ આ ધર્મ જ મિત્ર સમાન થાય છે. આમ આ ધર્મરૂપ સજ્જન આખા જગતના રક્ષણ અર્થે સજ્જ થઇ ઉદ્યમ કરી રહ્યો છે. આ દેખીતી વાત છે કે અધર્મનો ઉદય થયે માતા, પિતા, પુત્ર, ભાઇ આદિ વૈરીનું કામ સારે છે, અને અશુભહિત ચિંતવે છે, અશુભહિત કરે છે. આ વર્ત્તમાન કાળમાં આવા દાખલા શોધવા જવું પડે એમ નથી; માટે ધર્મનું આરાધન પરમ હિતકર છે, ૫.

त्रैलोक्यं सचराचरं विजयते यस्य प्रसादादिदं ।
योत्रामुत्र हितावहस्तनुभृतां सर्वार्थसिद्धिप्रदः ॥
येनानर्थकदर्थना निजमहस्सामर्थ्यतो व्यर्थिता ।
तस्मै कारुणिकाय धर्मविभवे भक्तिप्रणामोऽस्तु मे ॥ ६ ॥

**ધર્મના આધારે જગત્ શોભે છે**

અર્થ:—જે ધર્મનાજ પ્રસાદવડે કરી આ સ્થાવર જંગમમય ત્રણ લોક, આ સચરાચર વિશ્વ શોભી રહ્યું છે. એ ધર્મજ આ લોક તથા પરલોકને વિષે પ્રાણિયોનું હિત કરે છે. અને એજ સર્વ અર્થની સિદ્ધિ

આપે છે, જીવોનાં સર્વ કાર્યો સિદ્ધ કરે છે. એ ધર્મજ પોતાના તેજબળે કરી પાપરૂપ વિટંબનાનો નાશ કરી નાંખ્યો છે. આવો જે દયાવંત ધર્મરૂપ વિભુ-પ્રભુ તેને મારા ભક્તિભાવે નમસ્કાર હો ! ૬.

**ધર્મ વિભુ**

**ધર્મ એ આ જગતમાં કલ્પવૃક્ષ છે.**

॥ मंदाक्रांता वृत्तं ॥

प्राज्यं राज्यं सुभगदयिता नंदना नंदनानां ।
रम्यं रूपं सरसकविता चातुरी सुस्वरत्वं ॥
नीरोगित्व गुणपरिचयः सज्जनत्वं सुबुद्धिः ।
किंतु ब्रूमः फलपरिणतिं धर्मकल्पद्रुमस्य ॥७॥

**અર્થ**—આ બધા ધર્મરૂપી કલ્પવૃક્ષનાં ફળ છે. મ્હોટું રાજ્ય, સારાં ભાગ્યવાળી, સારાંવર્તનવાળી, અચલપ્રેમી સ્ત્રી, પુત્રોના પુત્રો, સુંદર કાંતિ, સરસ કવિત્વ, ચતુરાઇ, બીજાને સાભળતાં મીઠાશ ઉપજાવે અને છાપ પાડે એવો સારો સ્વર, આરોગ્યતા, ગુણોનો પરિચય, સજ્જનતા, સારી બુદ્ધિ ઇત્યાદિ કેટલુંક કહિયે? આ બધાં ધર્મરૂપ કલ્પવૃક્ષનાં ફળ છે. ધર્મ વિના આવાં જગતને વિષે સુખરૂપ ગણાતાં સાધનો ન મળે, **માટે હે ભવ્યો! એ ધર્મને સેવો એ ધર્મ કલ્પવૃક્ષ ઇચ્છિત ફળ આપશે.** ૭

**ધર્મકલ્પ વૃક્ષનાં આ ફળ.**

હવે આ દશમી ભાવનાનું અષ્ટ ઢાળિયું કહે છે

॥ વસત રાગ—ભવિ તમે વંદો રે
હીરવિજયસૂરિરાયા........એ દેશી ॥

पालय पालय रे पालय मां जिनधर्म ॥
मंगलकमलाकेलिनिकेतन ।
करुणाकेतन धीर ॥
शिवसुखसाधन भवभयबाधन ।
जगदाधार गंभीर ॥ पा० १ ॥

અર્થઃ—રે ! જિનધર્મ ! તું મારૂં રક્ષણ કર, રક્ષણ કર તું માંગલિક રૂપ લક્ષ્મીનું ક્રીડાગૃહ છે, અર્થાત્ તું જ્યાં હોય ત્યાં મંગલ લક્ષ્મી વર્ત્તાવે છે, તું કરુણાનું સ્થાનક છે, અર્થાત્ તું જ્યાં હોય ત્યા દયા, કરુણા, અહિંસા વર્ત્તે છે; તું ધીર છે; તું મોક્ષસુખનું સાધન છે; તું ભવભયનો નાશ કરનાર છે; તુ જગતનો આધાર છે; અને પરમ ગભીર છે,–એવા હે ! જૈનધર્મ, તુ મારૂં રક્ષણ કર ! રક્ષણ કર !

**ધર્મનું ધૈર્ય**

ધર્મ ધીર છે, અર્થાત્ ધીરજવંત છે, એમ બતાવ્યું તેનો હેતુ એ કે જગતમાં બીજી કેટલીક એવી તાસુબીઓ રહેલી છે, કે એકવાર એનો અનાદર કરતાં ફરી એને મનાવવી બહુ મુશ્કેલ થઇ પડે છે, જ્યારે હે ધર્મ ! તું તો એવો ધીરજવાળો છે, કે કોઇ જીવ તારા પ્રતિપક્ષી અધર્મનો અનેકવાર આશ્રય કરી તારો અનાદર કરે, તો પણ ફરી એ જીવ તારે શરણે આવે ત્યારે તું શરણ આપી એનું કલ્યાણ કરે છે વળી

**ધર્મનું ગાંભીર્ય**

હે ધર્મ ! તું અતિ ગંભીર છે, અર્થાત જગતમાં બીજી એવી વસ્તુઓ છે, કે જે પોતે કરેલો ઉપકાર ગાઇ બતાવે છે, પણ તું તો મ્હોટું દિલ રાખી તારો આશ્રય કરનારનું સુખે મોક્ષ કર્યે જાય છે.

એવા હે ગભીર, શિવસુખના સાધન રૂપ પવિત્ર જૈન ધર્મ ! તુ મારૂં રક્ષણ કર હું તારે શરણે આવ્યો છું ૧

सिंचति पयसा जलधरपटली ।
भूतलममृतमयेन ॥
सूर्यचंद्रमसावुदयेते ।
तव महिमातिशयेन ॥ पा० २ ॥

**અર્થ**—જલધર અમૃતમય જળે કરી ભૂતળને સિંચે છે અને સૂર્ય તથા ચદ્ર ઉદય પામે છે,–તે બધું હે ધર્મ ! તારા મહિમાતિશયને લઇ. તુ મારૂ રક્ષણ કર, રક્ષણ કર ૨.

निरालंबमियमसदाधारा ।
तिष्ठति वसुधा येन ॥
तं विश्वस्थितिमूलस्तंभं ।
त्वां सेवे विनयेन ॥ पा० ३ ॥

**અર્થ**—જેને કાઇ આધાર નથી અને જે આલબન વિનાની છે, એવી પૃથ્વી હે ધર્મ ! તારા વડેજ રહેલી છે, તો વિશ્વને, જગતને આધારરૂપ, ટેકાવી રાખનાર મૂલ સ્તભરૂપ એવા હે ધર્મ ! તને હુ વિનય ભક્તિભાવે સેવુ છુ **વિશ્વના આધારરૂપ એવા હે ! પવિત્ર નિરાગીપ્રરૂપિત ધર્મ ! તારૂ મને શરણ હો ! તુ મારૂ રક્ષણ કર વિશ્વનો આધારભૂત એક ધર્મજ છે. તે ધર્મ આત્મહિતૈષિયે આદરવો યોગ્ય છે. ૩**

दानशीलशुभभावतपोमुख–
चरितार्थीकृतलोक ।

शरणस्मरणकृतामिह भविनां ।
दूरीकृतभयशोक ॥ धा० ४ ॥

અર્થ—દાન, શીલ, તપ અને ભાવ જેમાં મુખ્ય છે, એવા હે ધર્મ ! તું લોકને ચરિતાર્થી કરે છે; અર્થાત્ લોકોને ચારિત્રનો ખપ કરાવે છે. વળી તારૂં જે સ્મરણ કરે છે અને તારો જે આશ્રય લે છે એવા ભવ્યજીવોના ભય શોક દૂર થાય છે. આમ તું ચારિત્ર આપનારો અને ભય શોક નિવારનારો છે. હે જિનધર્મ ! તું મારૂં રક્ષણ કર હું તારે શરણે આવ્યો છું. ૪.

क्षमासत्यसंतोषदयादिक-
सुभगसकलपरिवार ॥
देवासुरनरपूजितशासन ।

भ्राम्यति भीमे भवगहनेंगी ।
त्वां बांधवमपहाय ॥ पा० ६ ॥

અર્થ:—હે ધર્મ ! તું જેને બાંધવ નથી તેનો બંધુ છે; અને જેને કોઇ સહાય નથી તેને અહો

**અબંધુનો બંધુ ધર્મ.**

રાત્ર સહાયરૂપ છે. અહો ! આવો તું અબંધુનો બંધુ અને અસહાયનો સહાય છતા, તારા જેવા બાંધવ છાડી જીવો ભયંકર ભવમા ભટકે છે !

હે ભવ્ય જીવો ! જેને કોઇ બંધુ નથી, જેને કોઇ મદદગાર નથી, તેનો બંધુ તથા મદદગાર ધર્મ છે. આમ છતાં તેવા બંધુને છાડી, તેનો લાભ નહિં લેતાં તમે ભયંકર ભવાટવીમા રઝળી કાં દુઃખ પામો છો ? એ ધર્મ આરાધો, ધર્મ આરાધો. હે ! પરમ બાંધવ જૈનધર્મ ! હું તારૂં શરણ ગ્રહું છુ. મારૂ રક્ષણ કર ! રક્ષણ કર ! ૬.

द्रंगति गहनं जलति कृशानुः ।
स्थलति जलधिरचिरेण ॥
तव कृपयाऽखिलकामितसिद्धिः ।
–र्बहुना किंतु परेण ॥ पा० ७ ॥

અર્થ:—હે પરમ બાંધવ ધર્મ ! તારી કૃપાથી અરણ્ય મ્હોટા નગર થાય છે; જંગલમાં મંગળ થાય છે;

**ર્મના પ્રભાવ.**

પાવકનું પાણી થાય છે, અર્થાત અગ્નિ શીતળ થાય છે. જલ ત્યાં સ્થળ થાય છે, સમુદ્ર ર્ગ આપે છે; પ્રાણી માત્રની ઇષ્ટસિદ્ધિ થાય છે. આવો તારો

મહિમા છે. હે પવિત્ર જૈનધર્મ ! તને વિશેષ શું કહું ? મારા પર કૃપા કર ! મારી રક્ષા કર ! ૭.

"મોટા જગતમાંહી મંગળ થશે, આધાર આધીનનો;
આનંદોત્સવ આપશે અવનિમાં, સદ્ધર્મ શ્રી જૈનનો."

પ્રકૃત

इह यच्छसि सुखमुदितदयांगं ।
प्रेत्येंद्रादिपदानि ॥
क्रमतो ज्ञानादीनि च वितरसि ।
निःश्रेयससुखदानि ॥ पा० ८ ॥

**ધર્મી આ લોકે પરલોકે સુખી.**

અર્થઃ—જેને દયાધર્મ સ્ફુર્યો છે, તેને હે ધર્મ ! તું આ ભવમાં જ સુખ આપે છે, અને પરભવે ઇંદ્રાદિક પદવી આપે છે અને ક્રમે કરી મોક્ષસુખ આપનાર જ્ઞાનાદિ ગુણ આપે છે. આવો તારો પ્રભાવ છે. હે ધર્મ ! મારી રક્ષા કર ! રક્ષા કર ! ૮

सर्वतंत्रनवनीतसनातन ।
सिद्धिसदनसोपान ॥
जय जय विनयवतां प्रतिलंभित–
शांतसुधारसपान ॥ पा० ९ ॥

**શિવ હર્મ્યનું ધર્મ સોપાન.**

અર્થઃ—હે ધર્મ ! તું સનાતન-શાશ્વત છે. બધાં શાસ્ત્રોના માખણરૂપ-સારરૂપ છે. તું મોક્ષ આવાસ પર જવા નિસરણી સમાન છે. તું વિનયવંત શિષ્યોને શાંતસુધારસનું

ધ્યાન કરાવે છે. એવા હે ધર્મ! તું જય-વંત વર્ત! જયવંત વર્ત! મને તારૂં શરણ હો! તારી કૃપા હો! તું મારૂં રક્ષણ કર! ૯.

॥ इति श्री शांतसुधारस गेयकाव्ये धर्म भावनाविभावनो नाम दशमः प्रकाशः ॥

**ઇતિ શ્રી શાંતસુધારસ નામના ઢાળબદ્ધ કાવ્યમાં ધર્મભાવના નામનો દશમો પ્રકાશ સમાપ્ત.**



ૐ

# અગ્યારમી લોકસ્વરૂપ ભાવના

॥ शालिनी वृत्तं ॥

सप्ताधोधो विस्तृता याः पृथिव्य-
म्छत्राकाराः संति रत्नप्रभाद्याः ॥
ताभिः पूर्णो योऽस्त्यधोलोक एतौ ।
पादौ यस्य व्यायतौ सप्तरज्जू ॥ १ ॥
तिर्यग्लोको विस्तृतो रज्जुमेकां ।
पूर्णो द्वीपै र्णवांतै रसंख्यैः ॥
यस्य ज्योतिश्चक्रकांचीकलापं ।
मध्ये कार्श्यं श्रीविचित्रं कटित्रं ॥ २ ॥
लोकोऽप्यूर्ध्वो ब्रह्मलोके द्युलोके ।
यस्य व्याप्तौ कूर्परौ पंच रज्जू ॥

लोकस्यातो विस्तृतो रज्जुमेका ।
सिद्धज्योतिश्चित्रको यस्य मौलिः ॥ ३ ॥
यो वैशाखस्थानकस्थायिपादः ।
श्रोणीदेशे न्यस्तहस्तद्वयश्च ॥
कालेऽनादौ शश्वदूर्ध्वं दमत्वाद् ।
बिभ्राणोऽपि श्रातमुद्रामखिन्नः ॥ ४ ॥
सोयं ज्ञेयः पूरुषो लोकनामा ।
षड् द्रव्यात्माऽकृत्रिमोऽनाद्यनंतः ॥
धर्माधर्माकाशकालात्मसंज्ञै-
र्द्रव्यैः पूर्णः सर्वतः पुद्गलैश्च ॥ ५ ॥

અર્થ—તે આ લોક નામનો પુરૂષ જાણવો એક બીજાની
નીચે નીચે વિસ્તીર્ણ છત્રાકારે રહેલ
રાજલોક રૂપ રત્નપ્રભાદિ સાત નર્કપૃથ્વી છે, તેથી
પુરૂષનુ વર્ણન પૂર્ણ એવા અધોલોકરૂપ સાત રજ્જુ
બે પગ, પ્રમાણુ એ લોકપુરૂષના બે પગ છે (૧)
એ લોકપુરૂષની મધ્યમા અર્થાત્ કેડે
તિર્યક્લોક આવેલો છે જે વિસ્તારમા એક
કટિ રજ્જુપ્રમાણુ છે, અને જેમા અસખ્યાતા
દ્વીપસમુદ્રો આવેલા છે જ્યોતિષ્ ચક્રરૂપ
કંદોરો કાચી કલાપ એ પુરૂષની કેડના કંદોરાનુ
કામ સારે છે અર્થાત સૂર્ય—ચદ્રાદિ જે
જ્યોતિષ્ ચક્ર આ તિર્યક્ લોકની આસપાસ ફરતુ આવેલુ છે,

આ લોકપુરુષનો કંદોરો છે. (૨) હવે ઊર્ધ્વ લોક તે લોક પુરુષની કટિભાગની ઉપર ઊંચે બ્રહ્મ દેવલોક છે, જે પાંચ રજ્જુ પ્રમાણ વિસ્તારમાં હોઇ એ

**કોણી** કોણીઓનું કામ સારે છે. સિદ્ધશિલા જે એ લોક પુરુષના અંતે ઊર્ધ્વભાગમાં આવેલ છે, અને જે પણ વિસ્તારમાં એક રજ્જુ છે, તે એ લોકપુરુષનુ મસ્તક છે. (૩) એ લોક

**શિર** પુરુષ છાશ કરવા ઉભેલા પુરુષની જેમ પગ પહોળા કરી ઉભેલ છે, અને એણે પોતાના બે હાથ કેડ ઉપર રાખેલા છે તે લોકપુરુષ અનાદિકાળનો નિરંતર ઊર્ધ્વ જોવાવાળો છે; ઊર્ધ્વ જવાવાળો છે; ઉચ્ચ એની ગતિ છે, ઉચ્ચ એનો આશય છે, જિતેંદ્રિય છે; અને શાંતમુદ્રા ધારણ કરતો છતો ખિન્ન નથી (૪). એ લોકપુરુષ છ દ્રવ્યે ભરેલો છે. એ પુરુષ અકૃત્રિમ

**અનાદિશાશ્વત** છે, એને કોઇએ કરેલો નથી. એ અનાદિ અનંત છે. એનાં જન્મ-મૃત્યુ થયાં નથી અને ચોતરફ ધર્મ, અધર્મ, કાલ, આકાશ, જીવ અને પુદ્ગલ એ નામના છ દ્રવ્યથી ભરેલો છે આવો તે લોકપુરુષ છે. (૫)

रंगस्थानं पुद्गलानां नटानां ।
नानारूपैर्नृत्यतामात्मनां च ॥
कालोद्योगस्वस्वभावादि भावैः ।
कर्मातोद्यैर्नर्तितानां नियत्या ॥ ६ ॥

**અર્થ**—વળી એ લોક રંગમંડપ રૂપ છે, જેમા પુ ગલ અને આત્મા નટ છે, અને કાળ ઉદ્યમ, સ્વભાવ, કર્મ અને નિયતિ પાંચ સમવાય કારણો રૂપ વાજિત્રો નચાવ્યા નાચતા જુદા જુદા વેષે પુરૂષરૂપ રંગમંડપમા નાચી રહ્યા છે. ૬.

**લોકરૂપ રંગ-મંડપ** Theatre

एवं लोको भाव्यमानो विविक्त्या ।
विज्ञानां स्यान्मानसस्थैर्यहेतुः ॥
स्थैर्यं प्राप्ते मानसे चात्मनीना ।
सुप्राप्येवाऽध्यात्मसौख्यप्रसूतिः ॥ ७ ॥

**અર્થ**—એ રીતે લોકનુ સ્વરૂપ જુદી જુદી રીતે સ્પષ્ટ ભાવતા વિજ્ઞાની પુરૂષો મનની સ્થિરતા પ્રાપ્ત કરે છે, અને મનની સ્થિરતા પ્રાપ્ત થયે આત્માને હિતકારી એવી અધ્યાત્મ સુખપ્રાપ્તિના કારણો સુલભ થાય છે

**ગણિતાનુયોગ**

"ગણિતાનુયોગ ગણવાથકી
મુક્ત થાય જડચિત્ત"
—સ્વાધ્યાય

જિનેદ્રાગમમા જ્ઞાનગ્રંથોની ચાર અનુયોગમા વહેચણી થએલી છે, તેમા એક ગણિતાનુયોગ છે. આ લોકસ્વરૂપનુ જ્ઞાન, એનો વિચાર ગણિતાનુયોગમાં સમાવેશ પામે છે મન રૂપી કરવતને ગણિતાનુયોગ કાનસ સમાન છે. એ લોકનો

જુદી જુદી રીતે સ્પષ્ટપણે વિચાર કરવાથી ચિત્ત સ્થિર થાય છે, બધે ભ્રમણ અટકે છે, જડતા છાંડે છે અને એમ થાય છે કે અહો ! આ લોક રૂપ રંગમંડપમાં અનેક વખત નાચ્યો. એવું કોઇ પણ સ્થળ નથી, એવો આ લોકનો કોઈ પણ વિભાગ બાકી રહ્યો નથી કે જ્યાં આ જીવે સ્પર્શ ન કર્યો હોય, આમ એને સુબુદ્ધિ ઉપજે છે અને પરિણામે આત્મહિત થાય છે, માટે જીવે આ લોકસ્વરૂપ જુદી જુદી રીતે પણ સ્પષ્ટપણે વિચારવું ઘટે છે. ૭.

હવે આ લોકસ્વરૂપ ભાવનાનું અષ્ટઢાળીયું કહે છે —

॥કાફી રાગ-આજ સખી મનમોહનો—એ દેશી ॥

विनय विभावय शाश्वतं,
हृदि लोकाकाशं ॥
सकलचराचरधारणे,
परिणमदवकाशं ॥ वि० १ ॥

અર્થ—હે વિનય ! તારા હૃદયમા આ શાશ્વત લોકાકાશનું ચિંતવન કર, આ શાશ્વત લોકાકાશનુ ચિત્ર તારા હૃદયમાં અ લેખ. એથી તને સર્વ જંગમ-સ્થાવર, ચર-અચર, જીવ-અજીવ, તેની કૃતિ-ચેષ્ટાઓ આદિનું ભાન થશે, તે બધું તારા હૃદય આગળ ખડું થશે, કેમકે લોકાકાશમા એ બધું

ચિત્ર

આવેલું છે. હે વિનય ! તો સકળ ચરાચર વસ્તુઓ જેમાં રહેલી છે, એવા લોકાકાશનું ચિત્ર જો તારા હૃદયપટ પર પડે

તોં તુ અતિ સ્થિર થઇ આત્મહિત પ્રાપ્ત કરીશ, માટે એ એ લોકસ્વરૂપ ચિંતવ ૧

लसदलोकपरिवेष्टितं,
गणनातिगमानं ॥
पंचभिरपि धर्मादिभिः,
सुघटितसीमानं ॥ वि० २ ॥

અર્થ —એ લોકાકાશ કેવો છે ? શોભાયમાન છે એની ચોમેર અલોકાકાશ વીંટળાઇ રહ્યો છે,

**લોકાકાશનુ માન** જે પરિમાણુ મૂકીને રહ્યો છે, અર્થાત અસખ્યાતો છે અને પાંચ દ્રવ્ય ધર્મ-અધર્મ-કાળ-જીવ-પુદગલ-એ પાંચવડે તેની સીમા સુઘટિત થયેલી છે અર્થાત્ જેટલા ક્ષેત્રમા એ પાચ દ્રવ્યો વર્ત્તે છે તેટલુ ક્ષેત્ર એ લોકાકાશ છે આવો ચૌદ રાજ લોક નામા પુરૂષ છે, તેનુ હે ! વિનય ! તુ તારા હૃદયપટ ઉપર ચિત્ર આલેખ ૨

समनुघातसमये जिनैः,
परिपूरितदेहं ॥
असुमदणुकविविधक्रिया,
गुणगौरवगेहं ॥ वि० ३ ॥

અર્થઃ—વળી આ લોકાકાશ કેવો છે ? શ્રી જિનેશ્વર-ભગવાન્ સમુદ્ઘાત સમયે પોતાના આત્મા

**લોકાકાશ અને કેવલિ સમુદ્ઘાત.**

ના પ્રદેશવડે એ લોકપુરુષના સમસ્ત પ્રદેશને પૂરી નાંખે છે, અને આ લોકાકાશમાં જીવ અને પુદ્ગલપરમાણુ વિવિધ પ્રકારની ક્રિયા કરી રહ્યા છે. અર્થાત્ જીવ અને અણુની જાતજાતની ક્રિયા અને ગુણના ગૌરવનું આ લોકાકાશ સ્થાનક છે. એનો એક પ્રદેશ એવો ખાલી નથી, કે જ્યાં જીવ-અજીવની ક્રિયા ન વર્ત્તતી હોય. એવા લોકપુરુષને હે વિનય! તું તારા ચિત્તમાં ચિંતવ. ૩.

एकरूपमपि पुद्गलैः,
कृतविविधविवर्तं ॥
कांचनशैलशिखरोन्नतं,
क्वचिदवनतगर्तं ॥ वि० ४ ॥

**લોકાકાશ અને પુદ્ગલવિવર્તો.**

અર્થઃ—વળી એ લોકાકાશ કેવું છે? ત્યાં પુદ્ગલોને લઇને એકરૂપ છતાં જાતજાતનાં વિવર્તો રૂપે રૂપાંતર પામી રહ્યું છે. તે લોકાકાશ કોઇ સ્થળે મેરૂ જેવા ઉંચા સુવર્ણના શિખરોરૂપ થઇ રહેલ છે; તો બીજે સ્થળે એવીજ ઉંડી નીચી મ્હોટી ખાઇઓ રૂપે થઇ રહેલ છે. આવા લોકપુરુષને હે વિનય! તારા હૃદયમાં ધાર અને સ્થિર થઇ તારૂં સ્વરૂપ વિચાર. ૪.

क्वचन तविषमणिमंदिरै-
रुदितोदितरूपं ॥

घोरतिमिरनरकादिभिः,
क्वचनातिविरूपं ॥ वि० ५ ॥

અર્થઃ—(લોકપુરૂષમાં પુદ્ગલનાં વિવર્ત્તોના વધારે દાખલા આપે છે) કોઇ કોઇ સ્થળે દેવતાઓના રમ્ય આવાસ આવી રહેલા છે. તે સૂર્યકાંત મણિની શોભાથી બહુ સુંદર લાગે છે ત્યારે બીજી બાજુએ ઘોર ભયંકર અંધકારમય નરકાદિ આવેલા છે, જે બહુ માઠા લાગે છે. આમ આ લોકાકાશમા ક્યાય મેરૂ જેવા ઉંચા સોનાના પર્વતો આવેલા છે, તો ક્યાય ઉંડી ખીણો આવેલી છે; ક્યાય દેવતાઓના રમ્ય સ્વર્ગભવન આવેલાં છે. તો ક્યાય ભયંકર અંધકારમય નરકનિગોદના સ્થાનો આવેલા છે, જે એકરૂપ છતા પુદ્ગલના કરેલા વિવિધ વિવર્તો છે. લોકાકાશ પોતે તો એક રૂપ છે, એકજ છે; પણ તેમાથી અનેક ચિત્રવિચિત્ર નાનાં-મ્હોટાં નવાં રૂપ પેદા થાય છે પાણીના વિશાળ સરોવરમા કાકરો નાખતા એક કુંડાળું (Ripples) થયું, લાગલું બીજું એથી મોટું, તત્ક્ષણ ત્રીજું એથી મ્હોટું, એમ ઉત્તરોત્તર મ્હોટાં જુદાં જુદા કુંડાળા થઇ ઠેઠ આખા સરોવરમા વ્યાપી જાય છે તેમ એક રૂપમાંથી અનેક વિવર્ત (Vibrations) પુદ્ગલો રચે છે. એક શબ્દ આખા લોકાકાશને સ્પર્શી આવે છે આ આધારે, પુદ્ગલની વિવર્તશક્તિના આધારે, આ જમાનાના Telegraph, Telephone, Phonograph, wireless Telephone આદિ શોધાયા

**વિવર્ત્તના દાખલા**

**પુદ્ગલના વિવર્તો અને આધુનિક શોધકોની**

**શોધો** છે. હે ચેતન! આમ આખો લોકાકાશ પુદ્ગલવિવર્તથી વ્યાપ્ત છે, તેને તું હૃદયમા ધાર. ૫

વળી એ લોકાકાશનું બીજી રીતે ચિત્ર આપે છે

क्वचिदुत्सनसमयमुज्ज्वलं,
जय मंगलनादं ॥
क्वचिदमंदहाहारवं,
पृथुशोकविपादं ॥ वि० ६ ॥

**લોકરૂપ નાટ્ય ગૃહ**

અર્થ—વળી લોકપુરુષ રૂપી નાટકની રંગભૂમિ કેવી છે? કોઇ કોઇ સ્થળોએ ઉજ્જવળ ઉત્સવ સમય વર્તી રહ્યો છે અને જયના મંગળ અવાજો, ગીતો ગવાઇ રહ્યા છે, તો વળી બીજે સ્થળે અત્યંત હાહાકાર થઇ રહ્યો છે, મહા જબરા શોકનું અને ખેદનું કારણ વર્તી રહ્યુ છે, અર્થાત્ કયાય વિવાહ જેવા મંગળ પ્રસંગો ઉજવાય છે, તો ક્યાય કોઇ પ્રિય યુવાન સ્વજનના મરણ જેવો કારુણ પ્રસંગ બધાને શોકમગ્ન કરે છે કોઇ હારે છે, કોઇ જીતે છે, કોઇ રડે છે, કોઇ હસે છે, કોઇ લક્ષ્મી કમાય છે, કોઇ ખોઇ દે છે, આમ અનેક પ્રકારનાં ચિત્રવિચિત્ર નાટકો આ પુરૂષ-લોક નાટયગૃહમાં ભજવાય છે, તેનુ ચિત્ર હે વિનય! તુ તારા હૃદયપટ ઉપર ચિતર, અને આ લોકની એવી પ્રથા દેખી શાંતચિત્ત થઇ સમતા આદર, આથી તારૂ પરમ કલ્યાણ થશે. ૬.

बहुपरिचितमनंतशो,
निखिलैरपि सत्त्वैः ।
जन्ममरणपरिवर्त्तिभिः,
कृतमुक्तममत्वैः ॥ वि० ७ ॥

વિધાવધ વેષનુ કારણ મમત્વ

અર્થ—જે પુદ્ગલ દ્રવ્યે કરેલા વિવર્તોથી છવાઈ રહેલો આ લોકાકાશ છે,—તે પુદ્ગલ કેવા છે, તે બતાવે છે) અનતી અનતી વાર એ પુદ્ગલ દ્રવ્યનો સર્વ પ્રાણીઓએ પરિચય કર્યો છે; કેમકે સર્વ પ્રાણીઓ અનતી વાર જન્મ મરણ કરી ચૂક્યા છે; તેથી પૂર્વ પૂર્વ મમત્વની પરપરાએ પુદ્ગલો મૂકે છે ગ્રહે છે. આમ ઘટમાળ આ લોકાકાશમા ચાલી જ રહી છે જે પુદ્ગલ એક વાર છાડયુ, તેજ ફરી બીજા રૂપે મમત્વ યોગે ગ્રહણ કરે છે. જીવો જન્મ-મરણ કરી રહ્યા છે તેથી આગલા ભવમા ભોગના પરિચયથી નવા જન્મમા જાણે એ બધુ કદી ના મળ્યુ હોય એમ એ પુદ્ગલભોગ તરફ આવા નાખે છે, પુદ્ગલની જ્યા આવી જાળ ફેલાયલી છે એવા લોકાકાશ નાટકશાળાને હે વિનય ! તુ તારા ચિત્ત ચક્ષુ વડે જોઈ જઈ સ્થિર થા ૭

इह पर्यटनपराङ्मुखाः,
प्रणमत भगवंतं ॥
शांतसुधारसपानतो,
धृतविनयमनंतं ॥ वि० ८ ॥

અર્થઃ—માટે હે ચેતન ! હે ભવ્ય જીવો ! જેમાં આવું નાટક ભજવાઈ રહ્યું છે, એવા-આલોકાકાશના પર્યટણથી તમે જો પરાઙ્‌મુખ થયા હો, અર્થાત્ તમે ભવભટકણથી થાકી ગયા હો અને એથી છુટવા માગતા હો તો આ શાંતસુધારસનુ પાન કરો, અને શરણાગત વિનયવંતનુ રક્ષણ કરનાર ભગવાનને પ્રકૃષ્ટ ભાવે નમો. ૮

॥ इति श्री शांतसुधारसगेयकाव्ये लोकस्वरूप भावना
निभावनो नाम एकादशः प्रकाशः ॥

ઇતિ શ્રી શાંતસુધારસ નામના ઢાળબદ્ધ કાવ્યમાં અગ્યારમો લોકસ્વરૂપ ભાવના નામનો પ્રકાશ સમાપ્ત.



ૐ

# બારમી બોધિદુર્લભ ભાવના

॥ मंदाक्रांतावृत्तं ॥

यस्माद्विस्मापयितसुमनस्स्वर्गसंपद्विलास-
प्राप्तोल्लासाः पुनरपि जनिः सत्कुले भूरिभोगे ॥
ब्रह्माद्वैतप्रगुणपदवीप्रापकं निःसपत्नं ।
तद्दुष्प्रापं भृशमुरुधियः सेव्यतां बोधिरत्नं ॥ १ ॥

**બોધિ પ્રભાવ.**

અર્થ:—હે વિશાલ બુદ્ધિવાળા સજ્જનો ! અતિ દુષ્પ્રાપ, મહામુશ્કેલીએ પમાય એવું જે બોધિરત્ન–સમ્યક્ત્વ તેનું તમે સેવન કરો. એ બોધિના પ્રભાવે કરી દેવતાઓ પણ વિસ્મય પામે એવો સ્વર્ગસંપત્તિનો વિલાસ પામી જીવ આનંદોલ્લાસ પ્રાપ્ત કરે છે. વળી એ બોધિના પ્રભાવે પુષ્કળ વૈભવભોગવાળા ઉત્તમ કુળમાં જીવ ફરી ફરી જન્મ પામે છે; અને ક્રમે કરી અદ્વૈત બ્રહ્મપદવી ( મોક્ષ ) સુધી જીવને પહોં-

ચાડવામા કોઈ જેને બાધક નથી-એવુ મહદ્ભૂત એ બોધિ-રત્ન છે, તેને તમે હે બુદ્ધિશાલિઓ ! સેવો ૧.

॥ भुजंगप्रयातवृत्तं ॥

अनादौ निगोदांधकूपे स्थिताना-
मजस्रं जनुर्मृत्युदुःखार्दितानां ॥
परीणामशुद्धिः कुतस्तादृशी स्या-
द्यया हंत तस्माद्विनिर्याति जीवाः ॥ २ ॥

દુર્લભ શુ છે?

અર્થઃ—અનાદિકાલના નિગોદરૂપ અધારા કુવામા રહેલા અને ફરી ફરી જન્મ-મરણના દુખથી પીડાતા જીવોને એવી પરિણામશુદ્ધિ ક્યાથી થાય કે જેથી તે નિગોદરૂપ અધકારમય કૂપમાથી બ્હાર આવે? અર્થાત્ પ્રથમ તો એવી પરિણામવિશુદ્ધિ જ દુર્લભ છે, એટલે એ અનાદિ નિગોદમાથી નીકળવુ મહાદુર્લભ છે. હવે કદાચ તે નિગોદમાથી જીવ બ્હાર આવે તો--૨

ततो निर्गतानामपि स्थावरत्वं ।
त्रसत्वं पुनर्दुर्लभं देहभाजां ॥
त्रसत्वेपि पचाक्षपर्याप्तसंज्ञि-
स्थिरायुष्यवत् दुर्लभं मानुषत्वं ॥ ३ ॥

અર્થ —એ નિગોદમાથી બ્હાર નીકળેલાને સ્થાવરપણામા

**એથી દુર્લભ શુ છે ?**

રહેવુ થાય, કેમકે દેહધારિયોને ત્રસપણુ પામવુ દુર્લભ છે હવે કદાચ ત્રસપણુ પ્રાપ્ત થાય તેમા પણ પચેન્દ્રિયપણુ પામવુ દુર્લભ છે, પચેન્દ્રિયપણુ પ્રાપ્ત થાય તો સપૂર્ણ છ પર્યાપ્તિ પામવી દુર્લભ છે તે પણ કદાચ મળે તો સજ્ઞિ પચેન્દ્રિયપણુ, તે સાથે વળી લાબુ આયુષ્ય અને મનુષ્યપણુ એ પરમ દુર્લભ છે ૩

तदेतन्मनुष्यत्वमाप्यापि मूढो ।
महामोहमिथ्यात्वमायोपगूढः ॥
भ्रमन्दूरमग्नो भवागाधगर्ते ।
पुनः क्व प्रपद्येत तद्बोधिरत्नं ॥ ४ ॥

**એથી વિશેષ દુર્લભ શુ છે ?**

અર્થ —એ મનુષ્યપણુ પણ કદાચ મળ્યુ, તો સટે મૂઢ જીવ મહામોહ, મિથ્યાત્વ અને માયા કપટે કરી યુક્ત છે, અને એથી સસાર રૂપ અગાધ ખાડામા ભમતો ભમતો બુડી રહ્યો છે તેને આ બોધિરત્ન કેમ ફરી પ્રાપ્ત થશે ? અર્થાત્ હે ચેતન ! આ બોધિરત્ન ફરી મળવુ બહુ દુર્લભ છે

"આવો રૂડો મનખા દેહ ફરી ફરી કયા મળશે રે ?
આવુ રૂડુ બોધિરત્ન ફરી ફરી કયા મળશે રે ?"

અર્થાત્ એ મળવુ દુર્લભ છે અનાદિ નિગોદમાંથી નીકળવુ દુર્લભ છે, ત્યાંથી નીકળતાં ત્રસપણુ એથી

વધારે દુર્લભ છે; તેમાં પણ પંચેદ્રિય, પર્યાપ્તિ પૂરી, સંજ્ઞીપણું, દીર્ઘ આયુષ્ય, મનુષ્યપણું અને આ સમ્યગ્ બોધ એ પામવાં ઉત્તરોત્તર અત્યંત દુર્લભ છે; માટે ચેતન ! હાલ તને એ બધું મળ્યું છે, તો સાવધ રહી એ પરમ દુર્લભ બોધિનો લાભ લઇ લે. ૪.

॥ शिखरिणीवृत्तं ॥

विभिन्नाः पंथानः प्रतिपदमनल्पाश्च मतिनः ।
कुयुक्तिव्यासंगैर्निजनिजमतोल्लासरसिकाः ॥
न देवा सान्निध्यं विदधति न वा कोप्यतिशय-
स्तदेवं कालेऽस्मिन् य इह दृढधर्मा स सुकृती ॥ ५ ॥

અર્થઃ—

" વસ્તુ વિચારે રે દિવ્ય નયન તણો રે,
વિરહ પડ્યો નિરધાર,
તરતમ બોધે હો તરતમ વાસના રે,
વાસિત બોધ આધાર "
શ્રી આનંદઘનજી.

" મત મત ભેદે હો જો જઇ પૂછીયે રે
સહુ થાપે અહમેવ. "
શ્રી આનંદઘનજી.

જુદા જુદા પંથો પડી ગયા છે, ભિન્ન ભિન્ન મતવાળા છે. તેઓ પોતે જે મત માનતા હોય ( ભલે તે અસત્ય હોય )

તેના ઉલ્લાસમાં રસિક છે; અને કુયુક્તિનો ઉપયોગ કરી તે ફેલાવવામાં રસ લે છે. દેવતાઓ પણ સાન્નિધ્ય કરતા નથી, સમીપ પધારતા નથી કે એઓને પૂછી સત્યપંથનું નિરાકરણ કરીયે. તેમ કોઇ મર્મ જાણનાર રસિક અતિશયવંત મહાપુરૂષ પણ નથી દેખાતો કે જેને જઇ નિર્ણય પૂછીયે; માટે આ કાળમાં તો જે ધર્મ ઉપર દ્દઢતા રાખે છે તે પુણ્યશાળી જાણવો ૫.

॥ शार्दूलविक्रीडितवृत्तं ॥

यावद्देहमिदं गदै र्न मृदितं नो वा जराजर्जरं ।
यावत्त्वक्षकदंबकं स्वविषयज्ञानावगाहक्षमं ॥
यावच्चायुरभंगुरं निजहिते तावद् बुधैर्यत्यतां ।
कासारे स्फुटिते जले प्रचलिते पालिः कथं बध्यते ? ॥६॥

અર્થઃ—હે ચેતન ! જ્યાંસુધી આ દેહ રોગથી શિથિલ થયો નથી, જ્યાંસુધી ઘડ-
સાધે તે વાધે. પણથી ક્ષીણ થવા નથી માંડયો, જ્યાંસુધી પંચેંદ્રિયોનો સમૂહ પોતપોતાના વિષયો લેવા સમર્થ છે અને જ્યાંસુધી આયુષ્ય ક્ષીણ થયું નથી, ત્યાંસુધીમાં તારે તારાં હિત અર્થે પ્રયત્ન કરવો ઘટે છે; કેમકે રોગ કે ઘડપણ આવ્યે ઇંદ્રિયોની શક્તિ ક્ષીણ થયે, અથવા આયુ પૂર્ણ થયે તું શું કરી શકીશ ? માટે આ અવસર છે, ત્યાં ચેત. તલાવ ફાટી જઇ પાણી બહાર ચાલ્યું જશે, પછી

પાળ કેવી રીતે બંધાશે ? માટે-" પાણી પહેલાં પાળ
અજ્ઞાની બાંધ રે " સ્વાધ્યાય.

" અવસર આવ્યે અવશ્ય કર,
" અવસર આવ્યે મત ભૂલ્ય,
" અવસર ચૂકયા જે નરા,
" તે નર કોડી મૂલ્ય "

—પ્રકીર્ણ

॥ अनुष्टुप्वृत्तं ॥

विनिघोपद्रवं देहमायुश्च क्षणभंगुरं ।
किमालंब्य धृतिं मूढैः स्वश्रेयसि विलंब्यते ॥ ७ ॥

અર્થ —જાતજાતના ઉપદ્રવયુક્ત આ દેહ છે, આયુ ક્ષણભંગુર છે; છતાં મૂઢ જીવો ઢીલા થઇ કેમ પોતાના શ્રેયમાં વિલંબ કરે છે?

ધર્મ કરતાં ઢીલ શી ? "श्रेयांसि बहुविघ्नानि प्रायशो महतामपि " અને " धर्मस्य त्वरिता गतिः "

મહાપુરૂષોને પણ પ્રાય શ્રેયમા વિઘ્ન આવે છે અને ધર્મ કરતા ઢીલ ન કરવી—એ લક્ષ હે ચેતન ! તારે રાખવો યોગ્ય છે ૭

હવે આ બોધિદુર્લભ ભાવનાનુ અષ્ટકાળિયુ કહે છે
॥ ધનાશ્રી રાગ —હીંચે રે હીંચે રે પીઆ હિંડોલડે—એ દેશી ॥

बुध्यतां बुध्यता बोधिरतिदुर्लभा,
जलधिजलपतितसुररत्नयुक्त्या ॥

सम्यगाराध्यतां स्वहितमिह साध्यतां,
बाध्यतामधरगतिरात्मशक्त्या ॥ बु० १ ॥

અર્થઃ—રે ચેતન ! બુઝ, બુઝ. આ બોધિરત્ન અતિ દુર્લભ છે

બુઝ, બુઝ. સમુદ્રના જળમાં પડેલુ ચિંતામણિરત્ન જેમ દુર્લભ છે તેમ આ બોધિરત્ન જો એક વાર હાર્યો તો ફરી મળવુ બહુ દુર્લભ છે; માટે બુઝ રે ! બુઝ ! એ બોધિનું સમ્યક્ પ્રકારે આરાધન કર અને તારૂં હિત સાધ; અને સ્વશક્તિયે કરી તારી દુર્ગતિ થતી અટકાવ. ૧

चक्रिभोज्यादिरिव नरभवो दुर्लभो ।
भ्राम्यतां घोरसंसारकक्षे ॥
बहुनिगोदादिकायस्थितिव्यायते ।
मोहमिथ्यात्वमुखचोरलक्षे ॥ बु० २ ॥

અર્થ—આ સંસાર-અરણ્ય જે બહુ નિગોદાદિ કાય સ્થિતિએ કરી વિશાળ છે, અને જેમા મોહ-મિથ્યાત્વ પ્રમુખ લાખો ચોર-લુંટારા વસે છે અને જે ઘોર-ભયકર છે તેમા ભમતા, પરિભ્રમણ કરતા જીવોને નરભવ પામવો એ ચક્રવર્તીના ભોજનની જેમ દુર્લભ છે.

ચક્રવર્તીનુ ભોજન ચક્રીનું ભોજન એક વખત મળ્યા પછી બીજી વખત જેમ મળવુ દુર્લભ છે, (કેમકે બીજી વખત ત્યા જમવા આવવાનુ થાય તે પહેલા તો ઘણો કાળ ગયો હોવાથી આયુ પણ પૂરૂં થઇ ગયુ હોય,) તેમ નરભવ એક વાર મળ્યા પછી તેનુ જો

સાર્થક ન થયું તો ફરી મળવો અતિ દુર્લભ છે; કેમકે આ સંસાર ઘોર નિબિડ અંધકારવાળો છે.

જીવો કેમ દિશામૂઢ છે? એટલે એમાં ભમતા જીવોને દિશા સુઝતી નથી. વળી અનેક નિગોદ-નરક આદિ કાયસ્થિતિ એમાં હોવાથી એ અરણ્ય એટલું બધું વિશાળ છે કે એનો પાર પામતાં થાકી જવાય. તેમાં કદાચ આગળ થાક ગ્રહણ કર્યા વિના વધે તો આડા

વાટપાડુઓ મોહ, અજ્ઞાન, મિથ્યાત્વરૂપી વાટપાડુઓ બેઠા છે, તે લુંટી લઈ આગળ વધવા દેતા નથી. આમ મનુષ્ય ભવ મળવો અતિ દુર્લભ છે, માટે હે ચેતન! જો તને એ હમણા મળ્યો છે, તો સમ્યક્ પ્રકારે બોધિનુ આરાધન કરી તેનુ તુ સાર્થક કરી લે. ૨.

लब्ध इह नरभवोऽनार्यदेशेषु यः ।
स भवति प्रत्युतानर्थकारी ॥
जीवहिंसादिपापाश्रवव्यसनिनां ।
माघवत्यादिमार्गानुसारी ॥ बु० ३ ॥

અર્થઃ—નરભવ મળવો તો દુર્લભ છે, પણ તે કદાચ મળે તો આર્યદેશ, આર્યપણું પામવું દુર્લભ છે. અનાર્ય

અનાર્ય દેશ, પાપનું નિમિત્ત દેશમાં મનુષ્ય દેહ મળવો એ વળી અનર્થનુ કારણ થાય છે, કારણકે ત્યાં જીવો જીવહિંસા આદિ પાપોથી વ્યાકુલ છે કે જેનું પરિણામ મઘા, માઘ-

વતી આદિ નર્કગતિ છે, માટે રે જીવ ! બુઝ ! બુઝ ! તને તો આ દુર્લભ માનવદેહ, આર્યદેશ અને બોધિરત્ન મળ્યુ છે તેનો લાભ લઈ લે ! લાભ લઈ લે !! એક વાર હારીશ તો ફરી એ મળવુ દુષ્કર છે ૩

आर्यदेशस्पृशामपि सुकुलजन्मनां ।
दुर्लभा विविदिषा धर्मतत्त्वे ॥
रतपरिग्रहभयाहारसंज्ञार्त्तिभि—
र्हंत मग्नं जगद्दुस्थितत्वे ॥ बु० ४ ॥

અર્થ —આર્ય દેશમા અને વળી રૂડા કુળમા જન્મ થયો હોય તેવાઓને પણ ધર્મતત્ત્વમા ઇચ્છા થવી એ દુર્લભ છે કારણકે મૈથુન, પરિગ્રહ, ભય અને આહાર એ ચાર સજ્ઞામા આખું જગત્ બૂડી રહ્યુ છે આર્યપણુ અને સાથે ઉંચુ કુળ એ બને દુર્લભ છતાં મળે તો પણ તત્ત્વજિજ્ઞાસા થવી દુર્લભ છે, કેમકે જીવ માત્ર મૈથુનાદિ ચાર સજ્ઞામા મૂર્છિત થયા છે, તો મનુષ્ય દેહ, જેમા ભોગના વિવિધ સ્થાનક રહેલા છે તેમા જીવ મૂર્છા પામ્યા વિના કેમ રહે ? એ મૂર્છા આડે તત્ત્વજિજ્ઞાસા ક્યાથી થાય ? તને તો હે ચેતન ! એ બધુ—મનુષ્યપણુ, આર્યતા, ઉત્તમ કુળ અને જિજ્ઞાસા એ બધુ પ્રાપ્ત થયુ છે, તો હવે તુ એનો લાભ લઈ, એ મળ્યાનુ સાર્થક કરી લે ફરી ફરી એ મળવુ દુર્લભ છે હે ચેતન ! બોધ પામ, બોધ પામ ૪

विविदिषायामपि श्रवणमतिदुर्लभं ।
धर्मशास्त्रस्य गुरुसंनिधाने ॥

वितथनिकथादिरसत्रसावेशतो ।
निविधनिक्षेपमलिनाशयाने ॥ बु० ५ ॥

અર્થ —કદાચ જાણવાની ઇચ્છા પ્રાપ્ત થાય, તો ધર્મ-શાસ્ત્રશ્રવણ અતિ દુર્લભ છે, કેમકે સદ્ગુરૂનો યોગ ન હોય. હવે કદાચ સદ્ગુરૂનો યોગ પણ હોય, તો નકામી વિકથા-રસના આવેશથી જાતજાતના વિક્ષેપ પેદા થઇ ચિત્તવૃત્તિ એવી મલિન થઇ હોય કે એમા પવિત્ર સદ્ગુરૂનો બોધ ન સોહાય આમ હે ચેતન ! તને એ દુર્લભ શ્રવણ પણ મળ્યુ છે, આ સત્પુરૂષનો યોગ પણ પ્રાપ્ત થયો છે, તો વિકથા આદિ જતા કરી તું આ મળેલ અપૂર્વ જોગનો લાભ લઇ લે ફરી આ જોગ, આ બોધિ મળવી અતિ દુર્લભ છે, માટે બુઝ, રે, બુઝ. ૫

धर्ममाकर्ण्य संबुध्य तत्रोद्यमं ।
कुर्वतो वैरिवर्गोतरंगः ॥
रागद्वेषश्रमालस्यनिद्रादिको ।
बाधते निहतसुकृतप्रसंगः ॥ बु० ६ ॥

અર્થ —વળી જીવ ધર્મ સાભળી સમ્યક્ પ્રકારે બોધ પામી ધર્મને વિષે ઉદ્યમ કરે છે, ત્યા તેને રાગ-દ્વેષ-ખેદ-આલસ્ય-નિદ્રા આદિ અતરગ વૈરીયો

તેર કાઠિયા આડખીલ નાખે છે, અને તેના સુકૃત પ્રસગને, તેની ધર્મકરણીને બાધા ઉપજાવે છે જીવ ધર્મ કૃત્ય ભણી પ્રેરાય ત્યા મોહાદિ તેર કાઠિયા તેને નડે છે આમ ઉત્તરોત્તર ધર્મની દુર્લભતા છે એવો ધર્મ,

એવું બોધિરત્ન ફરી મળવું દુષ્કર છે. હે જીવ, બુઝ, બુઝ અને એનો લાભ લે. ૬

चतुरशीतावहो योनिलक्षेष्वियं ।
क्व त्वयाकर्णिता धर्मवार्त्ता ॥
प्रायशो जगति जनता मिथो विवदते ।
ऋद्धिरससातगुरुगौरवार्त्ता ॥ बु० ७ ॥

અર્થઃ—અહો ચેતન ! આ ચોરાશી લાખ જીવ યોનિમાં તેં ક્યાંયે ધર્મવાર્ત્તા શ્રવણ કરી ? ક્યાએ કરી નહિ હોય, કેમકે ઋદ્ધિ, રસ અને શાતા સં જિજ્ઞાસા વિના ત્રણ મહા મ્હોટા ગારવોથી પીડાયલ શ્રવણ કેમ થાય ? જનો પ્રાયઃ જગત્માં એક-બીજા સાં કલેશવાદ કરી રહ્યા છે. તેઓને ધર્મ વાર્ત્તા સાંભળવામાં ક્યાંથી આવે ? બધા જીવો પોતપોતાન ઋદ્ધિ, પોતપોતાના રસ અને પોતપોતાની શાતામા ખુચ રહ્યા છે, તેમાથી નીકળી શકે તો ધર્મ સાંભળેને. આમ હે ચેતન ! ચોરાશી લક્ષ જીવાયોનિમાં ફેરતાં જીવને ધર્મશ્રવણ બહુ દુર્લભ છે. તે તને પ્રાપ્ત થયુ છે, તેનો લાભ લઇ લે. જીવ ! બુઝ, બુઝ. ૭

एवमतिदुर्लभात्प्राप्य दुर्लभतमं ।
बोधिरत्नं सकलगुणनिधानं ॥
कुरु गुरुप्राज्यविनयप्रसादोदितं ।
शांतरस सरस पीयूषपानं ॥ बु० ८ ॥

અર્થ—એ પ્રકારે દુર્લભમાં દુર્લભ અને બધા ગુણોનો ભંડાર એવું બોધિરત્ન પ્રાપ્ત કરી હે! ચેતન! તું ગુરૂના મ્હોટા વિનયના પ્રસાદથી ઉત્પન્ન થએલો જે આ રસિક **શાંતસુધારસ** તેનું પાન કર. હે ચેતન! બધા ગુણના રાશિરૂપ એવું

**Summary**

આ બધા કરતાં અતિ દુર્લભ બોધિરત્ન તને મળ્યું છે. પૂર્વે કહ્યું છે કે નિગોદમાંથી નીકળવું, ત્રસપણું પામવું, તેમાં પણ પંચેંદ્રિયપણું પામવું, સંપૂર્ણ છએ પર્યાપ્તિ પામવી, સંજ્ઞિ પંચેંદ્રિયપણું પામવું, તેમાં પણ મનુષ્યપણું પામવું, લાંબું આયુષ્ય પામવું, આર્યપણું પામવું, ઉત્તમ કુળ પામવું, ધર્મ-જિજ્ઞાસા પામવી, સદ્‌ગુરૂનો યોગ અને તત્ત્વશ્રવણ પામવું, બોધિરત્ન પામવું એ ઉત્તરોત્તર અતિ અતિ કઠિન છે. તે બોધિરત્ન તું પામ્યો છે, તો ચેતન! સદ્‌ગુરૂનો પરમ વિનય કર, તેની પ્રસન્નતા મેળવ અને આ **શાંતસુધારસનું** પાન કરી અમર થા! અમર થા!! હે ચેતન! બુઝ, બુઝ. ફરી ફરી ઉપર કહેલી દુર્લભ વસ્તુઓમાં દુર્લભમાં દુર્લભ આ બોધિરત્ન મળવું મુશ્કેલ છે. મળ્યું છે તો લાભ લે, સાર્થક કરી લે.

" गुरुप्राज्यविनयप्रसादोदितं शांतसुधारसं ॥ "

**શાંતસુધારસ વિનયનું ફળ**

એ શબ્દો કહી શ્રી કર્ત્તા પુરૂષે સૂચવી દીધું કે આ **શાંતસુધારસ** શ્રી સદ્‌ગુરૂના પરમ વિનયની પ્રસાદી છે. અર્થાત્ શ્રી સદ્‌-ગુરૂની વિનયભક્તિ ન કરી હત તો આ

અથ ન થાત. આમ સદ્ગુરૂ ભક્તિને મહિમા બતાવી એનો બોધ કર્યો. ૮

॥ इति श्री शांतसुधारसगेयकाव्ये बोधिदुर्लभ
भावना विभावनो नाम द्वादशः प्रकाशः ॥

ઇતિ શ્રી શાંતસુધારસ નામના ઢાળબદ્ધ કાવ્યમાં
બારમી બોધિદુર્લભ ભાવના સમાપ્ત.



ૐ

# તેરમી મૈત્રી ભાવના



॥ अनुष्टुप् वृत्तं ॥

सद्धर्मध्यानसंध्यानहेतवः श्रीजिनेश्वरैः ।
मैत्रीप्रभृतयः प्रोक्ता श्चतस्रो भावनाः पराः ॥ १ ॥

અર્થ:—શ્રી જિનેશ્વર ભગવાને સદ્ધર્મ ધ્યાનધારાના હેતુએ મૈત્રી આદિ બીજી ચાર ભાવના પ્રકાશી છે. ૧

तथाहुः ।

मैत्रीप्रमोदकारुण्यमाध्यस्थानि नियोजयेत् ।
धर्मध्यानमुपस्कर्तुं, तद्धि तस्य रसायनं ॥ २ ॥

અર્થ:—તે આ પ્રમાણે,—

(૧) મૈત્રી (૨) પ્રમોદ (૩) કારુણ્ય ધ્યાન રસાયન. (૪) માધ્યસ્થ—આ ચાર બીજી ભાવનાઓ ધર્મધ્યાનને ઉપકારક હોવાથી ભાવવી ઘટે; કેમકે એ ધર્મધ્યાનને રસાયનરૂપ છે,

અર્થાત્ રસાયનની પેઠે એ ધર્મધ્યાનને પુષ્ટિરૂપ છે, હિતકર્ત્તા છે. ૨

હવે એ ભાવનાનું સ્વરૂપ સમજાવે છે.

॥ उपजाति वृत्तं ॥

मैत्री परेषां हितचिंतनं यत् ।
भवेत् प्रमोदो गुणपक्षपातः ॥
कारुण्य मार्त्ताङ्गिरुजां जिहीर्षे-
त्युपेक्षणं दुष्टधियामुपेक्षा ॥ ३ ॥

અર્થઃ—(૧) પારકું ભલું ચિંતવવું એ મૈત્રી ભાવના, (૨) ગુણનો પક્ષપાત એ પ્રમોદ ભાવના, (૩) આર્ત્ત, દુખી, દીન, રોગી જીવોના દુખ દૂર કરવાની ઇચ્છા એ કારુણ્ય ભાવના અને (૪) દુષ્ટ બુદ્ધિવાળા જીવોની ઉપેક્ષા કરવી એ ચોથી ઉપેક્ષા અથવા માધ્યસ્થ ભાવના. ૩.

सर्वत्र मैत्रीमुपकल्पयात्मन् ।
चिंत्यो जगत्यत्र न कोपि शत्रुः ॥
कियद्दिनस्थायिनि जीवितेऽस्मिन्
किं खिद्यते वैरिधिया परस्मिन् ॥ ४ ॥

અર્થ— હે આત્મા ! તું સર્વત્ર મૈત્રીભાવ વિચાર આ જગત્માં મ્હારો કોઇ પણ વૈરી નથી એવું ચિંતવવું ઘટે છે, કેમકે આ જીવિત તો થોડા દિવસ રહેવાનું

Universal Brotherhood

છે, તેમાં પરસ્પર વૈરબુદ્ધિથી શું ખેદ પામે છે? ૪.

વળી—

सर्वेप्यमी बंधुतयाऽनुभूताः ।
सहस्रशोऽस्मिन् भवता भवाब्धौ ॥
जीवास्ततो बंधव एव सर्वे ।
न कोऽपि ते शत्रुरिति प्रतीहि ॥५॥

અર્થઃ—આ સંસાર સમુદ્રમાં બધા જીવો હજારો વેળા બંધુપણાને પામ્યા છે, તો એ બધા ત્હારા ભૂત બંધુ ભાઇઓજ છે; કોઇ પણ શત્રુ નથી એવી ખાત્રી આણ. ૫.

सर्वे पितृभ्रातृपितृव्यमातृ-
पुत्रांगजास्त्रीभगिनीस्नुषात्वं ॥
जीवाः प्रपन्ना बहुशस्तदेतत् ।
कुटुंबमेवेति परो न कश्चित् ॥ ६॥

અર્થઃ—સર્વે જીવો પિતા, ભાઇ, પિત્રાઇ, માતુલ, પુત્ર, પુત્રી, સ્ત્રી, બ્હેન, પુત્ર-સ્ત્રી આદિ ભૂત કૌટુંબિક રૂપે અનેક વખત સગપણ-સંબંધ કરી ચુકયા છે, તો એ ત્હારૂં કુટુંબજ છે; એમાંથી કોઇ પારકું નથી, એમ ધારી બધા સાથે મૈત્રીભાવ રાખ. ૬

॥ इंद्रवज्रा वृत्तं ॥

एकेंद्रियाद्या अपि हंत जीवा ।
पंचेंद्रियत्वाद्यधिगत्य सम्यग् ॥
बोधिं समाराध्य कदा लभंते ।
भूयो भवभ्रांतिभिया विरामं ॥७॥

અર્થ —વળી ચેતન ! એકેંદ્રિય જીવો પણ પચેંદ્રિયપણુ પામી સમ્યગ્દર્શન આરાધી કોઈ વેળા ભવભટકણરૂપ ભયનો અંત કરશે, મોક્ષ પામશે, એવુ વિચારી તેઓની સાથે મૈત્રી આદર ૭

ભાવિ બંધુ

या रागरोषादिरुजो जनानां ।
शाम्यंतु वाक्कायमनोद्रुहस्ताः ॥
सर्वेप्युदासीनरसं रसंतु ।
सर्वत्र सर्वे सुखिनो भवंतु ॥८॥

અર્થ —વળી ચેતન ! એવી મૈત્રી ભાવના ભાવ કે મન, વચન, કાયાનો દ્રોહ કરનારા એવા જે રાગ દ્વેષરૂપ જનોના રોગ છે તે શાંત થાઓ ! બધા પ્રાણી ઉદાસીન ભાવમાં પરિણામ પામો, અને સર્વ સ્થળે સર્વ જીવો સુખી થાઓ ! ૮.

પ્રાણી માત્ર સુખી થાઓ

હવે મૈત્રી ભાવનાનુ અષ્ટ ઢાળીયુ કહે છે
દેશાખ રાગ, રે જીવ ! જૈનધર્મ કીજીયે. . . એ દેશી ॥

विनय विचिंतय मित्रतां,
निजगति जनतासु.
कर्मविचित्रतया गतिं,
विविधां गमितासु ॥वि ॥ १ ॥

અર્થ — હે વિનય ! હે સુવિનીત ચેતન ! આ ત્રણ
જગતના જીવો પ્રતિ મિત્રતા ચિંતવ, મિત્રતા
કર્મ વિચિત્રતા ચિંતવ. એ બધા જીવો કર્મની વિચિત્ર-
અને વિવિધ ગતિ તાને લઇ વિવિધ ગતિ પામેલા છે ૧

सर्वे ते प्रियबांधवा,
न हि रिपुरिह कोपि ।
मा कुरु कलिकलुषं मनो,
निजसुकृतविलोपि ॥ वि० ॥ २ ॥

અર્થ —એ બધા તારા પ્રિય બાધવ છે, કોઇ પણ તારો
શત્રુ નથી, માટે તારા સુકૃતનો નાશ
બધા તારા મિત્ર કરનાર એવા ક્રોધે કરી, વૈરે કરી તારા
ગનને કલેશ ન પમાડ, કલુષિત ન કર ૨

यदि कोपं कुरुते परो,
निजकर्मवशेन ।
अपि भवता किं भूयते,
हृदि रोषवशेन ॥ वि० ॥ ३ ॥

અર્થ.—જો કોઇ પોતાના કર્મવશે કરી કોપ કરે, તો

પણ તું હૃદયને વિષે શા માટે રોષ કરે છે? અર્થાત્ એ તો
બિચારો કર્મવશ પડેલ છે, એથી ક્રોધ
નકામો ક્રોધ શો? કરે છે, તું નકામો એ સામો શા માટે રોષ
કરે છે? એથી કર્મ બંધાય છે ૩

अनुचित मिह कलहं सतां,
त्यज समरसमीन ।
भज विवेककलहंसतां;
गुणपरिचयपीन ॥ वि० ॥ ४ ॥

અર્થ.—સમતા રૂપ જળના સરોવરમાં વસતા હે મત્સ્ય!
આ જગતમાં સત્પુરૂષોને અયોગ્ય એવો
વિવેક સર અને કલહ તું ત્યજી દે, ત્યજી દે, અને ગુણોના
ચેતન હંસ. પરિચયને પુષ્ટ કરનાર એવું જે
વિવેકરૂપ સરોવર, તેના હે રાજ-
હંસ! તું વિવેકરૂપ કલહંસતાને ભજ, અર્થાત્ વિવેક
આચર, સર્વ જીવો પ્રતિ મૈત્રી આદર. ૪

शत्रुजनाः सुखिनः समे,
मत्सरमपहाय ।
संतु गंतुमनसोप्यमी,
शिवसौख्यगृहाय ॥ वि० ॥ ५ ॥

અર્થ—બધા શત્રુજનો મત્સર છોડી દઇ સુખી થાઓ,
તેમજ એઓ શિવસુખનું ઘર-મોક્ષ તે

"સર્વ જીવનું ઇચ્છો સુખ" પ્રતિ જવાના મનવાળા થાઓ; અર્થાત એઓનું મોક્ષ પ્રાપ્ત થવા રૂપ પરમ કલ્યાણ થાઓ! આવી મૈત્રી ભાવના હે વિનય! તું ભાવ. ૫.

सकृदपि यदि समतालवं,
हृदयेन लिहंति ।
विदितरसास्तत इह रतिम्
स्वत एव वहंति ॥ वि० ॥ ६ ॥

અર્થઃ—એકવાર પણ જો તેઓ હૃદયને વિષે સમતાના ચાખે તે માગે —સાસ્વાદન બિંદુનો આસ્વાદ કરે, તો તેઓને સમરસ શું છે એની ખબર પડશે, અને પોતાની મેળે આ સમતાને વિષે રતિ જોડશે; અર્થાત સમતાજ એઓને પ્રિયકર થશે. એમ વિચારી હે વિનય! તું એઓ ઉપર રોષ ન આણ. એઓ કર્મવશ છે એમ ગણ અને કર્મ વિવર આપશે ત્યારે ઠેકાણે આવશે, સમતા ગ્રહશે, આમ જાણી તેઓ પ્રતિ મૈત્રી આચર. ૬.

किमुत कुमतमदमूर्च्छिता,
दुरितेषु पतंति ।
जिनवचनानि कथं हहा,
न रसादुपयंति ॥ वि० ॥ ७ ॥

અર્થઃ—અહો! કુમતરૂપી મદથી મૂર્છિત થએલા આ

જીવો કેમ પાપને વિષે પડતા હશે ? અરે !
માર્ગ પામો ! વીતરાગ પરમાત્માનાં પવિત્ર વચનોમાં
એઓ શા માટે રસ પામતા નથી ? એમ
હે વિનય ! એઓ પ્રતિ તું મૈત્રી ભાવે જો. ૭

परमात्मनि विमलात्मनः,
परिणम्य वसंतु ।
विनय समामृतपानतो,
जनता विलसंतु ॥ वि० ॥ ८ ॥

અર્થ:—નિર્મલ અંતઃકરણવાળા જીવો પરમાત્માને વિષે પરિણામ પામો અર્થાત્ પરમાત્માના સ્વરૂપમાં લીન થાઓ; અને હે વિનય ! હે સુવિનીત ચેતન ! જનમંડળ સમતા રૂપી અમૃત પાને કરી વિલાસ પામો-આનંદ પામો અથવા વિનય અને સમતારૂપી અમૃતપાન-વડે જનમંડળ આનંદ અનુભવો આવો વિચાર કરી હે વિનય ! તું જગજ્જંતુ પ્રતિ મૈત્રીભાવ ધારણ કર ! મૈત્રીભાવ ધારણ કર ! ૮

Universal well-being

॥ इति श्री शांतसुधारसगेयकाव्ये मैत्रीभावना
विभावनो नाम त्रयोदशः प्रकाशः ॥

ઇતિ શ્રી શાંતસુધારસ નામના ઢાળબદ્ધ કાવ્યનો
મૈત્રી ભાવના નામનો તેરમો પ્રકાશ સમાપ્ત.



ॐ

# ચૌદમી પ્રમોદ ભાવના

॥ स्रग्धरा वृत्तं ॥

धन्यास्ते वीतरागाः क्षपकपथगतिक्षीणकर्मोपरागा—
स्त्रैलोक्ये गंधनागाः सहजसमुदितज्ञानजाग्रद्विरागाः ।
अध्यारुह्यात्मशुद्ध्या सकलशशिकलानिर्मलध्यानधारा—
मारान्मुक्तेः प्रपन्नाः कृतसुकृतशतोपार्जितार्हन्त्यलक्ष्मीं ॥ १ ॥

અર્થઃ—( ગુણનો પક્ષપાત એ પ્રમોદ ભાવના, તો તેવા ગુણો દેખી કેવો પ્રકૃષ્ટ આનંદ થાય ? એ બતાવતા પરમ-ગુણી એવા વીતરાગ દેવની સ્તુતિ કરે છે )

વીતરાગ સ્તવ અહો ! ધન્ય છે તે વીતરાગ પરમા અને ગુણપ્રમોદ રમાઓ ! કે જેણે ક્ષપણશ્રેણી પર ચઢી કર્મમળને ધોઇ નાખી ક્ષીણ કર્યાં છે, જેઓ ત્રણ લોકને વિષે ગંધહસ્તી સમાન છે, જેઓને સહજ ઉદય પામેલા કેવલજ્ઞાને કરી વૈરાગ્ય જાગ્યો છે, જેઓ આત્મ

શુદ્ધિવડે સંપૂર્ણ ચદ્રકલા જેવી શ્વેત-નિર્મળ ધ્યાનધારાએ ચડ્યા છે અને જેઓ સેકડો ગમે પુણ્યકર્મે કરી અર્હંત ભગવાનને યોગ્ય લક્ષ્મી પ્રાપ્ત કરી મુક્તિ નજીક પહોચ્યા છે **અહો ! આવા વીતરાગ પરમાત્માઓ ધન્ય છે ! ધન્ય છે !!** ( આમ ગુણોત્કર્ષ જોઇ હર્ષાયમાન થઇ જીવ પ્રમોદ ધારણ કરતો અનત નિર્જરા કરે છે ) ૧

तेषां कर्मक्षयोत्थैरतनुगुणगणैर्निर्मलात्मस्वभावै-—
गायं गायं पुनीमः स्तवनपरिणतैरष्टवर्णास्पदानि ॥
धन्यां मन्ये रसज्ञां जगति भगवतः स्तोत्रवाणीरसज्ञा—
मज्ञां मन्ये तदन्यां वितथजनकथाकार्यमौखर्यमग्नां ॥ २ ॥

**અર્થ**—અહો ! તે તીર્થંકર ભગવાનને કર્મક્ષય થવાથી ઘણા ગુણોનો સમૂહ ઉત્પન્ન થયો છે, નિર્મળ આત્મસ્વભાવ પ્રગટ્યો છે અને તેથી તેની સ્તુતિ થઇ છે, અહો ! એવા પરમાત્માના આ ગુણોની સ્તુતિ ગાઇ ગાઈને અમે આઠ વર્ણના પદને પવિત્ર કરિયે છિયે. **અહો ! હુ જગતમાં તે જીભને ધન્ય ગણુ છુ કે જે જીભ ભગવાનનાં સ્તોત્ર ગાવામાં રસજ્ઞ છે,** ભગવાનની સ્તુતિ કરવામા રસ લે છે, બીજી જીભ જે નકામી જનકથામા, વિકથામા, ચડ્વાતડ્વા બોલવામા મશગૂલ છે, તેને અજ્ઞ-અધન્ય માનું છું. ૨.

અત્રે એમ બતાવ્યુ કે તીર્થંકર પરમાત્મા તો ધન્ય છે, પણ એઓશ્રીની સ્તુતિ ગાનારા પણ ધન્ય છે

निर्ग्रंथास्तेऽपि धन्या गिरिगहनगुहागह्वरांतर्निविष्टा ।
धर्मध्यानावधानाः समरससुहिताः पक्षमासोपवासाः ।
येऽन्येऽपि ज्ञानवंतः श्रुतविततधियो दत्तधर्मोपदेशाः ।
शांता दांता जिताक्षा जगति जिनपतेः शासनं भासयंति ॥३॥

**વીતરાગની સ્તુતિ કરનારાની સ્તુતિ. ગુણ પ્રમોદ**

અર્થઃ—પર્વતોની ગહન ગુફા-કોતરોમાં રહી ધર્મ-ધ્યાનમાં એકાગ્ર, સમતાવંત, પક્ષદિન કે માસના ઉપવાસ કરવાવાળા **નિર્ગ્રંથ, રાગ-દ્વેષની ગ્રંથી જેની છેદાઇ છે, એવા મહાપુરૂષો** પણ ધન્ય છે. તેમજ બીજા જ્ઞાનવંત મહાપુરૂષો જેની બુદ્ધિ શ્રુતજ્ઞાને કરી વિસ્તાર પામી છે, જેઓ ધર્મનો ઉપદેશ કરી રહ્યા છે, જે શાંત છે, જે દાંત છે, જિતેંદ્રિય છે અને જે જગતને વિષે શ્રી જિનવરેંદ્રના પવિત્ર શાસનને પ્રકાશિત કરે છે, તેઓ પણ ધન્ય છે. ૩.

दानं शीलं तपो ये विदधति गृहिणो भावनां भावयंति ।
धर्मं धन्याश्चतुर्धा श्रुतसमुपचितश्रद्धयाराधयंति ॥
साध्व्यः श्राद्ध्यश्च धन्याः श्रुतविशदधिया शीलमुद्भावयंत्य—
स्तान् सर्वान् मुक्तगर्वाः प्रतिदिनमसकृद् भाग्यभाजः स्तुवंति॥४॥

**ધર્મીપુરૂષો ધન્ય, ગુણપ્રમોદ**

અર્થઃ—વળી તે ગૃહવાસિજનો જે દાન, શીલ, તપ આદરે છે, ભાવના ભાવે છે અને એ પ્રકારે ચાર પ્રકારનો ધર્મ શ્રુતજ્ઞાનથી વૃદ્ધિ પામતી શ્રદ્ધાએ આરાધે છે, તે

ધન્ય છે, તેમજ વળી તે સાધ્વીઓ અને શ્રાવિકાઓ, જેની બુદ્ધિ પવિત્ર શ્રુતજ્ઞાનવડે વિશુદ્ધ થઇ છે, અને જે શીલનું પાલન કરે છે તે પણ ધન્ય છે

**ગુણાનુરાગી ધન્ય. ગુણ પ્રમોદ.** અહો ! આ બધાંને પ્રતિદિવસ નિરંતર જે જીવો ગર્વ છાંડી દઇ સ્તવે છે, તેઓ ભાગ્યશાળી છે અર્થાત ગુણીના ગુણો દેખી અનુમોદનાર પ્રમોદ ભાવ પામનાર, હર્ષ પામનાર મહાભાગ્યવંત છે ૪

આ તો પરમ ભાગ્યશાળી એવા સમ્યગ્દષ્ટિ જીવોની સ્તુતિ થઇ, પણ પ્રમોદ ભાવનાવાસિત જીવો અન્યના ગુણો દેખી પણ પરમ આનંદ પામે છે, એ દેખાડતા કહે છે

" परगुणपरमाणून् पर्वतीकृत्य नित्यं ।
निजहृदि विकसंतः संति संतः कियंतः ॥ "

—શ્રી ભર્તૃહરિ

॥ उपजातिवृत्तं ॥

मिथ्यादृशामप्युपकारसारं ।
संतोषसत्यादिगुणप्रसारं ॥
वदान्यता वैनयिकप्रकारं ।
मार्गानुसारीत्यनुमोदयामः ॥ ५ ॥

અર્થ:—મિથ્યાદષ્ટિઓ પણ જેઓમાં સંતોષ, સત્ય, શૌચ આદિ ગુણો પ્રસરી રહ્યા છે, જેમાં દાન ગુણ, વિનય ગુણ

રહેલા છે, તેઓનો પણ અમે ઉપકાર માનીએ છીએ, અને
એઓ પણ માર્ગાનુસારી છે એમ જાણી
**માર્ગાનુસારી ધન્ય.** અનુમોદના કરીએ છીએ. અર્થાત્ ભલે
**અાવિબોધ જીવ.** સમ્યગ્દૃષ્ટિ ન હોય પણ સત્ય, સંતોષ,
**ગુણ પ્રમોદ.** શૌચ, દાન, વિનય આદિ ગુણોવાળા
જીવો દેખી અમને બહુ પ્રમોદ ઉપજે છે.
એઓ પણ માર્ગને અનુસરવાવાળા જાણી કોઈ વેળા એજ
ગુણોથી સમ્યગ્ બોધ પામી કલ્યાણ પામશે, એ જાણી અમને
આનંદ થાય છે ૫

॥ स्रग्धरावृत्तं ॥

जिह्वे प्रह्वी भव त्वं सुकृतिसुचरितोच्चारणे सुप्रसन्ना ।
भूयात्तामन्यकीर्त्तिश्रुतिरसिकतया मेऽद्य कर्णौ सुकर्णौ ॥
वीक्ष्यान्यप्रौढलक्ष्मीं द्रुतमुपचिनुतां लोचने रोचनत्वं
संसारेऽस्मिन्नसारे फलमिति भवतां जन्मनो मुख्यमेव ॥ ६ ॥

**અર્થઃ**—હે જીભ ! તું પુણ્યશાળી જીવોના સુચરિત્રો
ઉચ્ચારી પવિત્ર થા, સુપ્રસન્ન થા; બીજાની કીર્તિ સાભળવાનો
રસ પામી મારાં બંને કાનો આજે સુકર્ણ અર્થાત્ સફળ
થાઓ અહો ! બીજાની ઉત્તમ લક્ષ્મી,
**જીભ, કાન, આંખ** બીજાનું ઐશ્વર્ય દેખી મારા લોચનો ઠરો,
**ધન્ય. ગુણ પ્રમોદ.** દ્રવો, એમાંથી હર્ષાશ્રુ આવો. હે !
જીવ ! હે કાન ! હે ચક્ષુ ! આ અસાર
સંસારમાં આવી ભાવના એજ તમારા જન્મનું પરમ
સાર્થક છે. ૬.

॥ उपजातिवृत्तं ॥

प्रमोदमासाद्य गुणैः परेषां ।
येषां मतिः मज्जति साम्यसिंधौ ॥
देदीप्यते तेषु मनःप्रसादो ।
गुणास्तथैते विशदीभवंति ॥ ७ ॥

**ગુણગ્રામથી ગુણ વધે.**

અર્થ:—બીજાના ગુણોથી પ્રમોદ પામી જેની મતિ સમતાસમુદ્રમાં ઝીલે છે, તેનું મન પ્રફુલ્લિત થઇ દીપી રહે છે, એટલુંજ નહિં પણ તેના ગુણો પણ વિશુદ્ધ થઇ ઝળહળી હાલે છે. પારકાના ગુણોથી પ્રમોદ પામવાનું, પારકા ગુણો જોઇ રાજી થવાનું આવું ઉત્તમ ફળ છે. ૭

હવે પ્રમોદ ભાવનાનું અષ્ટકાળીયું કહે છે.

॥ टोडी राग–ऋषभकी मेरे मन भगति वशीरी–ए देशी ॥

विनय विभावय गुणपरितोषं ॥ ध्रुवपदं ॥
निजसुकृताप्तवरेषु परेषु ।
परिहर दूरं मत्सरदोषं ॥ वि० १ ॥

**ગુણાનુરાગ**

અર્થ:—હે વિનય! તું ગુણી પુરૂષોના ગુણથી સંતોષ આનંદ પામવાનું વિચાર. પોતાનાં સુકૃત્યોથી જે વર પામ્યા છે અથવા જે પોતાનાં સુકૃત્યોથી ભાગ્યશાળી થયા છે, અથવા જે પોતાના સુકૃત્યોથી ઉત્તમ આપ્ત પુરૂષોની સભામાં બિરાજે છે, એવા અન્ય મહદ્ભાગીઓ પ્રતિનો મત્સર, ઇર્ષ્યા

દોષ દૂર કર. તેઓના ગુણોનો રાગી થા; તેઓના ગુણથી આનંદ પામ! આનંદ પામ!! ૧

दिष्ट्यायं वितरति बहुदानं,
वरमयमिह लभते बहुमानं ॥
किमिति न विमृशसि परपरमार्ग,
यदिभजसि तत्सुकृतविभार्गं ॥ वि० २ ॥

અર્થ:—અહો શાબાસ છે આને, કે એ બહુ દાન આપે છે, અથવા બહુ રૂડું થાય છે કે આને આ જગતમાં બહુમાન મળે છે. (અહો! એનાં સુકૃત્યો જોતાં એ માન એને છાજેજ છે). હે વિનય! તું આ પ્રકારે કેમ સુધી વિચારણા કરતો નથી ? સ્થળે સ્થળે પારકા ગુણો ગાવા એજ હે વિનય! તેના ગુણોમાં, સુકૃતોમાં ભાગ લેવા જેવુ છે

ગુણાનુમોદન–પુણ્યનું કારણ.

તાત્પર્ય કે ગુણીને, પુણ્યકર્ત્તાને ગુણ-પુણ્યનું તો ફળ છે, પણ એ ગુણ-પુણ્યની જે અનુમોદના કરે છે, તે પણ તેનો ભાગી થાય છે. ૨

येषां मन इह विगतविकारं,
ये विदधति भुवि जगदुपकारं ॥
तेषां वयमुचिताचरितानां,
नाम जपामो वारंवारं ॥ वि० ३ ॥

અર્થ:—આ જગતમાં જે પવિત્ર પુરૂષોનાં મન વિકાર રહિત થયાં છે, જે મહાભાગ્યવંત પુરૂષો જગત પર

ઉપકાર કરે છે, તે ઉચિત-આચરણવાળા
**ગુણી પુરૂષોનાં** મહાપુરૂષોના નામ અમે વારંવાર ક્ષણે
**નામનો જાપ પણ** ક્ષણે જપીએ છીએ અર્થાત્ એવા મહા
**કલ્યાણકારી.** સત્પુરૂષોના ગુણો દેખી તેઓના એવા
નામથી પણ અમે આનંદ પામીએ છીએ
ગુણી પુરૂષોના નામનો જાપ પણ પરમ કલ્યાણદાતા છે, માટે
હે વિનય! તુ પરના ગુણ દેખી રાજી થા, રાજી થા ૩

अहह तितिक्षा गुणमसमानं,
पश्यत भगवति मुक्तिनिदानं ॥
येन रुषा सह लसदभिमानं,
झटिति विघटते कर्मवितानं ॥ वि० ४ ॥

અર્થ—અહો! જેના સમાન બીજો કોઇ ગુણ નથી,
અને જે મુક્તિના કારણરૂપ છે, એવો તિતિક્ષા-ક્ષમા ગુણ
શ્રીભગવાન્‌ને વિષે જુઓ ! કે જે ક્ષમા-
ગુણદર્શનથી, આ ગુણને લઇ ક્રોધ સહિત અભિમાને
નદ, ભગવાન્‌ની ફરી નાચતો એવો કર્મનો સમૂહ
ક્ષમા ! એકદમ નાશ પામે છે! અહો! ધન્ય
છે! એ ભગવાન્‌ના ક્ષમા ગુણને!
એમ હે વિનય! તુ તારા હૃદયમા પરગુણથી સંતોષ પામ,
સંતોષ પામ ૪

अदधुः केचन शीलमुदारं,
गृहिणोऽपि परिहृतपरदारं ॥

यश इह संप्रत्यपि शुचि तेषां,
विलसति फलितफलं सहकारं ॥ वि० ५ ॥

અર્થઃ—જે જે ગૃહસ્થીઓ પરસ્ત્રીનો પરિત્યાગ કરીને ઉત્તમ-ઉદાર શીલવ્રતને આદરે છે, તેઓનો પવિત્ર ઉજ્જ્વળ યશ અત્રે હમણાં પણ ફલિત થઇ આંબાના વૃક્ષ પેઠે શોભી રહે છે; અર્થાત્ એઓને પરભવે તો કાલાંતરે લાભ થાય છે, પણ હમણાં તત્કાળ તેઓનો યશ વૃદ્ધિ પામી અનેક ફળ આપે છે, આવો શીલનો મહિમા છે. તેવા શીલવ્રતધારી જીવો ધન્ય છે, એમ હે વિનય ! તું પારકા ગુણની અનુમોદના કર. ૫

**શીલનો મહિમા**

**સ્વશીલવાન ધન્ય.**

या वनिता अपि यशसा साकं,
कुलयुगलं विदधति सुपताकं ॥
तासां सुचरितसंचितराकं,
दर्शनमपि कृतसुकृतविपाकं ॥ वि० ६ ॥

અર્થઃ—તેમજ જે સ્ત્રી પણ પોતાના શીલ ગુણે કરી પોતાના માવિત્ર તથા પતિના એમ બંને કુળને યશની ધ્વજા બંધાવે છે, અર્થાત શીલ પાળી બંને કુળને અજુવાળે છે તે સ્ત્રીઓનું પુણ્યપરિપાકથી પ્રાપ્ત થયેલું જે દર્શન તે પણ પુણ્યરૂપી ધન પ્રાપ્ત કરાવનારૂ છે. અર્થાત્ આવી શીલવંતી સ્ત્રીઓનું દર્શન દુર્લભ છે; અને એ દર્શન પ્રાપ્ત થાય તો તે પણ પુણ્યનો ઉદય હોય તોજ થાય છે;

**સતી સ્ત્રી ધન્ય.**

**સતીનુ દર્શન** અને દર્શન થાય તો તે દર્શન પણ પુણ્યનુ ફળ, અને ભાવિ પુણ્યનુ કારણ છે. અહો ! આવી શીલવતી વનિતાઓ ધન્ય છે. એમ હે વિનય ! તુ પારકા ગુણોથી રોમાચિત થા, રોમાચિત થા ૬.

પુણ્યજનક.

तात्त्विकसात्त्विकसुजनवतंसाः,
केचन युक्तिविवेचनहंसाः ।
अलमकृपत किल भुवनाभोगं,
स्मरणममीषां कृतशुभयोगं ॥ वि० ७ ॥

**અર્થ** —તત્ત્વ અને સત્ત્વ ગુણને ધારણ કરનારા એવા સજ્જનોમા શ્રેષ્ઠ, અને જેમ હસ યુક્તિથી દૂધ પાણીનો વિવેક કરી દૂધ ગ્રહણ કરે છે તેમ જે યુક્તિવડે સારાસારનો વિવેક કરે છે,–એવા પુરૂષો ત્રણ જગતના ખરેખર ભૂષણરૂપ છે, એઓના સ્મરણથી પણ શુભ યોગ પ્રાપ્ત થાય છે અર્થાત્ જે પાવન પુરૂષો સત્ત્વ ગુણધારી તત્ત્વને ગ્રહણ કરે છે અને સારાસારનો ભેદ જાણી સાર ગ્રહે છે. તેઓ ધન્ય છે, હે વિનય ! એવા તત્ત્વશોધકોની તુ અનુમોદના કર ૭

તત્ત્વ વિવેચક ધન્ય

इति परगुणपरिभावनसारं,
सफलय सततं निजमनतारं ।
कुरु सुविहितगुणनिधिगुणगानं,
विरचय शांतसुधारसपानं ॥ वि० ८ ॥

અર્થઃ—અહો ! જન્મ લેવાનું સાર્થક પારકા ગુણનું
ચિંતવન-અનુમોદન છે, તો હે વિનય !
ગુણાનુરાગરૂપ એમ કરી તું તારો અવતાર એકદમ
જન્મ પણ ધન્ય સફળ કરી લે; અને સારાં આચરણવાળા
ગુણના ભંડાર એવા મહાપુરૂષોનું ગાન
કર, અને આ શાંતસુધારસનુ પાન કરી અમૃત થા એમ
હે વિનય ! તું પારકા ગુણ ચિંતવ, અનુમોદ. ૮

॥ इति श्रीशांतसुधारस गेयकाव्ये प्रमोद-
भावनाविभावनो नाम चतुर्दशः प्रकाशः ॥

ઇતિ શ્રી શાંતસુધારસ નામના હાળબદ્ધ કાવ્યનો
પ્રમોદ ભાવના નામનો ચૌદમો પ્રકાશ સમાપ્ત.



ॐ

# પંદરમી કારૂણ્ય ભાવના



॥ मालिनी वृत्तं ॥

प्रथममशनपानप्राप्तिवांच्छाविहस्ता ।
स्तदनु वसनवेश्मालंकृतिव्यग्रचित्ताः ॥
परिणयनमपत्यावाप्तिमिष्टेंद्रियार्थान् ।
सततमभिलषंतः स्वस्थतां क्वाश्नुवीरन् ॥ १ ॥

અર્થ:—અહો ! આ જગત્‌વાસી જીવોની સ્થિતિ જોઇ કરુણા આવે છે અહો! નવી નવી જગત્‌ના જીવોનાં ઉત્પન્ન થતી એવી અનંત અભિલાષા આડે દુઃખ અને તેથી એઓ સ્વસ્થતા તે કેમ પામે ? પ્રથમ ઉપજતી કરૂણા તો ખાનપાનની પ્રાપ્તિની ઇચ્છાએ એઓ આકુળ-વ્યાકુળ રહે છે, એથી એઓ પોતાના આત્માનુ કાંઇ કરી શકતા નથી, ખાનપાનની પ્રાપ્તિ થઇ, ત્યા વળી લુગડા-લત્તા, ઘર-બાર, અને ઘરેણા-ગાઠા મેળવવા ચિત્ત વ્યગ્ર થાય છે, આ આડે પણ આત્માર્થ ક્યાથી સૂઝે ?

જ્યાં એ લુગડાં-લત્તાં આદિની ભાગ્યયોગે પ્રાપ્તિ થાય છે ત્યાં પરણવાની, અને પછી પુત્ર-પ્રાપ્તિની અને ક્રમે ક્રમે ઇંદ્રિયોના ઇચ્છિત ભોગ મેળવવાની અભિલાષા ઉપજે છે. અહો! આમ નવી ઉગતી અભિલાષા આડે જગવાસી જીવો સ્વસ્થતા, આત્મશાંતિ તે કયાંથી પામે? એ વિચારતાં કરુણા આવે છે. ૧

॥ शिखरिणी वृत्तं ॥

उपायानां लक्षैः कथमपि समासाद्य विभवं ।
भवाभ्यासात्तत्र ध्रुवमिति निबध्नाति हृदयं ॥
अथाकस्मादस्मिन्विकिरति रजः क्रूरहृदयो ।
रिपुर्वा रोगो वा भयमुत जरा मृत्युरथवा ॥ २ ॥

**અર્થ:**—અહો ચેતન! લાખો ઉપાયોવડે કરી મહામુશ્કેલીએ તું વિભવ પામ્યો; તે વૈભવ જાણે હંમેશ માટે કાયમ રહેવાનો છે એમ જાણી ભવોભવના અભ્યાસને લઇ તારૂં ચિત્ત તું તેમાં ચોંટાડે છે; અર્થાત્ એ લક્ષ્મી સ્થિર છે એમ ગણી તું તેમાં લય પામે છે, પણ અરે! તને ખબર નથી. એના ઉપર કોઇ ક્રૂર હૃદયવાળો શત્રુ અથવા રોગ અથવા ભય અથવા વૃદ્ધાવસ્થા અથવા મૃત્યુ અકસ્માત્ ધૂળ નાંખે છે. અર્થાત્ તું એમાં મોહ શું પામે છે? કોઇ શત્રુ પેદા થશે અને એ લક્ષ્મીને ઓચિંતી હરી જશે; અથવા તને જ કોઇ રોગ થશે, અને તું એનો ઉપભોગ નહિં લઇ શકે; અથવા રાજ્યાદિકના ભયથી એજ લક્ષ્મી તને દુઃખનું કારણ થશે; અથવા જરાવસ્થાને લઇ તું એ

જીવ, ભૂલો ભ્રમ નહિં!

ભોગવી નહિં શકે અથવા બીજા ગુવાનો પડાવી લેશે અથવા અકસ્માત્ છેવટ મૃત્યુ આવ્યે એ લક્ષ્મી તારે છાંડવી પડશે, તો હે ચેતન! તું એને કાયમ રહેવાની ગણી તેમાં લય પામે છે, એ જોઇ તારી કરુણા આવે છે. ૨.

" હે! જીવ કયા ઇચ્છત હવે, હે ઇચ્છા દુઃખ મૂલ,
" જબ ઈચ્છાકા નાશ તબ, મટે અનાદિ ભૂલ "

—શ્રીમદ્ રાજચંદ્ર.

॥ स्रग्धरा वृत्तं ॥

स्पर्ध्यंते केऽपि केचिद् दधति हृदि मिथो मत्सरं क्रोधदग्धा ।
युध्यंते केप्यरुद्धा धनयुवतिपशुक्षेत्रपद्रादिहेतोः ॥
केचिल्लोभाल्लभंते विपदमनुपदं दूरदेशानटंतः ।
किं कुर्मः किं वदामो भृशमरतिशतैर्व्याकुलं विश्वमेतत् ? ॥३॥

અર્થ.—અહો! અમને કરુણા આવે છે. અમે શું કરિયે? અમે શું બોલિયે? આ જગત્

**અહો! અરસ્પરસ રસ ક્લેશ.**

સેંકડો ગમે દુઃખોએ કરી અત્યંત વ્યાકુળ છે. કોઈ કોઇ જીવો અરસ્પરસ સ્પર્ધા કરી રહ્યા છે, કોઇ ક્રોધથી બળીને હૃદયને વિષે અરસ્પરસ મત્સર-ઈર્ષ્યા ધારણ કરી રહ્યા છે; કોઇ સ્વચ્છંદે ધન-સ્ત્રી-પશુ-ક્ષેત્ર-ગામ આદિનાં કારણે લડી રહ્યા છે, અને કેટલાક લોભને લઇ દૂર દેશાંતરમાં ભટકતા સતા પદે પદે વિપત્તિઓ પામે છે. અહો! આવી રીતે આખું જગત્ અનેક દુઃખોએ કરી અત્યંત વ્યાકુળ છે ત્યાં અમે શું કરિયે?

અમે શું બોલિયે ? અમને દયા આવે છે; કરુણા આવે છે; અનુકંપા સ્ફુરે છે. ૩

॥ उपजाति वृत्तं ॥

स्वयं खनंतः स्वकरेण गर्तान् ।
मध्ये स्वयं तत्र यथा पतंति ॥
तथा ततो निष्क्रमणं तु दूरे-
ऽधोधः प्रपाताद्विरमंति नैव ॥ ४ ॥

**બેસવાની ડાળ ભાંગે છે !**

અર્થઃ—અહો ! પ્રાણીઓ પોતે પોતાના હાથે ખાડા ખોદી તેમા એવી રીતે પડે છે કે તેમાંથી બહાર નીકળવુ તો દૂર રહ્યું, પણ નીચે ને નીચે સરતાજ જાય છે, બિચારાના અધોપાતનો અતજ નથી આવતો,—એવી ખરાબ રીતે, તૃષ્ણા અંગે, કષાય અંગે, અજ્ઞાનને લઇ એઓ ખાડા ખોદે છે અને તેમાં પોતે પડે છે અહો ! આ જાણી–દેખી કરુણા આવે છે. ૪

પોતે ખોદેલા ખાડાનું દષ્ટાંત આપે છે.

प्रकल्पयन्नास्तिकतादिवाद- ।
मिदं प्रमादं परिशीलयंतः ॥
मग्ना निगोदादिषु दोषदग्धा ।
दुरंतदुःखानि हहा सहंते ॥ ५ ॥

અર્થઃ—અહો ! જીવ જેવુ કંઇ છે નહિં, અથવા જીવ

**નાસ્તિકમતિ કરુણા**

જન્મે છે અને મરે છે, એમ જીવના અસ્તિત્વમાં નહિ માનનારા, પાપ-પુણ્ય છે નહિ એમ નાસ્તિકાદિ વાદની પ્રકલ્પના કરી, પ્રમાદ સેવી, દોષે કરી દગ્ધ થઈ, નરક-નિગોદાદિ અધોગતિમાં બૂડી જીવો,-જેનો અંત મહામુશ્કેલીએ આવે એવા દુઃખો સહન કરી રહ્યા છે,-એ દેખી ખરેખર કરુણા આવે છે જીવ પોતે જ પોતાની મેળે ખાડો ખોદે છે અર્થાત્ સ્વચ્છંદે કલ્પના કરે છે કે જીવ કે પુણ્ય-પાપ જેવું કંઈ નથી ખાઓ, પીઓ, વિષયાદિ સેવો-એમ નાસ્તિક જાળ પાથરે છે, અને પાપ-પુણ્યની શ્રદ્ધા નહિ હોવાથી વિષયકષાયમાં યથેચ્છ વર્ત્તી પરિણામે નર્કનિગોદમાં પડે છે ત્યાં પણ દુરંત દુઃખ ભોગવતા સતા વધારે ને વધારે ઊંડા દુઃખના સ્થાનમાં ઉતરતા જાય છે, કેમકે જીવને પોતાના હોવાપણાનું, પાપ-પુણ્યનું ભાન થાય છે, તેની શ્રદ્ધા થાય છે ત્યારે એ પ્રમાદથી વિરામ પામે છે, અને પ્રમાદ છાડે તો ક્રમે ક્રમે સારી ગતિ પામી શાશ્વત સુખ પામે છે, પણ બિચારા નાસ્તિકોને એ ગમ ન હોવાથી પોતે પાથરેલી જાળમાં પોતેજ એવા લેવાતા જાય છે કે તેમાથી છુટવું મહામુશ્કેલ થાય છે, આ દેખી દયા આવે છે ૫

शृण्वन्ति ये नैव हितोपदेशं ।
न धर्मलेशं मनसा स्पृशन्ति ॥
रुजः कथंकारमथापनेया- ।
स्तेषामुपायस्त्वयमेक एव ॥ ६ ॥

અર્થ:—અહો ! જે પ્રાણીઓ હિતોપદેશ સાંભળતા નથી, જેને ધર્મના લેશનો પણ મનથી સ્પર્શ થતો નથી, તેનાં રોગો, દુઃખો કેવા પ્રકારે દૂર થઈ શકે ? તે દુઃખ દૂર કરવાનો ઉપાય તો આ એકજ છે. ૬

એ ઉપાય બતાવે છે:—

॥ अनुष्टुप् वृत्तं ॥

परदुःखप्रतीकारमेवं ध्यायंति ये हृदि ॥
लभंते निर्विकारं ते सुखमायतिसुंदरं ॥ ७ ॥

**"સર્વ જીવનું ઇચ્છો સુખ"**

અર્થ:—જે પ્રાણીઓ પારકાના દુઃખના ઉપાય હૃદયને વિષે ધ્યાવે છે તે પ્રાણી પરિણામે સુંદર એવા નિર્વિકાર સુખને પામે છે, અર્થાત **જીવ બીજુ તો કદાચ ન કરી શકે તો કાંઈ નહિ, પણ પારકાં દુઃખ કેમ ટળે ? એટલો માત્ર વિચાર સદા હૃદયને વિષે કરે તો તે પરિણામે સુખી થાય છે;** માટે નાસ્તિક આદિને કરુણા ભાવથી કહે છે કે ભલે તમે બીજો હિતોપદેશ ન સાભળો, ભલે તમે બીજું ધર્મકૃત્ય ન કરો, પણ તમે આટલું તો કરો, કે પારકાનાં દુઃખ કેમ ટળે એનો અહોનિશ વિચાર તમારે કરવો. અહો ! તમારી અમને કરુણા આવે છે. તમે પારકાનાં દુઃખો દૂર કરવાના ઉપાયો ચિંતવશો તો તમારાં દુઃખ દૂર થશે. ૭

**એથી તમારું હિત થશે.**

હવે કારુણ્ય ભાવનાનું અષ્ટકાળિયુ કહે છે —

॥ रामकुली राग–हमारो अंबर देहु मुरारी. ए देशी ॥

सुजना भजत मुदा भगवंतं ॥ ध्रुवपदं ॥

शरणागतजनमिह निष्कारण-

करुणावंतमवंतं रे ॥ सु० ॥ १ ॥

અર્થ —હે સુજ્ઞ જનો ! તમે ભગવતને પરમ પ્રેમે હર્ષે ભજો, તમે ભગવતને પરમ ભાવે ભજો અહો ! એ ભગવાન્ આ જગત્માં પોતાને શરણે આવેલા જનોની નિષ્કારણ કરુણાએ રક્ષા કરે છે. નિષ્કારણ-કરૂણા માટે હે સજ્જનો ! એવા નિષ્કારણ કરૂણાવાળા ભગવાનને પ્રભુને પરમ પ્રમોદ ભાવે ભજો ! ભજો ! ! ૧

क्षणमुपधाय मनः स्थिरतायां,

पिबत जिनागमसारं ।

कापथघटनाविकृतविचारं,

त्यजत कृतांतमसारं रे ॥ सु० २ ॥

અર્થ —મનને એક ક્ષણ સ્થિરતામાં આણીને જિનાગમસારનું પાન કરો, અને જે કૃત્યોમાં મન સ્થિર કરો કુત્સિત ઘટનાએ કરી આપણા વિચારમાં વિકાર આવે છે તેને અસાર ગણી, તેનો અંત આણી તેને ત્યજી દો આમ હે સુજનો ! તમે મનને

સ્થિર કરો, અસાર વિચાર છાંડી દો. એ બાબતની કરુણા ઉપજે છે. ૨.

परिहरणीयो गुरुरविवेकी,
भ्रमयति यो मतिमंदं ॥
सुगुरुवचः सकृदपि परिपीतं,
प्रथयति परमानंदं रे ॥ सु० ३ ॥

**કુગુરૂ તજો, સુગુરૂ ભજો.**

**અર્થ**:—મંદમતિવાળાને જે ભમાવે છે એવા અવિવેકી ગુરૂનો ત્યાગ કરવો. સદ્દગુરૂનું વચન એક વખત જ પીવામા આવે, અર્થાત સદ્દગુરૂના વચનામૃતનુ એકજ વાર પાન કરવામાં આવે, તો તે પરમાનંદને વિસ્તારે છે; માટે હે સુજનો ! તમે પ્રમોદભાવે ભગવતને ભજો. અવિવેકી ગુરૂનો ત્યાગ કરો. તમારા પ્રતિ કરુણા આવે છે, એથી આ કહીએ છીએ. ૩.

कुमततमोभरमीलितनयनं,
किमु पृच्छत पन्थानं ? ।
दधिबुध्या नर जलमंथन्यां,
किमु निदधत मंथानं रे ? ॥ सु० ॥ ४ ॥

**દષ્ટયંધને માર્ગ કાં પૂછો ?**

**અર્થ**:—અહો, સજ્જનો ! કુમતરૂપ ગાઢ અંધકારથી જેના લોચન મીંચાઇ ગયાં છે—બીડાઇ ગયા છે, એવા અસદ્દગુરુને તે તમે શાને માટે માર્ગ પછો છો ? જે

"પ્રભુ ભજો,
નીતિ સજો,
પરઠો પરોપકાર."

અર્થ—હે સજ્જનો વિનયવડે ઉચ્ચારેલું આ એક વચન શ્રવણ કરો, ચોક્કસ માનો કે પરિણામે એથી હિત થશે અર્થાત્ એ વચન પરિણામે હિતકર થશે. અહો! તમે શાંત સુધારસનું પાન કરો એથી સેંકડો સુકૃત અને સુખ પ્રાપ્ત થશે. હે સજ્જનો! તમે ભગવતને પરમ હર્ષોલ્લાસથી સેવો! તમારા પ્રતિ કરુણા સ્ફુરતા આ કહીએ છીએ તે લક્ષમા લ્યો, એથી હિત થશે ૮

॥ इति श्री शांतसुधारसगेयकाव्ये कारुण्यभावनाविभावनो नाम पंचदशः प्रकाशः ॥

ઇતિ શ્રી શાંતસુધારસ નામના ઢાળબદ્ધ કાવ્યમાં કારુણ્ય ભાવના નામનો પંદરમો પ્રકાશ સમાપ્ત.



ॐ

# સોળમી માધ્યસ્થ ભાવના.

॥ शालिनी वृत्तं ॥

श्रांता यस्मिन् विश्रमं संश्रयंते ।
रुग्णाः प्रीतिं यत्समासाद्य सद्यः ॥
लभ्यं रागद्वेषविद्वेषिरोधा-
दौदासीन्यं सर्वदा तत् प्रियं नः ॥ १ ॥

**ઉદાસીનતા-આશ્રમ**

અર્થઃ—અહો ! તે ઉદાસીનતા અમને સદા પ્રિય છે. થાકેલા જીવોને, ભવભ્રમણથી થાકેલા જીવોને એ વિશ્રામનું સ્થાન છે. રોગી જીવો એનો આશ્રય કરતાં રોગ ભૂલી જઇ હર્ષ પામે છે, કેમકે એ ઉદાસીનતા રાગ-દ્વેષરૂપી શત્રુનો રોધ કરવાથી પ્રાપ્ત થાય છે. આવો તટસ્થ ભાવ, આવી માધ્યસ્થ વૃત્તિ તે અમને સદા પ્રિય છે સંસાર-કાંતારમાં ભટકતા જીવો થાકે ત્યારે વિચારે કે—અહો ! રાગ-દ્વેષથી આમ ભટકવું પડયું માટે હવે તો સમતાભાવે

માર્ગ પોતે જ ન દેખતો હોય તે બીજાને ક્યાંથી બતાવશે ? હે સજ્જનો ! દહીં મળશે એવી બુદ્ધિથી તમે પાણીથી ભરેલી કોણીમાં મંથ-રવૈયો શાને ફેરવો છો ? પાણી વલોવવાથી કાંઇ દહીં નહિં મળે, તેમ અસદ્‌ગુરુને પૂછવાથી માર્ગ નહીં મળે. ૪.

अनिरुद्धं मन एव जनानां,
जनयति विविधातंकं ॥
सपदि सुखानि तदेव विधत्ते,
आत्मारामशंकं रे ॥ सु० ५ ॥

અર્થઃ— માણસનું મન જો કાબુમાં ન રહ્યું તો તો તેજ વિવિધ પ્રકારનાં દુઃખ મન કાબુમાં ઉપજાવે છે, અને તેજ ફેરી જો આણ્યો. કાબુમાં આવ્યું તો નિઃસંશય આત્મારામને સુખ ઉપજાવે છે. માટે હે સજ્જનો ! ભગવંતને પરમ પ્રમોદભાવે ભજો, અને મનને કાબુમાં લાવી આત્માને સુખ આપો. તમારી કરુણા આવે છે. ૫.

परिहरताश्रवविकथागौरवं,
मदनमनादिवयस्यं ॥
क्रियतां सांवरसाप्तपदीनं,
ध्रुवमिदमेव रहस्यं रे ॥ सु० ६ ॥

અર્થઃ—હે સુજનો ! તમે મહાન્ આશ્રવ અને વિકથા

તથા અનાદિ કાળનો તમારો મિત્ર જે મદન તેને છોડી દો અને સંવર સાથે હમેશ માટે લગ્ન કરો. આજ **સંવરને પરણો.** એક શુભ તત્ત્વ છે. હે સજ્જનો! તમારા ઉપર કરુણા સ્ફુરતાં આ કહીએ છીએ કે **તમે ખોટી વિકથાઓ છાંડી દો, કામવાસનાથી દૂર રહો, આશ્રવ રોધો, અને સંવર આદરો. ૬**

महत इह किं भवकांतारे,
गदनिकुरंबमपारं ॥
अनुसरता हितजगदुपकारं,
जिनपतिमगदंकारं रे ॥ सु० ७ ॥

**અર્થઃ**—અહો ! આ ભવાટવીમા રાગદ્વેષરૂપી અપાર રોગના સમૂહને તમે કેમ સહન કરો છો ? અરે ! તમારે એ રોગથી છૂટવું નથી ? છૂટવું હોય તો જગતને ઉપકારી શ્રી જિનેશ્વર ભગવાનરૂપ વૈદ્ય સેવો, અર્થાત્ તમારા રાગ-દ્વેષ, મત્સરાદિ રોગો ટાળવા શ્રી જિનવર **રાગ-દ્વેષ રોગ.** દેવ વૈદ્ય સમાન છે, તેને તમે સેવો, **જિનેશ્વર વૈદ્ય** હે સજ્જનો! કરુણા આવવાથી આ કહીએ છીએ. ૭

शृणुतकं विनयोदितवचनं,
नियतायतिहितरचनं ॥
रचयत सुकृतसुखशतसंधानं,
शांतसुधारसपानं रे ॥ सु० ८ ॥

"પ્રભુ ભજો, નીતિ સજો, પરહો પરોપકાર."

અર્થઃ—હે સજ્જનો વિનયવડે ઉચ્ચારેલું આ એક વચન શ્રવણ કરો; ચોક્કસ માનો કે પરિણામે એથી હિત થશે અર્થાત્ એ વચન પરિણામે હિતકર થશે. અહો! તમે શાંતસુધારસનું પાન કરો. એથી સેંકડો સુકૃત અને સુખ પ્રાપ્ત થશે. હે સજ્જનો! તમે ભગવંતને પરમ હર્ષોલ્લાસથી સેવો! તમારા પ્રતિ કરુણા સ્ફુરતાં આ કહીએ છીએ તે લક્ષમાં લ્યો, એથી હિત થશે. ૮.

॥ इति श्री शांतसुधारसगेयकाव्ये कारुण्यभावनाविभावनो नाम पंचदशः प्रकाशः ॥

ઇતિ શ્રી શાંતસુધારસ નામના ઢાળબદ્ધ કાવ્યમાં કારુણ્ય ભાવના નામનો પંદરમો પ્રકાશ સમાપ્ત.



ॐ

# સોળમી માધ્યસ્થ ભાવના.

॥ शालिनी वृत्तं ॥

श्रांता यस्मिन् विश्रमं संश्रयंते ।
रुग्णाः प्रीतिं यत्समासाद्य सद्यः ॥
लभ्यं रागद्वेषविद्वेषिरोधा-
दौदासीन्यं सर्वदा तत् प्रियं नः ॥ १ ॥

**ઉદાસીનતા-આશ્રમ**

અર્થ:—અહો ! તે ઉદાસીનતા અમને સદા પ્રિય છે. થાકેલા જીવોને, ભવભ્રમણુથી થાકેલા જીવોને એ વિશ્રામનું સ્થાન છે. રોગી જીવો એનો આશ્રય કરતાં રોગ ભૂલી જઇ હર્ષ પામે છે, કેમકે એ ઉદાસીનતા રાગ-દ્વેષરૂપી શત્રુનો રોધ કરવાથી પ્રાપ્ત થાય છે. આવો તટસ્થ ભાવ, આવી માધ્યસ્થ વૃત્તિ તે અમને સદા પ્રિય છે સંસાર-કાંતારમા ભટકતા જીવો થાકે ત્યારે વિચારે કે-અહો ! રાગ-દ્વેષથી આમ ભટકવું પડયું માટે હવે તો સમતાભાવે

રહેવુ એમ કરના સુખી થાય છે રોગી જીવ પણ ધારે છે કે સમતાએ રોગ વેદવો સારો છે કેમકે કરેલાં કર્મ ગમે તે પ્રકારે આર્ત્ત-રૌદ્રધ્યાનવડે કે સમતાએ ભોગવ્યે છુટકો છે, માટે વિષમભાવે ભોગવી ફરી કર્મ ન બાધતાં, એને સમતાએ વેદી લેવાં, એમ મધ્યસ્થભાવને આદરતા રોગી જીવો વિચારે છે. ૧

लोके लोका भिन्नभिन्नस्वरूपाः ।
भिन्नैर्भिन्नः कर्मभिर्मर्मभिद्भिः ॥
रम्यारम्यैश्चेष्टितैः कस्य कस्य ।
तद्विद्वद्भिस्तुष्यते रुष्यते वा ॥ २ ॥

અર્થ —અહો ! આ જગતમા લોકો ભિન્ન ભિન્ન સ્વરૂપવાળા છે, જુદી જુદી પ્રકૃતિવાળા છે, જુદા જુદા વિચિત્ર કર્મોવાળા છે, તેઓની ચેષ્ટાઓ પણ ભિન્ન ભિન્ન છે કોઇની ચેષ્ટાઓ રમ્ય છે, તો કોઇની અરમ્ય, ખેદ ઉપજાવે એવી છે આમ મર્મને ભેદી નાખે,
અત કરણ ચીરી નાખે એવી ભિન્ન ભિન્ન
હશે ! કોના ઉપર ચેષ્ટાઓ અને પ્રકૃતિઓ વર્ત્તે છે, તેમા
રોષ ? કોના ઉપર જાણ-ડાહ્યાપુરૂષોએ કોના ઉપર રોષ
તોષ ? કરવો કે કોના ઉપર તોષ ધરવો ? અર્થાત
વિદ્વાન પુરૂષોએ આમા મધ્યસ્થ રહેવુ ૨

मिथ्या शसन् वीरतीर्थेश्वरेण ।
रोद्धुं शेके न स्वशिष्यो जमालिः ॥

જોવુ એના નિબિડ મોહનો ક્ષય થશે અથવા એ પ્રકૃતિ ઉપશમશે, ત્યારે વળી કોઈ સત્પુરૂષનુ નિમિત્ત મળશે તો ઠેકાણે પડશે તીર્થંકરદેવ પણ આવા પ્રસંગોએ તિતિક્ષા કરી મધ્યસ્થવૃત્તિ ધારી રહ્યા છે તો અન્ય જીવોએ તો એ મધ્યસ્થતા જ વિચારવી ઘટે છે જમાલી જેવો પોતાનો શિષ્ય અને શ્રી મહાવીર દેવ જેવા પરમ સદ્ગુરૂ, આમ છતા માઠી બુદ્ધિના ઉદયે જ્યારે જમાલીએ વિપરીત પ્રરૂપણા કરવા માડી ત્યારે શ્રી વીર ભગવાને તેને બળાત્કારે ન અટકાવ્યો, કેમકે તેઓએ કોઇ એવી જ ગાઢ પ્રકૃતિનો ઉદય જોયો કે મધ્યસ્થતા રાખવી યોગ્ય ગણી આમ વિચારી સુજ્ઞ જીવોએ રોષ-તોષ ન આણતા કર્મની પ્રકૃતિ વિચારી મધ્યસ્થ રહેવુ ૪

" જગત જીવ હૈ કર્માધીના
" અચરિજ કછુઅ ન લીના,
" આપ સ્વભાવમા રે અવધુ
" સદા મગનમે રહેણા "

—પ્રકીર્ણ

" सव्वे जीवा कम्मवसा "

—આર્ષવચન.

तस्मादौदासीन्यपीयूषसारं ।
वारं वारं हंत संतो लिहंतु ॥
आनंदानामुत्तरंगत्तरंग-
र्जीवद्भिर्यद् भुज्यते मुक्तिसौख्य ॥ ५ ॥

અર્થઃ—માટે હે સંતપુરૂષો ! તમે આ ઉદાસીનતારૂપ અમૃતનો વારંવાર-ફરી ફરી આસ્વાદ કરો, આ મધ્યસ્થતારૂપ પીયૂષનું પાન પુનઃ પુનઃ કરો; અને એમ કરી આનંદ જેમાં વહે છે એવાં મોજા એ કરી જીવન્મુક્તિ સુખ પામો. ૫

**ઔદાસીન્ય અમૃત.**

હવે ઉપેક્ષા ભાવનાનું અષ્ટઢાળિયુ કહે છે

प्रभाती राग– आदर जीव क्षमा गुण आदर—ए देशी

अनुभर विनय सदा सुखमनुभव,
औदासीन्यमुदारं रे ॥
कुशलसमागममागमसारं,
कामितफलमंदारं रे ॥ अ० १ ॥

અર્થઃ—હે વિનય ! તું સદાકાળ સુખનો અનુભવ કર. હે વિનય ! તુ ઉદાર એવી ઉદાસીનતા સેવ, ઉદાસીનતા સેવ, જો તારે સુખનો અનુભવ લેવો હોય તો ઉદાસીનતા સેવ એ ઉદાસીનતા કેવી છે ? તો કે સત્પુરૂષોના સમાગમનુ ફળ એ ઉદાસીનતા છે. આગમનો, સત્શાસ્ત્રનો સાર એ ઉદાસીનતા છે. ઇચ્છિત ફળ આપવામાં કલ્પવૃક્ષ સમાન એ ઉદાસીનતા છે; એવી એ ઉદાસીનતા ઉચ્ચ-ઉદાર છે, માટે તેનુ તુ સેવન કર. સત્સમાગમનું ફળ મધ્યસ્થ ભાવનું આવવું, તેમજ સત્શાસ્ત્રનું ફળ પણ મધ્યસ્થ ભાવનું આવવું એ છે હવે જ્યારે સત્સમાગમ અને

**“ ઉદાસીન્ય એક સુખકી સહેલી હૈ ”**

સત્શાસ્ત્રનો મહિમા આટલો બધો ગવાય છે, તો તેના ફળ તો કેવા અદ્દભુત હોવા જોઇએ ? તો તેનુ ફળ જે ઉદાસીનતા એ એવી અદ્દભુત છે મનોવાચ્છિત પૂરણ કરનાર કલ્પવૃક્ષ સમાન એને જ્ઞાનીઓ કહે છે, એ સત્ય જ છે, કેમકે રાગ-દ્વેષના પરિહાર વિના ઔદાસીન્ય આવે નહીં. અને રાગ-દ્વેષનો ક્ષય એ મોક્ષ મનોવાચ્છિત વસ્તુ મોક્ષ જેવી કઇ બીજી મ્હોટી ઘટે ? તો એ મનોવાચ્છિત પૂરવા ઔદાસીન્ય એજ સેવવી યોગ્ય છે ૧

શ્રુતસમાગમનુ ફળ ઉદાસીનતા.

परिहर परचिंतापरिवारं,
चिंतय निजमविकारं रे ॥
वपति कोऽपि चिनोति करीरं,
चिनुतेऽन्यः सहकारं रे अनु० २ ॥

અર્થ—હે ચેતન ! પર એવી જે પુદ્દગલાદિની અનેક ચિંતાઓ તુ રાખે છે તે ત્યજી દે અને તુ પોતે જે અવિકારી વસ્તુ છે તેનુ ચિંતવન કર, અથવા તારૂ પોતાનુ નિર્વિકારપણું ચિંતવન કર તારાથી અન્ય, તારાથી પર એવા શરીર, કુટુંબ, પરિગ્રહ આદિ બાહ્ય પૌદ્દગલિક પદાર્થોની ચિંતા છોડી દે. તારા પોતાના સ્વરૂપનો વિચાર કર કે—

પરચિંતા છાંડ.

" એના વિચાર વિવેકપૂર્વક શાંતભાવે જો કર્યા,
" તો સર્વ આત્મિકજ્ઞાનનાં સિદ્ધાંત તત્ત્વ અનુભવ્યાં "

—શ્રીમદ્ રાજચંદ્ર

માટે રે ચેતન ! તું તારૂં સ્વરૂપ વિચાર. વળી તું કુટુંબાદિ જે તારાથી પર, તેની ચિંતા નકામી કરે છે; કેમકે—

" કીડી સચે ખેતર ખાય, પાપીનું ધન એળે જાય."

—પ્રકીર્ણ

વળી—

" કવણે વાડી વાવિયા
કવણે ગુથ્યા ફુલ,
કવણે જિનવર ચડાવિયા "

—પ્રકીર્ણ

**અર્થાત્**—તું એમ ચિંતવે છે જે આ બધાનો આધાર મારા ઉપર છે તો તે તારી ચિંતા મિથ્યા છે આંબો કોઇ રોપે છે, બીજો કલમ કરે છે અને ફળ કોઇ ત્રીજો જ ખાય છે. આમ ધારી તું મધ્યસ્થ વૃતિ રાખ, તારૂં સ્વરૂપ વિચાર.

॥ योऽपि न सहते हितमुपदेशं,
तदुपरि मा कुरु कोपं रे ॥
निष्फलया किं परजनतप्त्या ।
कुरुषे निजसुखलोपं रे ॥ अनु० ३ ॥

**ક્રોધનું ફળ સ્વસુખનો લોપ.**

અર્થ—જો કોઇ હિતકારી ઉપદેશ સાંભળે નહિ તો તેના ઉપર ક્રોધ કરીશ નહિ; કેમકે બીજા ઉપર નકામું શું તપવું? એમાં લાભ કાંઇ નથી થતો, ફક્ત પોતાના સુખનો લોપ થાય છે, માટે રે વિનય! જો તારે સુખનો અનુભવ લેવો હોય તો મધ્યસ્થ વૃત્તિ ધારણ કર. ૩

सूत्रमपास्य जडा भाषंते,
केचन मतमुत्सूत्रं रे ॥
किं कुर्मस्ते परिहृतपयसो,
यदि पीयंते मूत्रं रे ॥ अनु० ४ ॥

**દુષ્ટબુદ્ધિ દૂધ મૂકી મૂત્ર પીએ છે. શું કરશું?**

અર્થ.—અહો! કેટલાક જડ જીવો સૂત્રને કોરે મૂકી ઉત્સૂત્ર ભાષે છે. એવા દુષ્ટબુદ્ધિવાળાનું અમે શું કરિયે? અહો! એની ઉપેક્ષા કરવી યોગ્ય છે દૂધ છાંડી કોઇ મૂત્ર પીએ તો આપણે શું કરવું? માટે હે વિનય! જો તારે સુખનો અનુભવ કરવો હોય તો ઉદાર એવી ઉદાસીનતા સેવ. ૪

पश्यति किं न मनःपरिणामं ?
निज निज गत्यनुसारं रे ॥
येन जनेन यथा भवितव्यं,
तद् भवता दुर्वारं रे ॥ अनु० ५ ॥

અર્થ—અરે! તું જોતો નથી કે જીવોની જેવી ગતિ

થવાની હોય તેવી મતિ ઉપજે છે." या
ગતિ તેવી મતિ गतिः सा मतिः " અથવા "વિનાશકાળે
વિપરીત બુદ્ધિ." સારી ગતિ મળવાની
હોય તો મનના સારાં પરિણામ રહે છે, માઠી મળવાની હોય
તો માઠા રહે છે. જે પ્રાણીની જેવી ભવિતવ્યતા છે તે
પ્રાણીના તેવા મન.પરિણામ વર્ત્તે છે, તો તે તારાથી વારવા,
ટાળવા, બદલાવવા દુષ્કર છે. અર્થાત્ એ દુ.એ પણ વારી
શકાય એમ નથી; માટે રે વિનય ! જો તુ સુખનો અનુભવ
ઇચ્છતો હોય તો મધ્યસ્થભાવ આદર ૫.

रमय हृदा हृदयंगमसमतां,
संवृणु मायाजालं रे ॥
वृथा वहसि पुद्‌गलपरवशता—
मायुः परिमितकालं रे ॥ अनु० ६ ॥

અર્થ—માટે રે ચેતન ! હૃદયને આનંદ આપનારી એવી જે સમતા તે હૃદયમા ધારણ કરી આનંદ પામ, માયાજાળ સંકેલી મૂક તું પુદ્ગલપરવશતા નકામું ખેંચે છે; કેમકે એ માયા અને એ જંજાળ અને એ પ્રપંચ

**પ્રપંચમાં પુળો મૂક.**

એ બધું પડ્યું રહેશે, ધારણા ધરી રહેશે, કેમકે તારૂં આયુષ્ય તે તો અમુક પરિમિત કાળનું છે અર્થાત્ એની સ્થિતિની તો હદ છે, એટલે એ વેલા મોડુ પડશે, અને આ તારી પ્રપચજાળ તો અસીમ છે તે ધરી રહેશે; માટે એને સંકેલી મૂક અને મધ્યસ્થતા આદર.

હે સંતજનો ! મતમતાંતરની જાળમાં તમે ન ગુથાઓ, એ જાળ ઉકેલવા ન મથો, એ જાળ ઉકેલાવી ધરી રહેશે અથવા વધારે જાળું ગુંચવાઇ જશે. જ્યાં તમારૂં આયુ ક્ષય થયે વર્ત્તમાન દેહે તમે હતા ન હતા થઇ જશો, માટે દુષ્ટબુદ્ધિવંતો પ્રતિ અથવા મતમતાંતરોની જાળો પ્રતિ મધ્યસ્થ રહી તમે તમારૂ વિચારવામાં સાવધ રહો ૬

अनुपमतीर्थमिदं स्मर चेतन–
मंतस्थितमभिरामं रे ।
चिरं जीव विशदपरिणामं,
लभसे सुखमविरामं रे ॥ अनु० ७ ॥

અર્થ—હે વિનય ! આ અંતરમાં રહેલુ આનંદનું કારણ એવુ આ ચેતન અનુપમ તીર્થ
અનુપમ તીર્થ છે, એના જેવું બીજુ કોઇ તીર્થ નથી,
આ ચેતન. તેનુ તુ સ્મરણ કર લાખો કાળ વિશુદ્ધ પરિણામે રહે અને તુ શાશ્વત સુખને પામીશ ૭

परब्रह्मपरिणामनिदानं,
स्फुटकेवलविज्ञानं रे ।
निरचय विनयविवेचितज्ञानं,
शांतसुधारसपानं रे ॥ अनु० ८ ॥

અર્થ—હે વિનય ! તું શાતસુધારસનું પાન કર એ શાંતસુધારસનુ પાન કરવાથી પરબ્રહ્મતા અર્થાત્ પરમાત્મપણું પ્રાપ્ત થાય છે, એથી

શાંતસુધારસનું પાન અને બ્રહ્મપદ પ્રાપ્તિ. કેવળજ્ઞાન પ્રગટે છે; માટે જેમાં સાર-અસારનો, કૃત્ય-અકૃત્યનો વિવેક કરેલ છે એવું શાંતસુધારસનું પાન કર. એ અમૃતપાન કરી અમર થા.૮

॥ इति श्री शांतसुधारसगेयकाव्ये माध्यस्थभावना विभावनो नाम षोडशः प्रकाशः ॥

ઇતિ શ્રી શાંતસુધારસ નામના ઢાળબદ્ધ કાવ્યમાં માધ્યસ્થભાવના નામનો સોળમો પ્રકાશ.



# ગ્રંથપ્રશસ્તિ.

---

## આ ગ્રથનો મહિમા બતાવે છે.

॥ स्रग्धरा वृत्तं ॥

एवं सद्भावनाभिः सुरभितहृदयाः संशयातीतगीतो–
न्नीतस्फीतात्मतत्त्वास्त्वरितमपसरन्मोहनिद्राममत्वा' ॥ .
गत्वा सत्त्वा ममत्वातिशयमनुपमां चक्रिशक्राधिकाना ।
सौख्याना मंक्षु लक्ष्मीं परिचितविनयाः स्फारकीर्तिं श्रयंते ॥१॥

**ભાવનાઓનો પ્રભાવ**

અર્થ —આ સદ્ભાવનાઓથી હૃદય સુવાસિત થાય છે; સંશય દૂર થાય છે, ઉચ્ચ તત્ત્વાવબોધ થાય છે, શ્વેત-ઉજ્જવળ આત્મતત્ત્વ પમાય છે, મોહ–નિદ્રા–મમત્વ એકદમ ખસી જાય છે, વિનયનો પરિચય થાય છે, મમત્વાતિશય દૂર થાય છે, અને આમ થતા જીવો ચક્રવર્ત્તી અને શક્રેદ્રના સુખથી પણ અધિક એવી અનુપમ સુવિશાલ કીર્તિરૂપ લક્ષ્મી પામે છે આવી અદ્દભુત એ સદ્ભાવનાઓ છે ૧

दुर्ध्यानप्रेतपीडा प्रभवति न मनाक् काचिदद्वंद्वसौख्य-
स्फातिः प्रीणाति चित्तं प्रसरति परितः सौख्यसौहित्यसिंधुः ॥
क्षीयंते रागरोषप्रभृतिरिपुभटाः सिद्धिसाम्राज्यलक्ष्मीः।
स्याद्वश्या यन्महिम्ना विनयशुचिधियो भावनास्ताः श्रयध्वं ॥२॥

અર્થઃ—હે સજ્જનો ! હે ભવ્યજીવો ! તમે આ સદ્ભાવનાનો આશ્રય કરો, એ ભાવના ભાવો. એનો મહિમા એવો છે કે દુર્ધ્યાનરૂપ ભૂત-પ્રેતની પીડા લગાર માત્ર થતી નથી; આર્ત્ત રૌદ્ર ધ્યાન દૂર થાય છે; અને કોઈ અપૂર્વ અદ્વંદ્વ (અર્થાત્ દુઃખનાં કારણોનો જેમાં લેશ નથી) સુખનાં કારણોની વૃદ્ધિ થાય છે; ચિત્ત પ્રસન્ન રહે છે; અને ચોતરફ સુખ અને હિતનાં કારણોની નદી પ્રસરે છે. વળી રાગદ્વેષરૂપ શત્રુઓ ક્ષય પામે છે; પરમ સિદ્ધિરૂપ મુક્તિલક્ષ્મી, આખાં વિશ્વના રાજ્યરૂપ લક્ષ્મી વશ થાય છે. આવો જેનો મહિમા છે તે પવિત્ર સદ્ભાવનાઓનો હે વિનયથી જેની બુદ્ધિ પવિત્ર થઈ છે એવા ભવ્યજીવો ! તમે આશ્રય કરો. ૨

પટ્ટાવલી.

હવે કર્ત્તા પુરૂષ શ્રી વિનયવિજયજી
પોતાની પટ્ટાવલી આપે છેઃ—

॥ पथ्या वृत्तं ॥

श्रीहीरविजयसूरीश्वर-
शिष्यौ सोदरावभूतां द्वौ ॥

श्रीसोमविजयवाचक
वाचकवरकीर्त्तिविजयाख्यौ ॥ ३ ॥

અર્થ—શ્રી હીરવિજયસૂરીશ્વરના શિષ્ય બે ભાઈ હતા એક વાચકોને વિષે ઉત્તમ એવા વાચક શ્રી સોમવિજયજી અને બીજા શ્રી કીર્ત્તિવિજયજી ૩

॥ गीति वृत्त ॥

तत्र श्रीकीर्तिविजयवाचकशिष्योपाध्यायविनयविजयेन ॥
शांतसुधारसनामा संदृष्टो भावनाप्रबोधोऽयं ॥ ४ ॥

અર્થઃ—તેમા ઉપાધ્યાય શ્રી કીર્ત્તિવિજયજીના શિષ્ય ઉપાધ્યાય શ્રી વિનયવિજયજીએ આ શાંતસુધારસ નામનો પ્રબોધ રચ્યો ૪

शिखिनयनसिंधुशशिमितवर्षे हर्षेण गंधपुरनगरे ॥
श्रीविजयप्रभसूरिप्रसादतो यत्न एष सफलोऽभूत् ॥ ५ ॥

અર્થઃ—સવત્ ૧૭૨૩ ના વરસે આ પ્રયત્ન શ્રીગધપુર (ગાધાર, ખભાત પાસે કાવી ગાધાર છે તે) નગરમા સૂરિશ્રી વિજયપ્રભના પ્રસાદથી સફળ થયુ ૫



## ઉપસંહાર.

॥ उपजाति वृत्तं ॥

यथा निधुः षोडशभिः कलाभिः ।
संपूर्णतामेत्य जगत्पुनीते ॥
ग्रंथस्तथा षोडशभिः प्रकाशै–
रयं समग्रैः शिवमातनोतु ॥ ६ ॥

અર્થઃ—જેમ ચંદ્રમા સોળે કળાથી પૂર્ણતા પામી જગતને ઉજ્જવળ–પવિત્ર કરે છે તેમ આ ગ્રંથ પણ સોળ કળારૂપ સોળે પ્રકાશે કરી જગતનું કલ્યાણ કરો! આ ગ્રંથ તો કલ્યાણરૂપ જ છે, પણ કહેવાનું કે જગત્ જીવો આ ગ્રંથ વાંચી–વિચારી કલ્યાણ પામો. ૬

॥ इंद्रवज्रा वृत्तं ॥

यावज्जगत्येष सहस्रभानुः ।
पीयूषभानुश्च सदोदयेते ॥
तावत्सतामेतदपि प्रमोदं ।
ज्योतिः स्फुरद्वाङ्मयमातनोत ॥ ७ ॥

અર્થઃ—આ ગ્રંથમાં પણ પ્રકાશમાન વાણીરૂપ જ્યોતિ રહેલી છે; તો તે પણ જ્યાંસુધી આ જગતમાં હજારો કિરણોથી પ્રકાશતો જે સૂર્ય અને અમૃતઝરતો જે ચદ્ર એ બે રહે ત્યાંસુધી સત્પુરૂષોને આનંદ આપો, અર્થાત્ સૂર્ય-ચંદ્રની જેમ આ ગ્રંથ સદાકાળ રહેવાનો છે. એના કાગળ, પુંઠા, છાપ આદિ જે પૌદ્ગલિક વસ્તુ તે ભલે તેના સ્વભાવ પ્રમાણે સડી જઈ નાશ પામે-રૂપાંતર પામે, પણ એમાં રહેલું જે જ્ઞાન, એમાં રહેલો જે ગૂઢ મર્મ, એ તો ચંદ્ર-સૂર્ય પેઠે કાયમ રહેવાનાં. ભવ્ય જીવ, સત્પુરૂષરૂપ કમલ અને કુસુદને એ આનદનો હેતુ થાઓ! ૭.

॥ इति श्रीमन्महोपाध्याय श्रीकीर्तिविजयगणि-
शिष्योपाध्याय श्रीविनयविजयगणिनिरचित
श्रीशांतसुधारसग्रंथः समाप्तः ॥

